# ભયંકર ભદ્ર

અથવા

## કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારમાટે !

### દ્વિતીય ખણ્ડ

રેનૉલ્ડ્ઝકૃત "ફૉસ્ટ"નો અવિકલ ગુર્જર અનુવાદ


અનુવાદક

ઠક્કુર નારાયણ વિસનજી

પોરબંદર ( કાઠિયાવાડ )


"विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः" भर्तृहरिः


પ્રકાશક

મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે

ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક

ત્રણદરવાજા—અમદાવાદ.



(ગ્રંથસ્વામિત્વના સર્વ અધિકાર પ્રકાશકે સ્વાધીન રાખ્યા છે)



અમદાવાદ—ખાડીઆ—"શ્રી ભાગ્યોદય" પ્રિન્ટિંગ પ્રેસમાં
જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

પ્રથમ આવૃત્તિ　　પ્રત ૧૦૦૦

વિક્રમાબ્દ ૧૯૭૫　　ઈ. સ. ૧૯૧૯

મૂલ્ય રૂ. ૨—૧૨—૦

# ગ્રન્થસમર્પણ

આ સંસારમાંનાં જે સ્ત્રી તથા પુરુષો આ ક્ષણભંગુર સંસારને શાશ્વત સ્વર્ગની ભાવનાથી અવલોકીને કેવળ ઐહિક ઐશ્વર્ય, નાનાવિધ ભોગવિલાસ, ઇન્દ્રિયસુખલાલસાની તૃપ્તિ તથા સ્વાર્થની સિદ્ધિને જ માનવજીવનનો નિષ્કર્ષ માની એ વસ્તુઓની પ્રાપ્તિ-માટે પરમેશ્વર, ધર્મ તથા નીતિ આદિ કલ્યાણકારક પદાર્થોને તિલાંજલિ આપી મહાભયંકર પિશાચપૂજા તથા પિશાચવૃત્તિને પ્રેમથી સ્વીકારી લે છે અને અનેકવિધ નીચતમ કર્મોમાં પ્રવૃત્ત થાય છે, તેવાં પિશાચપૂજક સ્ત્રીપુરુષોને, એ પિશાચપૂજાના અંતિમ મહાદુઃખદાયક પરિણામનો સાક્ષાત્કાર કરાવવાના શુભ આશયથી, પ્રસ્તુત નવલકથા સાદર સમર્પિત કરવામાં આવે છે !



“ હજારો નરપિશાચો સ્વાર્થસરિતામાં તણાઇને;
અને શયતાનના શાગિર્દ લોભોથી દબાઇને;
ક્ષણિક સંસાર સુખમાટે ઘરે કેવી બુરાઇને?;
કરે છે કામ એવાં કે લજાવે છે કસાઇને!;
અરે શયતાન પણ તે નરપિશાચોથી ડરી જાતો;
છતાં આશ્ચર્ય કે સંસારમાં શયતાન નિન્દાતો!”.

‘દેવી દમયન્તી’ નાટક

# અનુક્રમણિકા.

## ( દ્વિતીયખણ્ડની )



દ્વિતીય ખણ્ડ સમાપ્ત

# ભયંકર ભદ્ર

## અથવા

## કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારમાટે !

### પ્રકરણ ૧ લું

#### બેરન્ જેર્નિન

જે દિવસે જ્વાળામુખી વેસુવિયસૂના ફાટવાથી અને તેમાંની અનેક આપત્તિઓના નીકળવાથી તેની તળેટીમાંનો પ્રદેશ સર્વથા ઉધ્વસ્ત થઇ ગયો હતો અને તે સાથે નેપલ્સનગરના બચાવની આશા સર્વથા ત્યાગી દેવામાં આવી હતી, તેજ દિવસે વાયના નગરમાં કેટલીક એવી ઘટનાઓ બની હતી કે તેમનો ઉલ્લેખ અસ્થાનીય તેમ જ અપ્રાસંગિક તો નહિ જ થાય.

વાયના નગરના એક વિશિષ્ટ ભાગમાં બેરન્ જેર્નિન્નો એક વિશાળ તથા ભવ્ય મહાલય હતો અને તેમાં તે બેરન્ પોતાની પત્ની સહિત નિવાસ કરતો હતો. બેરન્ની અવસ્થા લગભગ ચાળીસ વર્ષની હતી અને તે કોઇ એક સમયમાં અત્યંત રૂપસુંદર પણ હતો, પરંતુ અત્યારે અત્યંત વિલાસની આસક્તિ તેમ જ મદિરાપાન આદિ વ્યસનોએ તેના મુખમંડળમાં મહત્ પરિવર્ત્તન કરી નાખ્યું હતું. તેના મુખનો રંગ પીળો થઇ ગયો હતો અને તેનાં નેત્રો બહુ જ ઊંડાં ઊતરી ગયાં હતાં. જો કે તે અશિક્ષિત તથા બુદ્ધિહીન હતો, પરંતુ પોતાની એ ન્યૂનતાને તે મધુર વાર્ત્તાલાપ તથા બુદ્ધિમત્તાની બે ચાર ચેષ્ટાઓના આવરણથી નિરંતર છુપાવી રાખતો હતો; અને જેમના યોગે તે પોતાની ન્યૂનતાને ઢાંકી દેવાના કાર્યમાં સક્ષમ થતો હતો, તે ચેષ્ટાઓ તે તેની પ્રાકૃતિક ચેષ્ટાઓ જ હતી. તે વારંવાર દ્યૂત અને તદન્તર્ગત અન્ય પણ અનેક કુકર્મોના આનન્દને લૂટયા કરતો હતો અને તેથી વાયના નગરમાંના એકંદર સઘળા લુચ્ચા, લફંગા તથા બદમાશ લોકો તેના લંગોટિયા ગોઠિયા બની ગયા હતા. બેરન્ તેની

પોતાની બુદ્ધિની તીવ્રતા તથા સંસારની ચડતી પડતીના અનુભવના યોગે તેના લુચ્ચા, લફંગા, બદમાશ, ચોર તથા જુગારી દોસ્તોના બનેલા લસ્કરનો સરદારજંગ સિપાહસાલાર અથવા કમાન્ડર–ઇન–ચીફ મનાતો હતો.

**એરન**ના જીવનચરિત્રમાંની કેટલીક ઘટનાઓ અતિશય વિલક્ષણ હોવાથી તેમના ઉલ્લેખની અતિશય આવશ્યકતા હોય, તો તે સ્વાભાવિક જ છે. જ્યારે તે સંપૂર્ણ યુવા થયો, તે વેળાયે તેનાં માતાપિતા તેનામાટે અતુલ ધનસંપત્તિને મૂકી સ્વર્ગધામનાં નિવાસી થયાં હતાં. તે વેળાયે તેની સંભાળનું કાર્ય તેના એક કાકાને સોંપવામાં આવ્યું હતું કે જે કાકો રાજ્યમાં એક સારી પદવીપર આરૂઢ હતો. એ અનાથ બાળકને કેવળ તેના કાકાની કૃપાદૃષ્ટિના આધારપર જ છોડી દેવામાં આવ્યો નહોતો; કારણકે, તેનાં માતાપિતા વિપુલ ધન તથા અતિશય ઐશ્વર્ય તેનામાટે આ સંસારમાં મૂકી ગયાં હતાં. જે સમયે તેનો હાથ તેના કાકાના હાથમાં સોંપવામાં આવ્યો હતો, તે વેળાયે તેની અવસ્થા ત્રેવીસ વર્ષની હતી. તેનો કાકો એક અત્યંત શુદ્ધ હૃદયનો પુરુષ હતો અને તેથી તેણે **થિયોડાર–એરન**નું નામ **થિયોડાર** હતું–ને ઉચિત શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી અને તેની સાથે તેનાં માતાપિતા જે સંપત્તિ મૂકી ગયાં હતાં, તે સંપત્તિને વધારવાનો આરંભ પણ કરી દીધો. જ્યારે **થિયોડાર** વયમાં આવી ગયો એટલે તેના કાકાએ તેની સર્વ સંપત્તિ તેના હાથમાં સોંપી દીધી અને તે સાથે પોતાની સમસ્ત સંપત્તિ પણ તેના નામપર વિલ્ કરીને ચઢાવી દીધી. આવી રીતે અગાધ સંપત્તિ પ્રાપ્ત થવાથી તે **થિયોડાર** અથવા **એરન્ જેર્નિન્ વા**યના નગરમાંના સર્વ ધનાઢ્ય જનો કરતાં અધિકતર ધનાઢ્ય ગૃહસ્થ થઇ ગયો. એ પછી અલ્પ કાળમાં જ તેનો કાકો પણ સ્વર્ગવાસી થયો અને તેના સ્વર્ગવાસથી **એરન્** તેની અને પોતાની સમસ્ત સંપત્તિનો સ્વતંત્રાધિકારી સ્વામી બની ગયો.

યુવાવસ્થાથી જ **એરન**ના મનમાં અન્યાન્ય દેશોના નિરીક્ષણની તથા ઇતસ્તતઃ ભ્રમણ કરવાની ઇચ્છા રહ્યા કરતી હતી, એટલે અત્યારે સંપૂર્ણ સ્વતંત્ર થવાથી તેણે ભિન્ન ભિન્ન દેશોમાં પ્રવાસ કરવાનો પોતાના મનમાં નિશ્ચય કર્યો. તે કાળમાં જે એક મોટામાં મોટી આપત્તિ હતી તે એ હતી કે આજની પેઠે તે કાળમાં નોટ તથા બેંકપરના ચેકો આદિ નિર્ભય સાધનોનો સર્વથા અભાવ હોવાથી સોના ચાંદીના સિક્કા કે પછી જવાહિરાત આદિ સાધનો જ પ્રવાસમાં

સાથે રાખવાં પડતાં હતાં. આવી પરિસ્થિતિ હોવાથી બૅરને બે થી ત્રણ વર્ષ ચાલી શકે તેટલાં બહુમૂલ્ય જવાહિરાતને સાથે રાખી લીધાં અને પોતાના ગૃહમાંથી આનંદસહિત પ્રયાણ કર્યું.

તેના ગૃહત્યાગને બાર વર્ષ જેટલો દીર્ઘ કાળ વીતી ગયો, પરંતુ તેના કાંઇ પણ સમાચાર તેના મિત્રોને ન મળ્યા અને તેથી કેટલાક રાજ્યાધિકારીઓએ સમ્રાટ્‌નાં ચરણોમાં એવા પ્રકારની પ્રાર્થના રજૂ કરી દીધી કે, 'બૅરન્ જેર્નિન્ આજે બાર વર્ષથી અદૃશ્ય થઇ ગયો છે અને એટલા કાળાવધિમાં તેણે કોઇવાર એક પત્ર પણ તેના કોઇ મિત્રપર લખ્યું નથી; એથી અવશ્ય એવું અનુમાન કરી શકાય છે કે, તે કોઈ વિદેશીય ભૂમિમાં અકાળ કાળને વશ થઈ ગયેલો હોવો જોઇએ; તેના ભાડૂતો તેની જમીન તથા જાગીરનો કોઇ પણ પ્રકારનો બદલો આપ્યા વિના ભોગવટો કરી રહ્યા છે અને તેની સંપત્તિનું કોઇ વાલી કે વારસ છે નહિ; આ સર્વ કારણોથી તેની સર્વ સ્થાવર તથા જંગમ સંપત્તિને સરકારે જપ્ત કરી લેવી જોઇએ અને એવા આશયનું આજ્ઞાપત્ર કાઢવું જોઇએ કે, એ સંપત્તિનો જે કોઇ પણ સત્ય અધિકારી આવીને એ સંપત્તિપરના પોતાના અધિકારને સિદ્ધ કરી બતાવશે, તો તે વેળાયે એ સંપત્તિ તત્કાળ તેને પાછી આપી દેવાશે.'

આ દસ્તાવેજ જર્મનીના સમ્રાટ્‌પર મોકલી આપવામાં આવ્યો અને સમ્રાટે તેનું અવલોકન કરીને તથા તે વિશે વિચાર કરીને બૅરન્ જેર્નિન્‌ની સર્વ સ્થાવર તથા જંગમ સંપત્તિને જપ્ત કરવામાટેની આજ્ઞા આપી દીધી. પરંતુ તે સ્થાવર તથા જંગમ સંપત્તિની જપ્તીને હજી તો ભાગ્યે જ બે ચાર દિવસ થયા હતા એટલામાં તો અચાનક બૅરન્ જેર્નિન્ કોણ જાણે ક્યાંથી આવીને ત્યાં ઉપસ્થિત થયો. તેની મુખમુદ્રા એ વેળાયે સર્વથા બદલાઇ ગઇ હતી અને તે એટલી સીમા-પર્યન્ત કે તેના લંગોટિયા દોસ્તો અથવા બાલમિત્રો પણ ભાગ્યે જ તેને ઓળખી શકતા હતા. તેના બાહ્ય આકાર સાથે તેના વર્ત્તન આદિમાં પણ એટલું બધું પરિવર્ત્તન થઇ ગયું હતું કે, એક સમયના ભલા અને ભોળા બૅરન્ જેર્નિન્‌ની હવે ગામના પક્કા બદમાશોમાંજ ગણના થવા લાગી હતી.

જેર્નિને આવતાંની સાથે જ દરબારમાં પોતાની સર્વ સંપત્તિ પોતાને પાછી મળવામાટેની અર્જી આપી દીધી અને તેથી સરકાર તરફથી તે પોતેજ બૅરન્ જેર્નિન્ હતો કે કેમ, એ વિશેનાં સંપૂર્ણ પ્રમાણો માગવામાં આવ્યાં. જેર્નિને અનેક પ્રકારનાં પ્રમાણો આપવાનો

આરંભ કરી દીધો; પોતાની ભિન્ન ભિન્ન સંપત્તિઓનાં ભિન્ન ભિન્ન નામો દર્શાવ્યાં, પોતાને ત્યાંના અશ્વ ઇત્યાદિ પશુઓની ગણના કરાવી અને અંતે જે કેટલાંક જવાહિરોને તે પોતા સાથે લેતો ગયો હતો અને જેમને તેના મિત્રો સારી રીતે ઓળખી શકતા હતા તે જવાહિરોનું કોર્ટને દર્શન કરાવ્યું અને ત્યાર પછી પોતાના યૂરોપ, એશિયાટિક, તુર્કસ્તાન અને અન્યાન્ય દેશોમાંના દીર્ઘ પ્રવાસનો વૃત્તાન્ત પણ કહી સંભળાવ્યો. એ પ્રવાસના વૃત્તાન્તની સમાપ્તિ પછી તેણે જણાવ્યું કે: "મારા પ્રવાસમાં જેનું મને કદાપિ સ્વપ્ન પણ આવ્યું નહોતું, એવા એક કાલ્પનિક રાજકીય દોષમાટે અમુક સ્થાનમાં દીર્ઘકાળ પર્યન્ત મને બંદી કરી રાખવામાં આવ્યો હતો અને એ કારણથી જ ઘણા કાળથી મારાથી મારા મિત્રોપર કુશળસમાચારનાં પત્રો લખી શકાયાં નહોતાં." એ પછી જે કેટલાક અનુચરોને પ્રવાસમાં જતી વેળાએ તે પોતાના પ્રાસાદમાં મૂકી ગયો હતો તેમને તથા તેના કેટલાક નિકટના સંબંધમાં આવનારા મિત્રોને સાક્ષી તરીકે રજૂ કરવામાં આવ્યા અને તેમણે એવા પ્રકારની જ સાક્ષી આપી કે: "બેરન્ જેર્નિન્ આ પોતે જ છે, એમ અમો અમારા એની સાથેના નિકટ સંબંધના યોગે નિશ્ચયપૂર્વક કહી શકીએ છીએ." જ્યારે સમ્રાટ્ના ન્યાયમંદિરને તેના બેરન્ જેર્નિન્ હોવા વિશેનાં સર્વ સંતોષકારક પ્રમાણો મળી ગયાં એટલે પછી તત્કાળ સર્વ સંપત્તિ તેને સોંપી દેવામાં આવી. એ ઘટના, એ બેરન્ જેર્નિનનો અમો જે વેળાવે વાંચકોને પરિચય કરાવીએ છીએ, તે કાળથી ચાર વર્ષ પૂર્વે જ બની ગઈ હતી.

આવી રીતે સર્વ સંપત્તિ પોતાના હસ્તમાં આવતાં જ તે જેર્નિન્ એવા તો અયશ અને આરામ તથા મદિરાપાન આદિના વ્યસનમાં પડી ગયો કે તેની એ વ્યસનાધીનતાના યોગે તેના જૂના મિત્રો તેને ઘૃણાની દૃષ્ટિથી જોવા લાગ્યા અને તેથી તેમણે તેની સંગતિનો પણ સર્વથા ત્યાગ કરી દીધો. જેર્નિને ત્યારપછી જેમના વિશ્વાસે તે પોતાની સર્વ સંપત્તિને છોડીને પ્રવાસમાં ચાલ્યો ગયો હતો તે વિશ્વાસપાત્ર અનુચરો તથા સેવકોને પોતાના ગૃહમાંથી બહાર હાંકી કાઢ્યા અને જેમણે તે પાછો આવ્યો ત્યાં સુધી તેની સંપત્તિને પ્રાણ કરતાં પણ વધારે સંભાળથી સાચવી રાખી હતી, તેમની એ સત્યનિષ્ઠા તથા સ્વામિનિષ્ઠાનો તેના મનમાં લેશ માત્ર પણ વિચાર આવ્યો નહિ. તે સત્યનિષ્ઠ તથા સ્વામિનિષ્ઠ સેવકોનાં સ્થાનોમાં તેણે લુચ્ચા, લબાડ તથા પાજી લોકોની ભરતી કરી દીધી અને તેથી હવે તેઓ

જ તેની સેવામાં હાજર રહેવા લાગ્યા. તેના જૂના તથા પ્રતિષ્ઠિત મિત્રોને બદલે તેની પાસે એવા એવા મહાપુરુષો પધારવા લાગ્યા કે, જેઓ શતાવધિવાર રાજદંડ ભોગવી ચૂક્યા હતા અને જેમનામાટે અન્યત્ર ક્યાંય પણ ઊભા રહેવાનું કે બેસવાનું સ્થાન હતું જ નહિ; તે મહાશયો અષ્ટૌપ્રહર જેર્નિન્ના પ્રાસાદમાં પોતાની છાવણી નાખીને પડ્યા રહેતા હતા, જેર્નિન્નું જ ખાતા હતા અને નાના પ્રકારની ઉત્તમોત્તમ મદિરાઓનું પાન કરીને આ મર્ત્યલોકમાં અમરલોકના આનન્દને ભોગવ્યા કરતા હતા. અત્યારે તો હવે એ એક રૂઢિ જ થઇ ગઇ છે કે, જ્યારે પણ કોઇ ગૃહસ્થના હાથમાં સંપત્તિ આવે છે એટલે તત્કાળ શતાવધિ હરામખોરો—હરામનું ખાનારા—તેના મિત્ર બની જાય છે અને તેઓ જ્યારે તે સદ્ગૃહસ્થને '**करतलभिक्षा तरुतलवासः**' જેવી અવસ્થામાં લાવી મૂકે છે, ત્યારે જ તેનો પીછો છોડે છે. આ કારણથી એરન્ જેર્નિન્ના આગમનને હજી તો પૂરાં ત્રણ વર્ષ પણ ભાગ્યે જ થયાં હતાં એટલામાં તો તેની સમસ્ત સંપત્તિ સ્વાહા થઇ ગઇ અને તેથી તેના નવીન સ્વાર્થપરાયણ મિત્રો પણ એક એક કરીને તેનાથી દૂર ખસી ગયા. હવે એરન્ જેર્નિન્ની આંખો ઉઘડી અને તેથી તે પોતાનાં છેલ્લાં વીતેલાં ત્રણ વર્ષના કાલાવધિને અત્યંત ઘૃણાની દૃષ્ટિથી જોવા લાગ્યો. પરન્તુ 'અબ પચતાનેસે હાસિલ કયા, જબ ચિડિયા ચુગ ગઇ ખેત !' એ ન્યાય પ્રમાણે તેનો પશ્ચાત્તાપ નિરર્થક હતો. જ્યારે ફૅાસ્ટે પ્રથમવાર તેનો સાક્ષાત્કાર કર્યો, તે વેળાયે એરન્ જેર્નિન્ આ પ્રમાણેની દુઃખમયી અવસ્થામાં હતો અને તેથી ફૅાસ્ટે તેની એ દુર્દશા વિશે પોતાનો શોક દર્શાવીને તેને કેટલીક આર્થિક સહાયતા પણ આપી હતી.

ફૅાસ્ટને હવે પોતાના વંશપરિવર્તનના કાર્યની સર્વ પ્રકારે નિર્વિઘ્ન સમાપ્તિ થઇ ચૂકેલી હોવાથી ઇડાની લેશ માત્ર પણ આવશ્યકતા નહોતી અને તેથી ઇડામાટે કોઇ એક ઉપયુક્ત વરને શોધી કાઢવાની અનિવાર્ય આવશ્યક્તા હોવાથી ખૂણેખાંચરે ખોળી ખોળીને તેણે આ એરન્ જેર્નિન્ને શોધી કાઢ્યો હતો, તેની સાથે મિત્રતા કરી લીધી હતી અને ક્રમશઃ તેની સાથે વાતચીત ચલાવીને વિપુલ ધનના લોભમાં લપટાવી ઇડા સાથે પરણવા વિશેની તેની પાસેથી અનુમતિ પણ લઇ રાખી હતી. ફૅાસ્ટે એ કડાકા બાલૂસ એરનને બહુ જ સારા પ્રમાણમાં ધન આપ્યું અને ઇડા સાથે તેનો લગ્નસંબંધ કરાવી દીધો. વિવાહવિધિની સમાપ્તિ થતાં જ જેર્નિન્ અને તેની નવીન પત્ની ઇડા ત્યાંથી નીક-

ળીને એક દૂરના કસબામાં જઇને નિવાસ કરી રહ્યાં. ત્યાં કેટલાક માસોનો કાળ આનન્દમાં વીતાવ્યા પછી તેમને એક બાળકની પ્રાપ્તિ થઇ. આ બાળક તે જ હતો કે જે ફૉસ્ટ તથા ઇડાના વ્યભિચારથી જ ઇડાના ગર્ભમાં આવ્યો હતો અને તેથી તેનો સત્ય પિતા જેર્નિન્ નહિ, પણ ફૉસ્ટ પોતે જ હતો. પરંતુ તે બાળક આ સંસારમાં આવ્યા પછી કેવળ ચોવીસ કલાક જેટલા અલ્પ કાળમાં જ આ સંસારને સદાને માટે ત્યાગીને સ્વર્ગલોકમાં ચાલ્યો ગયો અને તેથી ફૉસ્ટના હૃદયમાંથી એક પ્રકારે દુઃખનો ભાર કાંઇક આછો થયો.

પ્રસવજન્ય વેદનાનો અન્ત થવાથી જ્યારે ઇડાના શરીરમાં પ્રવાસના પરિશ્રમોને સહન કરવાની શક્તિનો પુનઃ આવિર્ભાવ થયો, એટલે તત્કાળ તે દૂરના કસબામાંના નિવાસસ્થાનને ત્યાગીને પાછી પોતાના ભાડૂતી પતિ સાથે વાયનામાં આવી અને ત્યાં જ વસવા લાગી. અર્થાત્ આવી રીતે તેની લજ્જાયુક્ત પાપિષ્ટતાનો એક અંશ માત્ર પણ સંસાર અથવા સમાજના લોકોના જાણવામાં ન આવી શક્યો.

અહીં કદાચિત્ અમારા વાંચકોના હૃદયમાં એ પ્રશ્ન ઉદ્દભવવાનો સંભવ છે કે, પોતાની અપરાધિની પ્રિયપાત્રા ઇડામાટે વરને શોધવાનો પરિશ્રમ લેવાની ફૉસ્ટ્‌ને એટલી બધી તે શી આવશ્યકતા હતી વારુ ? એટલે કે, તેનો કોઇ અન્ય પુરુષ સાથે લગ્નસંબંધ કરી આપવાનું શું પ્રયોજન હતું ? તો એનું ઉત્તર આ પ્રમાણે છેઃ— એ કાર્ય એટલામાટે આવશ્યકીય હતું કે, ઇડા ફૉસ્ટ્‌નાં સર્વ ગુપ્ત રહસ્યોને જાણતી હતી; એટલે કે, જેમ તે શયતાનની સત્તામાં સોંપાયલા ફૉસ્ટ્‌ના ભાગ્યના ભેદને જાણતી હતી તેમ જ દેવાલામન્દિરમાંની રહસ્યમયી ઘટના પણ અથથી ઇતિ પર્યન્ત તેના જાણવામાં હતી. ઇટાલિયન્ અબળાઓ પ્રેમમાં અતિશય દૃઢ હોય છે અને ઇડા એક ઇટાલિયન્ વંશીય અબળા હોવાથી પોતાના જન્મજાત સ્વભાવ અનુસાર ફૉસ્ટ્‌માં તેનો દૃઢ પ્રેમ હતો. ફૉસ્ટ પણ ઇડામાં જેને અદ્દભુત તથા રહસ્યમય વિકાર કહેવામાં આવે છે, તેવા પ્રકારનો પ્રેમ રાખતો હતો અને તેથી ઇડાના મનના સંતોષમાટે તેણે પોતાથી જે બની શકે તે સર્વ કાંઇ કર્યું હતું. ઇડાના વચનથી તેણે પોતાના ક્રોધનો પણ એકવાર ત્યાગ કરી દીધો હતો કે જે ક્રોધ અન્યથા તેના ચિત્રકાર બંધુના પ્રાણ લીધા વિના કદાપિ શાંત થાય તેવો સંભવ નહોતો. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ ફૉસ્ટે અન્ય પુરુષ સાથે તેનો લગ્નસંબંધ શામાટે કરી આપ્યો વારુ ? આમ કરવાનું મૂળ કારણ એ હતું

કે, પ્રથમ તો ફ્રૉસ્ટ ઇડાને થેરેસાથી ભિન્ન તથા દૂર રાખવા ઇચ્છતો હતો અને દ્વિતીય તે તેના વર્ત્તમાન પતિથી સર્વ પ્રકારે નિશ્ચિન્ત હતો; કારણકે, એ ભેદને તે સારી રીતે જાણતો હતો કે, બેરન્ જેર્નિન્ ઇડાનો પતિ તો હતો, પરન્તુ તે કેવળ નામ માત્રનો જ પતિ હતો અને ઇડા વાસ્તવિકતાથી જેર્નિનની પત્ની હતી જ નહિ. આવા નામ માત્રના ભાડૂતી પતિ સાથે ઇડાને પરણાવ્યા વિના ઇડા સાથેના સ્નેહસંબંધને આગળની પેઠે ચાલૂ રાખી શકાશે નહિ, એ વાર્ત્તાને ફ્રૉસ્ટ સારી રીતે જાણતો હતો અને ઇડા સાથેના પોતાના ગુપ્ત સંબંધને અવિચલ રાખવામાટે જ તેણે બુદ્ધિપૂર્વક આવા પ્રકારની યોજના કરી હતી. અર્થાત્ ફ્રૉસ્ટના ઇડા સાથેના પ્રેમસંબંધના ભેદને બેરન્ જેર્નિન્ પણ સારી રીતે જાણતો હતો, પરન્તુ તે કેવળ ધનની લાલસાથી જ ઇડાનો ભાડૂતી પતિ થયેલો હોવાથી જ્યાં સુધી તેને તેની પોતાની વ્યસનલાલસાને પૂર્ણ કરવામાટેનાં યોગ્ય તથા વિપુલ સાધનો મળ્યાં કરે, ત્યાં સુધી પોતાની ભાડૂતી પત્નીનું વર્ત્તન સારૂં છે કે નઠારૂં છે, એ વિશેના વિચારથી મસ્તિષ્કને વિના કારણ ભ્રમાવવાની તેને લેશ માત્ર પણ આવશ્યકતા નહોતી અને તેથી તે એ વિશેનો કશો પણ વિચાર કોઇ વાર કરતો જ નહોતો.

સારાંશ કે, જે વેળાયે અમો અમારા વાંચકોને બેરન્ જેર્નિન્ તથા બેરોનેસ્ જેર્નિન્નો આ પરિચય કરાવીએ છીએ, તે વેળાયે તેમના દંપતીસંબંધની સત્ય સ્થિતિ આવા પ્રકારની હતી; અને એનું પણ અહીં સારી રીતે સ્મરણ રાખવાનું છે કે, એક વર્ષ કરતાં કાંઇક અધિક કાલાવધિનું આ ગતાવલોકન આપણને ઇ. સ. ૧૪૯૫ ના મે માસની ૧ લી તારીખના કાલાંશમાં લાવી મૂકે છે; એટલે કે, એ દિવસે જેર્નિન્ તથા ઇડાના લગ્નસંબંધને એક વર્ષ કરતાં કાંઇક અધિક કાળ થવા આવ્યો હતો.

એ તો અમોએ ઉપર જણાવેલું જ છે કે, જે દિવસે નેપલ્સ્ નગરના નિકટમાં વેસુવિયસ્ જ્વાલામુખીના સ્ફોટ આદિની જે ઘટનાઓ થઇ હતી તે જ દિવસે વાયનાનગરમાંના બેરન્ જેર્નિનના મહાલયમાં પણ અમુક વિશિષ્ટ ઘટનાઓ બની હતી અને તે વિશિષ્ટ ઘટનાઓનું જ અત્યારે આપણે નિરીક્ષણ કરવાનું છે.

ઇડા પોતાના ઓરડામાં થોડા દિવસ પૂર્વે ફ્રૉસ્ટ્ તરફથી તેને ઉપહાર અથવા પ્રેમોપહાર તરીકે મળેલાં જવાહિરોની એક નાની પેટીમાં દૃષ્ટિને સ્થિર કરીને બેઠી હતી અને તેમાંનાં જવાહિરોનું અવ-

લોકન કરતી હતી: એટલામાં તેની ગર્ટ્રુડ્ નામક બાંદી ત્યાં આવી. તેણે જ્યારે ઓરડામાં પ્રવેશ કર્યો તે વેળાએ ભય તથા ગભરાટનાં ચિન્હો તેના મુખમંડળમાં સ્પષ્ટ દેખાતાં હતાં. તેણે આવતાંની સાથે જ પોતાની સ્વામિનીને સંબોધીને ઉચ્ચ સ્વરથી કહ્યું કે: "આહ, શ્રીમતી! આપણા વિશાળ સ્ફટિકકક્ષમાં કોઇ એક મહાવિલક્ષણ અજ્ઞાત પુરુષ આવીને બેઠો છે અને તે આપને મળવામાટે અત્યન્ત આતુર થએલો હોય, એમ પ્રત્યક્ષ જણાય છે."

"મને મળવામાટે!" ઈડાએ આશ્ચર્યદર્શક સ્વરથી કહ્યું અને તે સાથે જ બાહ્ય કક્ષમાંના પુરુષપ્રતિ નહિ, પણ પોતાના બંધુ ઑટોપ્રતિ તેનું ધ્યાન જવાથી આતુરતાથી તેણે પૂછ્યું કે: "તે પુરુષનો આકાર અને તેની મુખમુદ્રા આદિ કેવા પ્રકારનાં છે વારુ?"

"તે એક ઠીંગણો, પાતળો, દુબળો અને રાતા રંગની દાઢીવાળો માણસ છે અને તેની ખડબચડી દાઢીને જોતાં સ્પષ્ટ જણાય છે કે, તે દાઢીમાં તેણે કાંસકી તો કોઈ વાર ફેરવી જ નથી." ગર્ટ્રુડે ઉત્તર આપ્યું.

"જો એમ જ હોય, તો તો તે પુરુષે અહીં આવવામાં ખરેખર ભૂલ જ કરી છે; કારણકે, એવા પ્રકારના કોઇપણ પુરુષ સાથે મારો કશો પણ પરિચય છે જ નહિ." ઈડાએ, ગર્ટ્રુડે કરેલા તે પુરુષના વર્ણનથી પોતાના બંધુ વિષયક ચિન્તાથી મુક્ત થઈને, આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા.

"શ્રીમતી! અહીં આવવામાં તે પુરુષે લેશ માત્ર પણ ભૂલ કરી નથી;" ગર્ટ્રુડે પોતાના ભાષણનો પુનઃ આરંભ કર્યો: "પ્રથમ તો તેણે દ્વારમાં પ્રવેશ કરતાંની સાથે જ બેરન્ મહાશય સાથે મળવાની ઇચ્છા દર્શાવી હતી, પરંતુ જ્યારે દ્વારપાળે તેને એમ જણાવ્યું કે, 'બેરન્ મહાશય અત્યારે મહાલયમાં નથી,' એટલે તે બળાત્કારે દ્વારપાળને ખસેડીને મહાલયમાં ઘુસી આવ્યો અને એક કુરસીપર બેસીને કહેવા લાગ્યો કે: 'વારુ ત્યારે જ્યાં સુધી બેરન્ મહાશય નથી આવ્યા, ત્યાંસુધી હું અહીં બેસીને તેમની વાટ જોઉં છું.' થોડીક વાર પછી તેણે દ્વારપાળને પોતા પાસે બોલાવ્યો અને આજ્ઞા કરી કે: 'મારામાટે ભોજન તથા મદિરા આદિ લાવીને ટેબ્લપર હાજર કરો.' દ્વારપાળે તેની આ આજ્ઞાનો અસ્વીકાર કર્યો અને તેથી તે આગંતુક તેનાપર એટલો બધો છેડાઇ ગયો કે જેની કાંઇ સીમા જ નહોતી. હું તે વિશાળ કક્ષમાંથી આવતી હતી તે વેળાએ દ્વારપાળે મને સર્વ વૃત્તાન્ત સંભળાવ્યો અને..........."

ડડાએ કાંઇક કંટાળો આવવાથી તે બાંદીને વચ્ચે જ બોલતી અટકાવીને કહેવા માંડયું કે: " ગર્ટ્રુડ! તારી આ રાઇનો પર્વત કરી બતાવવાની ટેવનો હવે મને કંટાળો આવતો જાય છે. મારો એવા લુચ્ચા હરામખોરો સાથે કાંઈ પણ સંબંધ નથી; એવા પીટયા છોકરા સાથે મારે શા લેવા દેવા ? જઇને નોકરોને મારી આજ્ઞા સંભળાવી દે કે, તેઓ તેને ધક્કા મારીને મારા ગૃહમાંથી અપમાનસહિત બહાર કાઢી મૂકે. આવા ભામટાને પ્રથમ તો તેમણે ઘરમાં આવવા જ કેમ દીધો, એ હું સમજી શકતી નથી."

" આમ કહેવું તો સરળ છે, પરન્તુ કરી બતાવવું કઠિન છે." ગર્ટ્રુડ્ પોતાની સ્વામિનીના કથનનો પ્રતિવાદ કરતી કહેવા લાગી: " કારણ કે, તે પુરુષના હાથમાં એક મોટો ડંડો છે તેમ જ તેની કમરમાંની પિસ્તોલ પણ મારા જોવામાં આવી છે."

" પરન્તુ શું તે મને જ મળવા ઇચ્છે છે ? " બેરોનેસ્ જેનિન્ અથવા ડડાએ આતુરતાથી પૂછયું.

" જી હા, શ્રીમતી ! તે પીટયો આપને જ ત્યાં પોતાપાસે વિશાળ કક્ષમાં બોલાવે છે. જ્યારે મેં તેને જરા કટુ શબ્દોમાં એમ જણાવ્યું કે, ' કોઈ પણ પ્રકારના સબળ કારણ વિના આવી રીતે બેધડક પારકાના ઘરમાં ઘુસી આવવું, એ કાર્ય ગૃહસ્થોનું નહિ, પણ લુચ્ચા બદમાશ પાજીઓનું જ છે અને જ્યારે તમારી આ ધૃષ્ટતાની વાર્ત્તા અમારાં સ્વામિની બેરોનેસ્ મહાશયાના સાંભળવામાં આવશે, એટલે તો વળી તેઓ તમારાપર બહુ જ કોપાયમાન થશે.' બસ; આ શબ્દો સાંભળતાં જ તે પીટયો ઊભો થઇ ગયો અને કહેવા લાગ્યો કે: ' ઓહો, ત્યારે શું તમારા બેરન્ મહાશયે તેમની સાથે લગ્નસંબંધ કર્યો છે ? ' આમ બોલ્યા પછી તે આપને મળવામાટે આપણા વિશાળ કક્ષમાં નાના પ્રકારના ઉપદ્રવો મચાવી રહ્યો છે."

" ગર્ટ્રુડ્ ! એમાં તો જાણે લેશ માત્ર પણ સંશય નથી કે, તું એક સાધારણ તથા લઘુ વાર્ત્તાને સારી રીતે લંબાવી મરચું મીઠું ભભરાવીને વર્ણવવાની કળામાં નિપુણ છે." ડડાએ કહેવા માંડયું: " પરંતુ તે બદમાશને હું અવશ્ય મળીશ અને તે શા કારણથી મારા મહાલયમાં આવ્યો છે, તે પણ અવશ્ય તેને પૂછીશ."

આમ બોલતાંની સાથે જ ડડા તે વિલક્ષણ આગંતુકને જોવામાટે આશ્ચર્યસહિત વિશાળ કક્ષપ્રતિ જવાને ચાલતી થઇ. તેણે પોતાના મનમાં એવા પ્રકારનું અનુમાન કર્યું કે: ' જે પુરુષે અહીં આવીને

ઉપદ્રવ મચાવવાનું આટલું બધું સાહસ કર્યું છે, તે અવશ્ય બૅરનના બદમાશ તથા ભટકતા મિત્રોમાંનો કોઇ એક હોવો જોઇએ અને બૅરનના માલપર જ તાગડધિન્ના કરીને આટલો બધો ફાટી ગયેલો હોવો જોઇએ, એ નિ:સંશય છે !'

ગર્ટ્રુડની સાથે ચાલતી ડ્યુક વિશાળ કક્ષમાં આવી પહોંચી અને ત્યાં પહોંચતાં જ તે વિલક્ષણ પુરુષ તેના જોવામાં આવ્યો કે, જેની અવસ્થા પિસ્તાળીસ વર્ષની હતી અને બાકીનો તેનો આકાર-પ્રકાર અક્ષરશઃ તેવા જ હતો કે જેવા ગર્ટ્રુડે વર્ણવ્યો હતો. તેનાં વસ્ત્રો પણ સાધારણ પ્રકારનાં જ હતાં.

ડ્યુકને જોતાં જ તે વિલક્ષણ પુરુષે શીઘ્રતર પોતાની ફાટેલી અને તૂટેલી ટોપી તરફ પોતાના હાથને વાળીને સન્માનનો ભાવ દર્શાવ્યો અને પૂછ્યું કે: " શું બૅરન જેર્નિનનાં બૅરોનેસ્ આપ પોતે જ છો કે ? "

" જી હા, હું પોતે જ બૅરોનેસ્ જેર્નિન છું અને આપના નામને સાંભળવાની પ્રતીક્ષા કરૂં છું: માટે કૃપા કરીને આપનું નામ શીઘ્ર જણાવો. " ડ્યુકે ઉત્તર આપીને તેના નામને જાણવાની આકાંક્ષા દર્શાવી.

પ્રથમ તો તે અજ્ઞાત પુરુષ બહુ જ હસ્યો અને ત્યારપછી કહેવા લાગ્યો કે: " હું કોણ છું, એ જ આપ જાણવા માગો છો ને ? મારી આ અવસ્થા તથા ધૃષ્ટતાથી આપ નાના પ્રકારના તર્ક-વિતર્ક કરતાં હશો કે, આ મિત્ર છે, શત્રુ છે કે પછી ઇશ્વર જાણે કોણ છે ! એટલામાટે એટલું તો આપને આરંભમાં હું જણાવું છું કે, હું બૅરન મહાશયનો એક મિત્ર છું અને તે પણ નવો નહિ, કિન્તુ જૂનો પુરાણો દોસ્ત છું. જ્યારે તેઓ અહીં પધારશે, ત્યારે તેઓ મારો કેવો અને કેટલો આદર સત્કાર કરે છે, તે આપના જોવામાં આવી જશે. જો કે તેમની સાથે મારી છેલ્લી મુલાકાત થયાને ઘણો કાળ થઇ ગયો છે, છતાં પણ મને વિશ્વાસ છે કે, તેઓ અમારી અચલ મિત્રતામાં લેશ માત્ર પણ ન્યૂનતા થવા દેશે નહિ. મારે આ ઉપરાંત જે બીજી વાર્તાઓ કરવાની છે, તે હવે હું તેમની સાથે એકાન્તમાં જ કરીશ. પરન્તુ કૃપા કરીને એ તો જણાવો કે બૅરન મહાશય કેટલીકવારમાં અહીં આવશે વારૂ ? "

ડ્યુકે ક્રોધનો રંગ બતાવીને કહ્યું કે: " તેઓ હવે થોડીવારમાં જ અહીં આવવા જોઇએ અને મારો એ દૃઢ નિશ્ચય છે કે, તેઓ

તમારા જેવા એક પાજી તથા બદમાશ દોસ્તને અવશ્ય ઘરમાંથી ગળચીમાંથી પકડીને જ બહાર હાંકી કઢાવશે."

તે વ્યક્તિએ સંકોપ તથા ઉપાલંભરૂપ વાણીથી ઉત્તર આપ્યું કે: "મારો તો એવો જ દૃઢ નિશ્ચય છે કે, તેઓ મારી સાથે એવી રીતે કદાપિ વર્ત્તવાના નથી. પરંતુ હું આપ જેવાં એક પરમ સુન્દરી અને મૃદુવંગી અબળા સાથે આવા કઠિન શબ્દોમાં વાર્ત્તાલાપ કરવા જરૂર જતો નથી અને........"

"નીચ, નફટ, પાજી, બદમાશ! ચાલ દૂર થા; આ ક્ષણે જ અમારા આ આવાસમાંથી બહાર નીકળી જા!" કુંડાએ તે આગંતુકના શબ્દોથી ક્રોધવડે લાલચોળ થઇને ક્રોધના અનિવાર્ય આવેશમાં જ આ પ્રમાણેના શબ્દો ઉચ્ચારી દીધા.

તે આગંતુકે બહુ જ બેપરવાઇથી જવાબ આપ્યો કે: "વારુ, ત્યારે અત્યારે તો આપણે અહીંથી સિધારીએ છીએ; કારણકે, અમારી પોતાની પણ એવી જ ઇચ્છા છે; પરંતુ સૂર્યાસ્ત થવા પૂર્વે સંધ્યા સમયે હું બેરન્ મહાશયને મળવામાટે પાછો આ સ્થાનમાં આવીશ અને જો શ્રીમતી તેમને એમ જણાવવાની કૃપા કરશે કે, 'તમારો મિત્ર શર્મન્ તમને મળવામાટે આવ્યો હતો;' તો શ્રીમતી જાણી શકશે કે, એ વાર્ત્તા સાંભળીને તેઓ કેટલા પ્રસન્ન થાય છે!" આટલું કહીને તેણે સન્માન દર્શાવવામાટે પાછી ટોપી ઊતારી અને ત્યારપછી તે વિલક્ષણ પુરુષ તે વિશાળ કક્ષમાંથી વિદાય થઇ ગયો.

દ્વારપાળે તે આગંતુક પુરુષના બહાર નીકળવામાટે આંગણાના દ્વારને ઊઘાડતાં ઊઘાડતાં કહ્યું કે: "મહાશય, હું ધારું છું કે, આપની જેવી આકૃતિ છે, તેવો જ આપનો સત્કાર પણ સર્વથા યોગ્ય જ થયો હશે."

દ્વારપાળના એ ઉપાલંભને સાંભળીને શર્મને અતિશય બેપરવાઈ તથા સ્વતંત્રતાથી ઉત્તર આપ્યું કે: "ઓહ! તું કમીનો પણ મારાપર આવા ઉપાલંભની વૃષ્ટિ વર્ષાવે છે!" આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ તેણે તે દ્વારપાળના હાથપર બળપૂર્વક ડંડો જમાવી દીધો અને તે લાગવાથી દ્વારપાળના હાથમાંથી ચાવીઓનો ઝુમખો નીચે જમીનપર પડી ગયો.

દ્વારપાળે ચીત્કાર કરીને તે આગંતુકને ગાળો ભાંડવાનો આરંભ કરી દીધો; પરંતુ તે આગંતુકે તેની ગાળોની જરાપણ દરકાર કરી નહિ અને પ્રથમ જેવી નિશ્ચિન્તતાથી જ તે મનમાં ને મનમાં કાંઇક બબડતો ત્યાંથી આગળ વધ્યો અને ગચ્છંતી કરી ગયો.

ઈડાનું હૃદય શર્મનની ધૃષ્ટતા તથા અસભ્યતાથી અત્યંત શોકાતુર થઇ ગયું હતું. બેરન્ જેર્નિન્ શર્મનના નામને સાંભળીને શું કહે છે, એ જાણવામાટે તે અતિશય આતુર થઇ રહી હતી અને શર્મન સાથે તેની કેટલી તથા કેવી મિત્રતા છે, એ જાણવાની પણ તેની પરમ આકાંક્ષા હતી.

જ્યારે સૂર્યાસ્તમાં અર્ધ પ્રહરનો અવકાશ રહ્યો, તે વેળાયે બેરન્ જેર્નિન્ ઘેર આવ્યો; પરંતુ તે એ વેળાયે શરાબના નશામાં ચકચૂર હતો અને દુનિયાના ભાનથી બહુ જ દૂર હતો. દ્વારપાળે તેની આગળ આવીને પ્રાર્થના કરી કે: "શ્રીમતી બેરોનેસ્ મહાશયા શ્રીમાન્ બેરન્ સાથે કાંઇક વાર્તાલાપ કરવાની ઇચ્છા ધરાવે છે."

"શ્રીમતીની આ દાસપર અતિશય દયા તથા કૃપા છે!" બેરને કહ્યું. બેરન્ મહાશયે આ શબ્દો અમુક ઉદ્દેશ અથવા કારણથી ઉચ્ચાર્યા હતા અને તે ઉદ્દેશ એ હતો કે, બેરન્ જેર્નિન્ જુગારખાનામાં નાણાંની એક મોટી રકમ હારીને ઘેર આવ્યો હતો અને તેથી તેનું હૃદય અત્યંત શોકાતુર થઇ ગયું હતું. એથી જ્યારે બેરોનેસ્નું આમંત્રણ તેના સાંભળવામાં આવ્યું એટલે તે પ્રસન્ન થયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે: 'હવે તો ઇડા પાસે જઇને આમતેમની કેટલીક વાતો કરીને જ મનને પ્રસન્ન કરીશું.' પરંતુ હજી તો તે આવા વિચારમાં જ હતો તેટલામાં પોતાની બાંદી ગર્ટ્રૂડ્ને સાથે લઇને ઇડા પોતે જ વિશાળ કક્ષની બાજૂના ઓરડામાંથી આવીને બેરન્ સમક્ષ ઊભી રહી, અને બેરન્ને સંબોધીને કહેવા લાગી કે: "મારા સ્વામિન્! આ સ્થાનમાં જ આપણો મેળાપ થઇ ગયો, એ બહુ જ સારૂં થયું. આજે એક પુરુષે આપણા આ આલયમાં આવીને મારૂં કઠિન અપમાન કર્યું છે અને તે પણ વળી આપણા દ્વારપાળ તથા મારી આ બાંદી ગર્ટ્રૂડના દેખતાં જ. જો શ્રીમાન્ની ઇચ્છા હોય, તો તે ઘટનાનો સમસ્ત વૃત્તાન્ત હું શ્રીમાન્ને સંભળાવું અને તેની એ અસભ્યતાના બદલામાં, મારી ઇચ્છા છે કે, તેને કોઇ એવી જ કઠિન શિક્ષા આપવાનો પ્રબંધ થવો જોઇએ અથવા તો તેનાં હાડકાં ખોખરાં કરાવવાં જોઇએ કે જેથી બીજીવાર અન્ય કોઇ સભ્ય સ્ત્રીનું અપમાન કરવાનું સાહસ તે કરી જ ન શકે. તે બદમાશ થોડીવારમાં વળી બીજીવાર પણ પાછો અહીં આવવાનો છે."

જો કે બેરન્ જેર્નિન્ ઇડાના કથનના આશયને બરાબર તો સમજી શક્યો નહોતો, તોપણ લથડતી જિવ્હાથી તેણે પૂછ્યું કે: "શું શ્રીમતીની કોઇએ અપ્રતિષ્ટા કરી છે?"

" જી હા, શ્રીમાન્, મારી ભયંકર અપ્રતિષ્ઠા થઇ છે અને તે-પણ .વળી એક કમજાત, પાજી, બદમાશના મુખથી ! વળી તે બદમાશ આપની સાથે મિત્રતાનો દાવો રાખનાર છે અને સંધ્યા સમયે પુનઃ અહીં આવવામાટેની તે સૂચના પણ આપતો ગયો છે." આમ કહીને ઈડા આતુરતાથી પોતાના પતિના મુખમંડળનું અવલોકન કરવા લાગી.

" તે એવો તે કોણ બદમાશ હશે વારૂ ? તેણે પોતાનું નામ જણાવ્યું હતું કે કેમ ?" એરને આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

" તે કહેતો હતો કે, આપ શ્રીમાન્ તેને પોતાનો એક પરમ મિત્ર માનો છો અને તેનું નામ શર્મન્ છે." ઈડાએ પોતાના પતિના પ્રશ્નનું યથાર્થ ઉત્તર આપ્યું.

" શર્મન્ ?" એરનના મુખમાંથી આ શબ્દ વિલક્ષણ રીતે નીકળ્યો અને એ શબ્દના ઉચ્ચારની સાથે જ તેના મુખમંડળમાં એક શબ સમાન પાંડુતાની છટા વ્યાપી ગઇ; તેનાં નેત્રોમાંથી મદિરાનો મદ નિમેષ માત્રમાં જ કોણ જાણે ક્યાંય અદૃશ્ય થઈ ગયો.

" હા, શર્મન્ ! ત્યારે શું આપ તેને જાણો છો અને તે આપનો પરિચિત છે ?" ઇડાએ અધિક આતુરતાથી પૂછ્યું.

" દુર્ભાગ્યવશતાથી હું તેને જાણું છું અને તે પણ વળી બહુ જ સારી રીતે જાણું છું !" એરને ચીત્કારના સ્વરૂપમાં એ શબ્દો ઉચ્ચાર્યા; પરંતુ એ પછીના દ્વિતીય ક્ષણે એરને પોતાના આવેગને રોકી લીધો અને પોતાના મુખમંડળના ભાવમાં પરિવર્ત્તન કરીને મંદહાસ્યથી તે કહેવા લાગ્યો કે: " પરંતુ શ્રીમતીને તેનાથી ભયભીત થવાનું કાંઈ પણ પ્રયોજન નથી; કારણ કે, તેનાથી આપણી કશી પણ ક્ષતિ કરી શકાય તેમ નથી. હું તેને અવશ્ય મળીશ અને તે પણ વળી એકાંતમાં જ મળીશ. વારૂ, તો હવે હું તેના આગમનની આ કક્ષમાં જ પ્રતીક્ષા કરૂં છું." આટલું બોલીને એરન્ જેનિન્ તત્કાળ ત્યાંથી એક અન્ય કક્ષમાં ચાલ્યો ગયો કે જે કક્ષમાં જવાનો માર્ગ વિશાળ કક્ષમાંથી જ હતો અને તે કક્ષમાં જઇને તે કક્ષનાં દ્વારને તેણે અંદરથી વાસી લીધાં. સત્ય વાર્ત્તા તો એ જ હતી કે, શર્મનના નામે એરન્ જેર્નિનના અંતઃકરણમાં એક પ્રકારનું વિલક્ષણ પરિણામ નિપજાવ્યું હતું અને તેના યોગે તેનું અંતઃકરણ કંપ્યા કરતું હતું.

---

## પ્રકરણ ૨ જું

### ઈડાની ભયંકરતા

ઈડા પોતાના પતિની આવી અવ સ્થાને જોઈને અત્યંત આશ્ચર્યથી પાષણની નિર્જીવ પ્રતિમા સમાન તે વિશાળ કક્ષમાં જ ઊભી રહી ગઈ. શર્મનના નામનું શ્રવણ કરતાંની સાથે જ એરન્ જેર્નિનના એકે એક અવયવમાં ભયાનક કંપનો આવિર્ભાવ થયો હતો, તે બહુ જ ભયભીત થયો હતો અને તેનું હાસ્ય કૃત્રિમ હતું, એ રહસ્યને ઇડા સારી રીતે જાણી ગઇ હતી, અને તેથી તેમની વચ્ચે અવશ્ય કોઈ પણ ગુપ્ત ભેદ અસ્તિત્વ ધરાવતો હોવો જોઇએ, એવી કલ્પના પણ તેણે કરી લીધી હતી. પરંતુ તે ભેદ શો હશે, એ વિશેનો તત્કાળ નિશ્ચય ન થવાથી તે એ વિશેના વિચારમાં જ ધ્યાનમગ્ના થઈ ગઈ. એકવાર તેના મનમાં એવો સંશય આવ્યો કે, કોઇ ભયાનક દોષના એ બન્ને ભાગીદાર હોવા જોઇએ અથવા તો એરન્ જેર્નિન્ શર્મનનો કર્જદાર હોવો જોઇએ અને તેથી તે પોતાના હૃદયને પૂછવા લાગી કે: "મારી આ કલ્પના સત્ય હશે ખરી કે ? કે પછી શર્મન્ પણ એરનના બીજા મિત્રો પ્રમાણે જ એરનનો હરામનું ખાઇને મસીદમાં સૂનારો મિત્ર હશે ?" અર્થાત્ ગત પ્રકરણના અન્તમાં જણાવ્યા પ્રમાણે એરન્ ત્યાંથી ચાલ્યો ગયે અને ત્યાર પછી ઈડા ત્યાં આવા પ્રકારના તર્કવિતર્કોમાં જ નિમગ્ન થઇને ઊભી હતી. પરંતુ મદ્યાપિ તેના વિચારો આના કરતાં આગળ વધ્યા નહોતા, એટલામાં અચાનક ઘંટડીનો ધ્વનિ અસામાન્ય સ્વરૂપમાં સંભળાયો અને ત્યાર પછી ક્ષણુ એ ક્ષણમાં જ શર્મન્ તે વિશાળ કક્ષમાં આવી પહોંચ્યો.

શર્મને આવતાંની સાથે જ ભીષણ સ્વરથી બોલવા માંડયું કે: "સુંદરી શ્રીમતી ! તમારા પ્રતિષ્ઠિત એરન્ મહાશય ગૃહમાં પધાર્યા છે કે કેમ ? જો તેઓ પધાર્યા હોય, તો કૃપા કરીને મારા તરફથી તેમને જણાવશો કે, તેઓ મને પોતાનાં દર્શન આપીને કૃતાર્થ કરે અને ત્યાર પછી હું અમે તે જાતિની મદિરાથી ભરેલા પાત્રને મારા તે મિત્રની સ્વસ્થતામાટે ગટગટાવું."

"જેમને તમો પોતાના મિત્ર તરીકે ઓળખાવો છો, તે એરન મહાશય પણ તમોને મળવામાટે તૈયાર થઇને બેઠા છે." ઈડાએ કાંઈક ધમકથી જ ઉત્તર આપ્યું.

શર્મન્ એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે ઇડાના મુખનું અવલોકન કરીને ઉચ્ચ સ્વરથી કહેવા લાગ્યો કે: "તે પિશાચ અને તે નીચાત્મા હવે બિલકુલ જ બેરન્ બની બેઠો છે! તે મહાશય! અને તેમનો સાક્ષાત્કાર! એક સમયના એક મહાભયંકર દારૂડિયો, છોકરો, અને અત્યારે પણ હું તો તેને તેવો જ ધારૂં છું: કેમ શ્રીમતી! સત્ય છે કે નહિ?"

"લુચ્ચા, હરામજાદા, કમજાત, કમીના!" બેરોનેસે ગર્જના કરીને કહ્યું. આ વેળાએ ઈડાનો ક્રોધ ઊછળીને બહાર નીકળી આવ્યો અને તેનાં વિશાળ તથા કૃષ્ણ નેત્રોમાંથી અગ્નિના કણો વર્ષવા લાગ્યા. તેણે પુનઃ કહ્યું કે, 'નિર્લજ્જ પિશાચ! આ અમારૂં ગૃહ છે." એ પછી તેણે આગળ વધીને જે કક્ષમાં બેરન્ બેઠો હતો તે કક્ષનાં દ્વારને એક હડસેલાથી ખોલી નાખ્યું અને પૂર્વવત્ ગર્જનાથી બેરન્‌ને ઉદ્દેશીને કહ્યું કે: "શ્રીમાન્! આપ કાંઈ સાંભળો છો ખરા કે નહિ? અને સાંભળવા છતાં પણ શું એ યોગ્ય ધારો છો કે આ આખી દુનિયાનો ભામટો ખવીસ આપના ગૃહમાં આવીને આપની પત્નીની આટલી સીમા પર્યન્ત નિર્ભર્ત્સના કરે અને તેને આટલાં બધાં કુવાક્યો સંભળાવે; માત્ર એટલું જ નહિ, પણ આપને પોતાને પણ ગાળગાળોચથી કોરા ન રાખે! આ સઘળું આપને સહ્ય તથા ઉચિત જણાય છે ખરૂં કે?"

"ઇડા, એ તારી કશી પણ હાનિ કરે તેમ નથી; આવું ફાટયું ફાટયું બોલવાની એને ટેવ જ પડી ગઈ છે; બાકી એના મનમાં બીજી કશી પણ મલિનતા નથી." આટલું બોલીને બેરન્ તત્કાળ શર્મન્‌ના સત્કારમાટે ઊઠીને આગળ વધ્યો અને તેને સંબોધીને બોલ્યો કે: "શર્મન્, મારા પ્રિય મિત્ર, તમારા આગમનથી અત્યારે મારા અંતઃકરણમાં આનન્દનો અવધિ થયો છે"

શર્મન્ ઈડાને અભિમાનપૂર્ણ દૃષ્ટિથી જોઈને કહેવા લાગ્યો કે: "આપની પાસેથી તો પ્રથમથી જ મેં આવા સત્કારની આશા રાખી હતી; પરંતુ પરમાત્મા જાણે આપનાં આ શ્રીમતી મારાપર આટલાં બધાં શા કારણથી કોપાયાં છે અને અકારણ મને આટલી બધી ગાળો કોણ જાણે શા કારણથી ભાંડયા કરે છે, તે હું સમજી શકતો નથી. મારી તો એવી જ ઇચ્છા થયા કરે છે કે, એ શ્રીમતીનાં પ્રવાલસમાન રક્ત ઓષ્ઠોને ચુંબન કરી કરીને બંધ જ કરી દઉં કે જેથી પુનઃ એ ઓષ્ઠોમાંથી કોઈ ગાળ અથવા અપશબ્દ બહાર નીકળી જ ન શકે!"

"અરે પણ શર્મન્! ઈશ્વરને માટે આમ કરશો નહિ!" એરને શર્મન્ પ્રતિ દૃષ્ટિપાત કરીને બહુ જ ધીમા સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા; પરંતુ તેના ધ્વનિમાં નમ્રતા તથા અભિમાનનો મિશ્ર ભાવ સ્પષ્ટ દેખાતો હતો.

ઇડાએ શર્મન્‌નું અશ્લીલ ભાષણ તો અવસ્ય સાંભળ્યું, પરન્તુ એરનના પોતાના શબ્દોને તે સાંભળી ન શકી અને તે મહાક્રોધપૂર્વક એરન્‌ને સંબોધીને કહેવા લાગી કે: "જો અવકાશ હોય, તો હું આશા રાખું છું કે, શ્રીમાન્ મારા પણ બે શબ્દો સાંભળવાની ઉદારતા બતાવશે. આ હરામખોરનો વૃત્તાન્ત સાંભળવાથી મારા હૃદયમાં સંતોષ થવાનો સંભવ છે અને જો આપ મારા કક્ષમાં આવીને તે વૃત્તાન્ત મને સંભળાવશો, તો આપનો મારાપર આભાર થશે." આ અંતિમ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ ઇડા એક રાજમહિષી સમાન છટાથી તે કક્ષમાંથી બહાર ચાલી ગઈ; પરંતુ જેવી તે દ્વારમાંથી બહાર નીકળી એટલે તત્કાળ શર્મન્‌નો એરન્‌ને ઉદ્દેશીને પૂછાયેલો આ પ્રશ્ન તેનાં શ્રવણોમાં આવીને અથડાયો: "કેમ એરન્, આ શ્રીમતીનું નામ શું છે વારૂ? હું અવસ્ય એની કૃતઘ્નતા તથા અભિમાનશીલતાનો ઉચિત દંડ તો એને આપીશ જ; અર્થાત્ કૃપા કરીને એ માનિનીનું નામ મને જણાવશો?"

તેના આ શબ્દો સાંભળીને ઇડા પોતાના કક્ષમાં ચાલી ગઈ અને ગર્ટ્રુડ્‌ને તેણે એવી આજ્ઞા આપી દીધી કે: "તું દ્વારમાં જઈને ઊભી રહે; અને જે વેળાયે શર્મન્ અહીંથી ચાલ્યો જાય, તે વેળાયે તેના પ્રયાણના સમાચાર તત્કાળ મને આવીને સંભળાવજે."

એક કલાક વીતી જવા પછી ગર્ટ્રુડ્ પોતાની સ્વામિની પાસે આવી અને તેને આવેલી જોતાં જ ઇડાએ ઉતાવળથી તેને પૂછ્યું કે: "તે ગયો?"

"નહિ. શ્રીમતી, બલ્કે તે કક્ષમાં જ તેને બેસાડીને એરન્ મહાશય પોતે જ આપને મળવામાટે અહીં પધારે છે." બાંદીએ ઉત્તર આપ્યું.

"વારૂ, તો તું સામી જઈને શ્રીમાન્‌ને જણાવી દે કે, શ્રીમતી આ કક્ષમાં છે અને તેમની મુલાકાત પણ હું આ ઓરડામાં જ લેવાની છું." ઇડાએ આજ્ઞા આપી.

એ આજ્ઞા સાંભળીને ગર્ટ્રુડ્ ત્યાંથી ચાલી ગઈ અને ત્યાર પછી પાંચેક મિનિટમાં જ એરને એરાનેસના કક્ષમાં પ્રવેશ કર્યો.

ઈડાએ બેરનને અનુલક્ષીને કહ્યું કે: " કદાચિત્ આપ પેલા હરામખોરનો વૃત્તાન્ત મને સંભળાવવામાટે જ અત્યારે મારી પાસે આવ્યા હશો કે જે નીચ કૂતરાએ આપણુ બન્નેને આપણા મોઢામોઢ અને આપણા પોતાના ઘરમાં જ શતાવધિ દુર્વચનો સંભળાવ્યાં છે અને વળી અધિક ખેદ તો એ વિષયનો છે કે આપ શ્રીમાન્ તે પાજીનો આટલો બધો સત્કાર કરી રહ્યા છો. સત્કાર પણ વળી કેવો કે જાણે તે આપનો સત્તાધીશ સ્વામી હોય અને આપ તેના ગુલામના પણ ગુલામ હો, તેવો! આના કરતાં અધિક ખેદનો વિષય બીજો શો હોઈ શકે વારૂ ?"

" હું અત્યારે તેનો કાંઈ પણ વિશેષ વૃત્તાન્ત સંભળાવવામાટે અહીં આવ્યો નથી;" બેરન્ અમર્યાદાથી ઘાંટો તાણીને કહેવા લાગ્યો: "કિન્તુ હું અત્યારે તમને જે વાર્ત્તા સંભળાવવામાટે આવ્યો છું, તે આપણા કલ્યાણની વાર્ત્તા છે. જો અત્યારે તમે મારી એક પ્રાર્થનાને સ્વીકારી લેશો, તો ભવિષ્યમાં કદાપિ શર્મન્ના અહીં આવવાથી થતો ત્રાસ તમને ભોગવવા પડશે નહિ."

" વારૂ, ત્યારે આપની જે પ્રાર્થના હોય, તે સત્વર સંભળાવો." ઇડાએ કોપયુક્ત મુદ્રાથી કહ્યું.

" રૂપિયા અને તે પણ થોડા નહિ, કિન્તુ ઘણા રૂપિયા; કારણ કે, મારી પાસે અત્યારે એક ફૂટી બદામ કે એક કાણી કોડી પણ બાકી રહી નથી." બેરન્ મહાશયે પોતાની પાર્થનો પ્રારંભ કર્યો.

" અને શ્રીમાન્, અત્યાર સુધી પેલો હરામખોર હરામજાદો તો આપણા ઘરમાં જ બેઠો છે ને ?" ઈડાએ તેની પ્રાર્થનાનું ઉત્તર ન આપતાં પોતાનો જ પ્રશ્ન નવીનતાથી રજૂ કર્યો.

" હા, અદ્યાપિ તે આપણા ઘરમાં જ બેઠો છે, અને તે કાંઇક નાણાંની માગણી કરે છે; પરન્તુ મારી પાસે તો કાંઇ હોય તો આપું ને ? પણ હા, જો તમો ઇચ્છો, તો કાઉન્ટ ઑરેના પાસેથી જે માગો તે મેળવી શકો તેમ છે; અને એ માર્ગથી તમો આ સંકટમાંથી મારો ઉદ્ધાર કરવાને સર્વ પ્રકારે સમર્થ છો." બેરન્ જેર્નિને પોતાના હિતસાધનની વાર્તાને નવેસરથી ઈડા આગળ રજૂ કરીને કહ્યું.

" હવે હું સમજી ગઇ, શ્રીમાન્!" ઇડાએ પોતાની દૃષ્ટિને બેરન્ના મુખમંડળમાં સ્થિર કરીને કહેવા માંડયું: " કે, અવશ્ય કોઈ પણ ભયાનક ભેદ તમો બન્નેની વચ્ચે છુપાયલો છે અને તેથી જેણે આપની ધર્મપત્નીની આટલી બધી નિર્ભર્ત્સના કરી છે, તેનો આપપર

એટલો બધો અધિકાર થઇ ગયો છે કે, તેને આપ એક શબ્દ પણ કહી શકતા નથી."

"મારી ધર્મપત્ની !" એરન્ ઘૃણાદર્શક ભાવથી બોલવા લાગ્યોઃ "શું તમારૂં રક્ષણ કરવું અથવા તો તમારી અપ્રતિષ્ઠા ન થવા દેવી, એ મારૂં કાર્ય છે ? અને શું તમો ઇશ્વરની દૃષ્ટિમાં ખરેખર જ મારાં ધર્મપત્ની છો ? અજ્ઞ મનુષ્યોને દેખાડવામાટે આપણે લગ્નનું આ નાટક ભજવ્યું છે ખરૂં, પણ સત્ય રહસ્ય શું છે, એ તો આપણે બન્ને સારી રીતે જાણીએ છીએ જ."

"ત્યારે શું ચર્ચમાં આપણો હસ્તમેળાપ કરાવવામાં નથી આવ્યો અને શું આપે પ્રત્યેક પ્રકારે મારા સંરક્ષણના શપથ નથી લીધા ?" ઇડાએ કહ્યું.

"આપણો ચર્ચમાં હસ્તમેળાપ કરાવવામાં આવ્યો છે, એ તમારી વાર્ત્તા અક્ષરશઃ સત્ય છે, પરંતુ આપણાં હૃદયોનું પરસ્પર સંમેલન કરાવવામાં નથી આવ્યું અને તેથી મેં કોઈ વાર પણ તમારી સાથે પતિ તરીકેનો વ્યવહાર કર્યો જ નથી. છતાં એટલું તો મારે સ્વીકારવું જ પડે છે કે, આપણને લૌકિક દૃષ્ટિમાં તો ધર્મના સૂત્રથી બાંધવામાં આવ્યાં છે જ અને તેથી આપણો પરસ્પર મેળ રહેવો જ જોઇએ. આપણો એ મેળ રહેવાનો મુખ્ય ઉપાય એ જ છે કે, તમો મારા ભેદોને જાણવાની ચેષ્ટા ન કરો અને તમારા ભેદોને પ્રકાશિત કરવાનો પરિશ્રમ હું ન કરૂં." એરન્ જેર્નિન્ ગંભીરતાથી બોલ્યો.

"આપનું આ કથન યથાર્થ છે !" ઇડા કહેવા લાગીઃ "પરન્તુ રૂપિયા તો આપ શ્રીમાન્‌ને તે સમયે જ આપવામાં આવશે કે જ્યારે તે રૂપિયાનો કયા કાર્યમાં ઉપયોગ કરવાનો છે, તે આપ મને જણાવશે."

"સાવધાન, ઇડા !" એરન્ જેર્નિને વર્ચસ્વતાદર્શક સ્વરથી કહેવા માંડ્યુંઃ "તમે અત્યારે શું કરી રહ્યાં છો, એનો અવશ્ય તમારે વિચાર કરવા જોઇએ છે. તમારા આ કથનથી મારા હૃદયમાં અતિશય દુઃખ થાય છે; શર્મને અમુક કારણથી મારી પાસેથી નાણાં માગ્યાં છે અને એક વિશિષ્ટ દ્યાણના કારણથી તેની માગણી પ્રમાણેનાં નાણાં મારે તેને આપવાં જ પડશે; કારણ કે, તેને ના પાડવાનું સામર્થ્ય મારામાં નથી. આ કારણથી જ અત્યારે હું તમારી પાસેથી નાણાંની માગણી કરૂં છું અને તે સાથે એ પણ નિશ્ચયપૂર્વક તમને જણાવું છું કે, શર્મન્ ભવિષ્યમાં તમને કદાપિ કોઇ પ્રકારનું દુઃખ આપશે

નહિ. પરંતુ જો તમો મારી પ્રાર્થનાનો અસ્વીકાર કરશો, તો પછી મારી પાસે એ વિના બીજો એક પણ ઉપાય નથી કે........."

"એ વિના બીજો એક પણ ઉપાય નથી કે, એટલે ? કે નો શો અર્થ છે, મારા શ્રીમાન્ ?" ઈડાએ બેરનના અંતિમ શબ્દોનો પ્રતિધ્વનિ કરીને પૂછ્યું.

"એનો અર્થ એ જ કે, મારી પાસે કાંઇ પણ નથી, એ તો હું તમને પ્રથમ જ જણાવી ચૂક્યો છું અને તેથી એ વિના બીજો એક પણ ઉપાય નથી કે, હું પોતે જ કાઉન્ટ ઑરેના પાસે જાઉં અને નાણાંની માગણી કરૂં." ફ્રૉ. જેર્નિને પોતાનો આશય સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી બતાવ્યો.

"પરંતુ જો કાઉન્ટ ઑરેના આપની એ માગણીનો અસ્વીકાર કરે તો ?" ઇડાએ એક પ્રકારના વિશિષ્ટ આશયથી આ પ્રશ્ન પૂછ્યો.

"તે પછી હું મારી સર્વ વસ્તુઓ અને મકાન સુદ્ધાં પણ કોઇ યહૂદીને ત્યાં ગિરવી રાખીને પણ શર્મનને તેની માગણી પ્રમાણેનાં નાણાં આપીશ." બેરને ઉત્તર આપ્યું.

"ત્યારે તો એમ જ કહી શકાય કે, શ્રીમાન્, આપની અવસ્થા અત્યન્ત હીન તથા દયાજનક છે. દુર્ભાગી શર્મન્ અવશ્ય આપના કોઇ ગુપ્ત તથા ભયંકર અપરાધનો જ્ઞાતા છે, એમ સ્પષ્ટ જણાય છે; કારણ કે, જો તેમ ન હોત, તો તેનાથી આપપર આટલો બધો અધિકાર કદાપિ ચલાવી શકાત નહિ." ઇડાએ તેના ભેદને જાણવાનો આડો પ્રયત્ન કર્યો.

"અપરાધ !" બેરન્ ઘૃણાદર્શક સ્વરથી કહેવા લાગ્યો: "કાઉન્ટ ઑરેનાની પુરાણી પ્રેમિકા અને અત્યારે નવીનતાથી થયેલી બેરોનેસ્ જેર્નિન્ ઈડા ! તું મને મારા કોઇ અપરાધમાટે ઉપાલંભ આપવાની યોગ્યતા ધરાવે છે ખરી કે ? તારી પોતાની અવસ્થાને તું સર્વથા ભૂલી જ ગઇ છે કે શું ? શું એક દિવસ તમો શ્રીમતીના ગર્ભમાંથી ફ્રૅસ્ટના પુત્રનો જન્મ નહોતો થયો ?........."

બેરનના આ શબ્દો સાંભળતાં જ ઇડાના મુખમંડળમાં પાંડુતાની છટા આવી ગઈ અને તે કંપાયમાન થઇને ગભીર સ્વરથી કહેવા લાગી કે: "બસ, બસ; શ્રીમાન્ ! હવે આ વિષયની ચર્ચાનો આટલેથી જ અંત લાવી દ્યો. જો આપણે એક બીજાના દોષોનો પ્રકાશ કરીએ અને એકબીજાને ઉપાલંભ આપ્યા કરીએ, તો એ આપણો ખરેખર એક મહાભયંકર પ્રમાદ જ કહી શકાય. આપની પાછળના મંજૂષની

કુંચી મારી પાસે છે, તે લ્યો અને એ મંજૂષમાં જે સુવર્ણ ભરેલું છે તેમાંથી આપની ઇચ્છા હોય તેટલું સુવર્ણ લઇ લ્યો; પરંતુ એ સાથે તે બદમાશને એટલી સૂચના અવશ્ય આપશો કે, તે ભવિષ્યમાં કોઇ વાર પાછો આપણા આ મહાલયની દિશામાં ન આવે."

બેરન્ જેર્નિને ચાવી લઇ લીધી અને મંજૂષ ઉઘાડીને તેમાંથી પોતાને જેટલા દ્રવ્યની આવશ્યકતા હતી, તેટલું દ્રવ્ય તેમાંથી કાઢી લીધું એ પછી તે એ કક્ષમાંથી તત્કાળ પ્રયાણ કરી ગયો. લગભગ પંદર મિનિટ્ પછી ગર્ટ્રુડે આવીને ઈડાને એ સમાચાર સંભળાવ્યા કે: "બદમાશ શર્મન્ આપણા મહાલયમાંથી ચાલ્યો ગયો છે" ઇડાએ એ સમાચાર સાંભળીને પોતાના કક્ષમાંના ઘટિકાયંત્ર અથવા વાલુકા-કાલમાપન યંત્રપર દૃષ્ટિપાત કર્યો અને પોતાના મનમાં જ કહ્યું કે: "સમય નિકટમાં આવતો જાય છે!" તેણે ગર્ટ્રુડને પોતાના કક્ષમાંથી ચાલ્યા જવાની સાંકેતિક આજ્ઞા આપી દીધી. જ્યારે ગર્ટ્રુડ્ ચાલી ગઇ એટલે પછી પ્રથમ ઇડાએ પોતાના બટવાને સુવર્ણથી ભરી લીધો, એક કાળો ઝભ્ભો પોતાના શરીરપર નાખી લીધો અને મુખપર એક નકાબને ધારી લીધો. એ સર્વ કરી લીધા પછી તે પોતાના મહાલયના પશ્ચાદ્ ભાગમાંના ચોરદ્વારને ઉઘાડીને તેમાંથી બહાર નીકળી ગઇ.

પોતાના મહાલયમાંથી નીકળ્યા પછી કેટલાક નિર્જન બાજાર, તથા અનેક ગંદી તથા સાંકડી શેરીઓ અને ગલીઓને પોતાની પાછળ મૂકની ઇડા આગળ વધવા લાગી. વચ્ચે વચ્ચે તે થોભતી પણ હતી અને પોતાની ચારે તરફ એટલામાટે દૃષ્ટિપાત કરતી હતી કે કદાચિત્ કોઇ તેની પાછળ પાછળ ન આવતું હોય અથવા તે પોતે જ પોતાના માર્ગથી ભ્રષ્ટ ન થઇ ગઇ હોય. પરંતુ જ્યારે એ બેમાંની એક પણ ઘટના તેના જોવામાં નહોતી આવતી, એટલે વળી પાછી શીઘ્રગતિથી તે પોતાના માર્ગમાં આગળ વધતી હતી.

ચાલતી ચાલતી અંતે તે એક એવા લઘુગૃહના દ્વારમાં આવીને અટકી ગઇ કે જે ગૃહ દરિદ્રતાની સાક્ષાત્ પ્રતિમા સમાન જ દૃષ્ટિગોચર થતું હતું. તે ગૃહની નીચેની બારીઓ બહુ જ મજબૂત બંધ કરેલી હતી અને ઉપરના ભાગમાંની એક બારી ઊઘાડી હતી કે જેમાંથી દીપકનો ટગમગતો મન્દ પ્રકાશ નીકળીને સામેના બીજા એક ઘરની દીવાલપર પડતો દેખાતો હતો. ઈડાએ એ ગૃહના દ્વારમાં થોભીને દ્વારને બહુ જ બળથી ખટખટાવ્યું. કેટલીકવાર પછી તે દ્વાર ધીમેથી ઊઘડયું અને તેમાંથી જેના વાળ ચાંદી પ્રમાણે ચમકતા હતા,

અને જેનું મુખમંડળ કોઈ મૃત મનુષ્યના મુખ સમાન પાંડુવર્ણ થઈ ગયું હતું, તેવી એક વૃદ્ધા સ્ત્રી હાથમાં દીપક લઇને બહાર નીકળી આવી. એ દ્વાર ઊઘડતાં જ ઇડાએ બહુ જ મન્દ સ્વરથી એકવાર તે વૃદ્ધા સ્ત્રીના નામનો ઉચ્ચાર કર્યો અને ત્યારપછી તરત જ ઇડા તે ગૃહના આન્તરિક ભાગમાં ચાલી ગઇ. તેનો અંતઃપ્રવેશ થતાં જ દ્વારને પાછું વાસી દેવામાં આવ્યું અને તે વૃદ્ધા સ્ત્રી દીપકનો પ્રકાશ બતાવતી અને એક સંકુચિત માર્ગમાં ચાલતી ઇડાને એક વિશાળ ઓરડામાં લઇ ગઇ. આ વિશાળ ઓરડામાંની વ્યવસ્થાથી વાંચકોને પરિચિત કરવા, એ અત્યારે અમારૂં એક પરમ આવશ્યક કર્ત્તવ્ય છે અને તેથી તેની પૂર્ત્તિ અમારે કરવી જ જોઇએ.

એ ઓરડાના દ્વારની જમણી બાજૂએ દ્વારની અડોઅડ એક મોટો કપાટ—Cupboard—ગોઠવેલો હતો કે જેનાં બારણાં અત્યારે ઉઘડેલાં પડયાં હતાં એ કપાટનાં ખાનાંમાં શતાવધિ જાતિની નાની-મોટી શીશીઓ તથા બાટલીઓ રાખેલી હતી અને તેમનામાં નાના પ્રકારના અર્કો ભરેલા હતા. કેટલાક ઔષધિને માપવાનાં પાત્રો તથા અન્ય પાત્રો ઉપરાંત ભિન્નભિન્ન જાતિની મદિરાની સુરાહીઓ પણ ત્યાં રખાયલી હતી.

અંગીઠીની પાસે જ એક ટેબલ ગોઠવેલું હતું અને તેપર ઔષધિ બનાવવાનાં અનેક સાધનો—એટલે કે ઔષધિ તોલવાનો કાંટો, પ્રવાહી ઔષધને માપવાનાં પાત્રો, ખરલ, બે વસ્તુઓને એકત્ર કરવા-માટેનો એક લીસા પાષાણનો એક ખંડ તથા છુરી ઇત્યાદિ સાધનો—પડેલાં દેખાતાં હતાં. અંગીઠી તથા ટેબલના મધ્યમાં સ્ફટિક પાષાણની અનેક પ્રકારનાં ઔષધિથી ભરેલી એક મોટી ખરલ પડી હતી અને એક ખુંટીપર એક ઝબ્બો તથા એક નકાબ ટાંગેલા હતા. ઓરડાના એક ખૂણામાંના એક પાંજરામાં સસલાંને બદ્ધ કરી રાખવામાં આવ્યાં હતાં અને તેમાં તેઓ દોડાદોડ કર્યા કરતાં હતાં.

એ પિંજરની પાસે જ એક મોટો પટારો હતો અને તેમાં નાનાં મોટાં અસંખ્ય છિદ્રો પાડવામાં આવ્યાં હતાં. સારાંશ એ જ કે, એ ઓરડામાંની સર્વ વસ્તુઓ ઔષધ બનાવવાના કામની તથા મનુષ્યને આશ્ચર્યમાં નાખી દેનારી જ હતી દીવાલોમાં ખીલા મારીને તેમના-પર પાટિયાંના પહોળા કકડા ગોઠવવામાં આવ્યા હતા અને તે અભ-રાઈઓપર આશ્ચર્યકારક તથા ભયંકર અનેક વસ્તુઓને ગોઠવીને રાખ-વામાં આવી હતી. તે વસ્તુઓ સાથે કાચની એક સુરાહી હતી અને

તેમાં એ ઔષધિક્રિયામાટે ઉપયોગમાં આવનાર મદિરાનો અર્ક–Spirit–ભરાને રાખવામાં આવ્યો હતો. એ ઉપરાંત તે અભરાઈઓપર બીજી પણ અનેક સુરાહીઓ હતી અને તેમનાં મોઢાં લાખની સીલો મારીને બંધ કરવામાં આવ્યાં હતાં. એ સુરાહીઓમાંની એક સુરાહીમાં અથવા તો કાચની મોટી બરણીમાં એક એવા બાળકનું શબ રાખવામાં આવ્યું હતું કે, જેનાં ધડ બે હતાં, પણ માથું તો એક જ હતું; કાચની એક બીજી બરણીમાં એક એવા બાળકનું મૃત શરીર હતું કે જેની ચોટી અતિશય ઉંચાઈના કારણથી મસ્તકપર જાણે મુકુટ ધારણ કરેલો હોયની! તેવી જ દેખાતી હતી. ત્રીજી બરણીમાં એક મરી ગયેલા ભયંકર નાગને જાણે તે ગુંછળું વાળીને બેઠો હોયની તેવી સ્થિતિમાં રાખવામાં આવ્યો હતો; ચોથી બરણીમાં એક બહુ જ મોટા તથા પીળા રંગના મેંઢકને રાખવામાં આવ્યો હતો અને પાંચમી બરણીમાં મનુષ્યનું હૃદય રાખેલું હતું. એ ઉપરાંત બીજી વીસ બરણીઓ પણ એવી જ ભયોત્પાદક વસ્તુઓથી ભરેલી હતી.

એ અભરાઈઓની વચ્ચે લાકડાનો બીજો પણ એક કપાટ હતો અને તેમાં મનુષ્યના હસ્ત, પાદ, હૃદય, મસ્તક. ગોર્દ તથા વક્ષ આદિ શરીરભાગોને ભિન્ન ભિન્ન કરીને રાખવામાં આવ્યા હતા અને તેમના પર એક વિશેષ પ્રકારનો એવો રંગ ચઢાવવામાં આવ્યો હતો કે તે સર્વ ભાગો જાણે અત્યારે જ તાજા ગોઠવીને મૂકાયા હોય તેવા જ દેખાતા હતા.

હવે અમો બે ચાર શબ્દો ઉપર્યુક્ત વૃદ્ધા સ્ત્રીના સંબંધમાં કહીશું અને ત્યારપછી આપણી નવલકથાના અનુસંધાનમાં આગળ વધીશું.

તે વૃદ્ધા સ્ત્રીના શરીરની દીર્ઘતા અથવા લંબાઈ એટલી બધી હતી કે તેટલી લંબાઈ સ્ત્રીઓમાં ભાગ્યે જ જોવામાં આવી શકે છે. તેની અવસ્થા ૭૦ વર્ષ કરતાં કદાસિત્ વધારે હશે, ઘણુ ઓછી તો નહોતી જ. તે કમરમાંથી વાંકી વળી ગઈ હતી અને તેથી પ્રબળ કાળે તેના સ્કંધોપર જાણે કોઈ મોટો ભાર લાદી દીધો હોયની! એવો જ ભાસ થયા કરતો હતો. તેની આંખો ભૂરી, ચમકતી તથા અચળ કિંવા નિર્નિમેષ હતી. તે જ્યારે પોતા સાથે વાર્તાલાપ કરનાર વ્યક્તિના મુખમંડળને સ્થિર દૃષ્ટિથી જોતી હતી એટલે તત્કાળ તે વ્યક્તિના અંતર્ગત ભાવને જાણી જતી હતી. તેના મુખમંડળમાં કોઈ પ્રકારનો રંગ તો હતો જ નહિ: અર્થાત્ જેવો એક શબના મુખનો રંગ સફેદ પુણી જેવો હોય છે, તેવો જ તે ડોકરીના મુખનો રંગ હતો, એમ કહે-

વામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. પરન્તુ તેના ઓષ્ઠોમાંનો એક પ્રકારનો વિલક્ષણ નીલ વર્ણ તેના ઓષ્ઠોને તેના મુખમંડળથી જૂદા પાડી નાખતો હતો. તે વૃદ્ધા સ્ત્રી ઈટલી દેશની નિવાસિની હતી અને તેનું નામ ફ્રૅન્ટેના હતું. ઇડાને ઓરડામાં લાવ્યા પછી તે વૃદ્ધા સ્ત્રીએ કહ્યું કે: "મારી દુહિતા! બેસી જા અને કહે કે શા કારણથી અત્યારે તારૂં અહીં આવવું થયું છે?"

"સિનોરા," ઇડા કહેવા લાગી: "મને એક પ્રકારના એવા વિષ અથવા હલાહલની આવશ્યકતા છે કે જેને તે વિષ આપવામાં આવે, તેના શરીરમાં તે વિષનું ધીમે ધીમે પરિણામ થાય અને તે મનુષ્ય એવી રીતે રીબાઈ રીબાઇને દીર્ઘકાળ પછી મરી જાય કે વિષનો કોઇને સંશય માત્ર પણ ન આવે."

"હું તને એક એવો અર્ક આપી શકું તેમ છે કે જે અર્કના માત્ર છ બિન્દુ મહાભયંકર પરિણામ નિપજાવવાને સંપૂર્ણ સમર્થ છે અને તેઓ મનુષ્યને કબ્રમાં સુવડાવ્યા વિના અન્ય પ્રકારે પોતાના કાર્યની કદાપિ સમાપ્તિ કરતા જ નથી" ફ્રૅન્ટેનાએ કહ્યું.

"પરન્તુ તે વિષ પ્રાણહારક પરિણામ કેટલા દિવસમાં નિપજાવે છે વારૂ?" ઈડાએ અધીરતાથી પૂછ્યું.

"છ સપ્તાહમાં, મારી વ્હાલી પક્ષિણી!" ફ્રૅન્ટેનાએ ઉત્તર આપ્યું.

"ઓહ, એ કાલાવધિ તો બહુ જ ટૂંકો છે; કારણકે, એટલા દિવસમાં એક મનુષ્યની સ્વસ્થતામાં વિકૃતિ થાય અને તે મૃત્યુના મુખમાં જઇ પડાય, તો એથી અવશ્ય લોકોના ચિત્તમાં નાનાવિધ સંદેહોનો ઉદ્‌ભવ થઇ જાય, એ સ્વાભાવિક છે. જો લોકોને મારો લેશ માત્ર પણ સંદેહ આવી જાય, તો મારો સર્વ ભેદ પ્રકટ થાય, એટલામાટે મારે આ કાર્ય બહુ જ દક્ષતા તથા સાવધતાથી કરવાનું છે; અને તેનું અન્ય કારણ એ છે કે, મારે જે વ્યક્તિનું કાટલું કાઢી નાખવાનું છે, તે વ્યક્તિ પોતે પણ કાંઇ જેવી તેવી ચાલાક નથી." ઇડાએ પોતાની સત્ય પરિસ્થિતિનું તે વૃદ્ધા વિષવિધાયિકાને શબ્દો-દ્વારા દર્શન કરાવ્યું.

"ત્યારે એ વિષ કોઇ પુરુષને આપવાનું છે કેમ?" વૃદ્ધા સ્ત્રી બોલી.

"નહિ, એ વિષ એક સ્ત્રીને આપવાનું છે; પરંતુ તે એક એવા દક્ષ તથા ચપળબુદ્ધિ પુરુષની પત્ની છે કે જે પુરુષ કિંચિત્ સંદેહના

આધારે અમુક ઘટનાના મૂળ પર્યન્ત પહોંચવાની સંપૂર્ણ શક્તિ ધરાવે છે." ઇડાએ શાંતિથી ઉત્તર આપ્યું.

ઇડાની વાર્ત્તાને ધ્યાનપૂર્વક સાંભળી લીધા પછી તે વૃદ્ધા વિષ-વિધાયિકા કહેવા લાગી કે: "આહ, સુન્દરી, હવે તારી સર્વ વાર્ત્તા મારા સમજવામાં આવી ગઈ તું કોઈ એક સ્ત્રીને એવી રીતે મારી નાખવા માગે છે કે તેના પતિને તો, તે તેના સ્વાભાવિક મરણથીજ મરી ગઈ છે, એમ જ જણાય અને વિષનો ભેદ તેના જાણવામાં ન આવી શકે."

"બસ, હવે આપ મારા આશયને યથાર્થ સ્વરૂપમાં સમજી ગયાં." એમ કહીને ઇડાએ પૂછ્યું કે: "ત્યારે જણાવો કે એવું કોઇ વિષ અત્યારે અને આ ક્ષણે આપની પાસે તૈયાર છે?"

"હા, છે; અને તે તે જ વિષ છે કે જે આગળ પણ એકવાર મેં તને આપ્યું હતું; અને......"

"હા, પરંતુ અત્યારે આપણે તે ગત ઘટનાનો નવી-નતાથી ઊહાપોહ કરવાનો નથી." એવી રીતે તે વૃદ્ધાને વચ્ચે જ બોલતી અટકાવીને ઈડા આગળ વધીને કહેવા લાગી કે: "મારો આ સુવર્ણથી ભરેલો બટવો તૈયાર છે; અર્થાત્ જો મને અત્યારે તમો તે વિષ આપો, તો આ બટવાને તમો તમારા અધિકારમાં લઈ શકો તેમ છે. જો તમારાથી આ કાર્ય ન બની શકે તેમ હોય, તો મને કૃપા કરીને સત્વર જ અહીંથી પ્રયાણ કરી જવાની આજ્ઞા આપો."

"હું તને તારી ઇચ્છા પ્રમાણેનું ઔષધ અથવા વિષ અત્યારે અને આ ક્ષણે જ આપવાને તૈયાર છું." વૃદ્ધા સ્ત્રીએ કહેવા માંડયું: "મારી પાસે નાનાવિધ ભિન્ન ભિન્ન વિષોનું એક એવું મિશ્રણ છે કે જે મનુષ્યના શરીરમાં મન્દ ગતિથી ધીમે ધીમે વિઘાતક પરિણામ નિ-પજાવે છે. એ વિષ આપવાથી પ્રથમ તો મનુષ્યના શરીરમાં નિર્બળ-તાનો આવિર્ભાવ થાય છે, તેની ક્ષુધા મરી જાય છે, તૃષા બહુ જ લાગે છે અને હૃદયમાં કાંઈક જ્વલન થાય છે; પરંતુ જ્વર, સોજો તથા અસ્વસ્થતા આદિ અન્ય શારીરિક વેદનાઓ થતી નથી અને અંતે રોગીના પ્રાણનો અંત થઈ જાય છે. એ વિષના નિવારણનું કોઇ ઔષધ છે જ નહિ તેમજ એ વિષ કોઈ પણ પ્રકારે કોઈના ઓળખવામાં કે જાણવામાં પણ આવી શકતું નથી."

વિષનું તે વૃદ્ધાએ કરેલું આ વર્ણન સાંભળતાં જ ઇડાનાં કૃષ્ણ નેત્રો પ્રસન્નતાથી ચમકવા લાગ્યાં અને તે કહેવા લાગી કે: "બસ

આવા પ્રકારના વિષની જ મને આવશ્યકતા છે કે જેથી તે વિષભક્ષક બહુ જ મન્દતાથી ધીમે ધીમે પોતાના પ્રાણોનું એક વર્ષના કાલાવધિમાં વિસર્જન કરે અને કોઇના મનમાં કોઈ પણ પ્રકારના સંશયનો અન્તપર્યન્ત ઉદય થવા ન પામે !"

"તો હું તને તેવું જ વિષ આપીશ; પણ હું તે વિષમિશ્રણ બનાવું ત્યાં સુધી તું અહીં બસી શકીશ ખરી કે ?" વૃદ્ધાએ પૂછ્યું.

"માત્ર બેસીશ; એટલું જ નહિ, પરંતુ તે વિષવિધાનનું અવલોકન પણ કરીશ." ઇડાએ ઉત્તર આપ્યું.

સિનોરા ફ્રૅન્ટેના પોતાના સ્થાનપરથી ઊઠી અને તેણે કપાટમાંથી કેટલીક શીશીઓને કાઢીને ટેબલપર રાખી. ત્યારપછી તે શીશીઓમાંનાં ઔષધોને બહુ જ ધ્યાનપૂર્વક જોખી તથા માપીને તેણે એક ઔષધ તૈયાર કર્યું ઔષધ તૈયાર થતાં તે સસલાંના પાંજરા પાસે ગઇ અને તેમાં રમતાં સસલાંમાંના એક સસલાને તે બહાર કાઢી લાવી. એ પછી તે ઈડાને ઉદ્દેશીને કહેવા લાગી કે: "આ સસલાંને મેં હમણાં જ મગાવ્યાં છે અને આજ રાતે મારે એમનો એક નવીન તથા વિશિષ્ટ પ્રકારનો અર્ક તૈયાર કરવાનો છે. વારુ ત્યારે હવે જો, હું તે વસ્તુઓને કાઢું છું કે જે મારા કાર્યમાટે અત્યંત ઉપયુક્ત છે." આટલું કહીને તે વૃદ્ધા વિષવિધાયિકાએ તે વિશાળ મંજૂષને ઊઘાડયો કે જેમાં નાનાં મોટાં અનેક છિદ્રો પાડેલાં હતાં.

ઈડા આતુરતાથી તે મંજૂષ પાસે આવી, પરંતુ તે મંજૂષના આંતરિક ભાગમાં દૃષ્ટિપાત કરીને તેમાંના ભયાનક દૃશ્યને જોતાંની સાથે જ એક ચીત્કાર કરીને ત્યાંથી દશ કદમ પાછી હટી ગઇ. તે મંજૂષમાં પાથરેલા ફ્લૅનલના એક કકડાપર કેટલાક સર્પો ગુંચળાં વાળીને પડેલા તથા વળ ખાતા તેના જોવામાં આવ્યા. તે સર્પોનાં ચમકતાં નેત્રો તથા લપકતી જિહ્વાઓએ ઇડાને અત્યંત ભયભીત કરી દીધી. ઈડાના મુખમાંથી "હે પવિત્ર કુમારિકા મૅરી ! તું રક્ષણ કરજે !" એ પ્રમાણેનો સ્વાભાવિક ભયદર્શક ઉદ્‌ગાર નીકળી ગયો.

વિષવિધાયિકા વૃદ્ધા સ્ત્રી તેના આવા ભયને જોઇને અટ્ટહાસ કરવા લાગી અને તે પછી તે મંજૂષમાં હાથ નાખીને તેમાંના કેટલાક સર્પોને તેણે બહાર કાઢી લીધા. તે સર્પો પોતાની ગ્રીવાઓને ડોલાવતા ડોલાવતા તથા ફૂત્કાર કરતા તે વૃદ્ધાના નગ્ન હસ્તની આસપાસ વીંટળાઇ ગયા.

ઇડાએ પુનઃ ચીત્કાર કરીને કહ્યું કે: "સિનોરા ! ઈશ્વરને માટે આવી ઉચ્છૃંખલતા અને આવું કુસાહસ ન કરો !"

વિષવિધાયિકાએ જણાવ્યું કે: “ મારી કોમળહૃદયા કામિની ! આ સર્પોથી ભયભીત થવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, આ સર્પો મને કોઇ પણ પ્રકારની હાનિ પહોંચાડી શકે તેમ નથી.” આમ કહીને તેણે તે સર્પોને પાછા પેટીમાં નાખી દીધા અને તેનું ઢાંકણું વાસી દીધું. હવે ઇડાના જીવમાં જીવ આવ્યો અને તેણે નિર્ભયતાથી પૂછ્યું કે: “ત્યારે શું એ સર્પો વિષધર નથી ?”

એના ઉત્તરમાં વૃદ્ધા વિષવિધાયિકા કહેવા લાગી કે: “ એ સર્પોની દાઢોમાં તો એવું ભયંકર હલાહલ રહેલું છે કે જેના સ્પર્શ માત્રથી જ મનુષ્ય સ્વર્ગમાં પ્રયાણ કરી જાય છે; પરંતુ આજે નિદ્રાધીન થવા પૂર્વે હું એમની દાઢોમાંથી સમસ્ત વિષ કાઢી લઇશ. મારા શરીરમાં એ સર્પોના વિષનું પરિણામ નથી થતું તેનું કારણ એ છે કે, તારા આગમનથી થોડીવાર પૂર્વે મારા હાથોપર મેં એક એવું ઔષધ ચોપડી રાખ્યું છે કે જેના યોગે તેઓ મારા હાથપર દંશી જ નથી શકતા.” આ પ્રમાણે કહીને તે વૃદ્ધા પાછી પોતાના કાર્યમાં નિમગ્ન થઇ ગઇ.

તે એક ટિપાઇપર બેઠી અને એક સસલાને પોતાની જાંઘો વચ્ચે દબાવીને તથા તેના મોઢાને એક હાથથી ઊઘાડીને તેણે તે વિષના ત્રણ કે ચાર બિન્દુ તેમાં નાખી દીધા અને ત્યારપછી તે સસલાને ઓરડામાં છૂટું છોડી દીધું. બિચારૂં સસલું થોડીવાર તો બહુ જ પ્રસન્નતાથી ઓરડામાં આમ તેમ દોડતું રહ્યું, પરંતુ ચાર છ મિનિટમાં જ તેની ગતિ બહુ જ મન્દ થઇ ગઇ અને તેના શરીરમાં બહુ જ વેદના થતી દેખાવા લાગી. તેનામાં એક પ્રકારની અતિશય નિર્બળતાનો આવિર્ભાવ થયો. ઇડા તથા તે વૃદ્ધા તે સસલામાં જ દૃષ્ટિને સ્થિર રાખીને બેઠી હતી. થોડીવાર પછી તે પટકાઇ પડયું અને તેના શરીરમાંથી પ્રાણ પ્રયાણ કરી ગયા. સસલાનું મરણ થતાં જ તે વૃદ્ધાએ તાકમાંના ઘટિકાયંત્રમાં જોયું તો વિષના પરિણામે પંદર મિનિટ જેટલા સમયમાં તે સસલાનું મરણ થયું હતું, એમ તેના જાણવામાં આવ્યું.

વિષના આ પરિણામને જોઇને તે વૃદ્ધા સ્ત્રી કહેવા લાગી કે: “આ પ્રયોગથી મારા જાણવામાં આવી ગયું છે કે, અત્યારે આ વિષમાં બળનું પરિણામ કેવું અને કેટલું છે. અદ્યાપિ આ વિષ અત્યન્ત તીવ્ર છે; અને તેટલામાટે એને મૃદુ બનાવવાની આવશ્યક્તા છે. શ્રીમતી દુહિતા, મારી તને એ સૂચના છે કે, આ અંગીઠીમાંના આ બળતા અગ્નિથી બની શકે તેટલી દૂર જ બેસજે.”

વૃદ્ધાની સૂચનાને માન આપીને ઇડા તે અગ્નિથી દૂર હટી ગઇ અને વૃદ્ધાએ તે વિષને લોહના એક પાત્રમાં નાખીને અગ્નિપર ચઢાવી દીધું. જ્યારે તે વૃદ્ધાએ અંગીઠીમાંના અગ્નિને વિશેષતાથી સળગાવ્યો એટલે તેની સાથે ઓરડાની ચારે તરફની બારીઓનાં બારણાં પણ ઉઘાડી નાખ્યાં કે જેથી વિષપાત્રમાંથી નીકળતો ધૂમાડો બારીઓમાંથી આવતા પવન સાથે મળીને બહાર નીકળી જાય. એ પછી જ્યારે તે અંગીઠીની પાસે બેઠી તે વેળાયે કાચના એક પારદર્શક મુખાવરણને તેણે પોતાના મુખપર ચઢાવી લીધું. ઈડા તેની આ સર્વ ચેષ્ટાઓને આતુરતાથી જોઇ રહી હતી. વૃદ્ધા અંગીઠીની પાસે જ બેસીને પોતાના દુબળા પાતળા હાથોવડે અગ્નિને પ્રજ્વળાવ્યા કરતી હતી. જેમ જેમ અગ્નિની જ્વાળા વધતી જતી હતી, તેમ તેમ અગ્નિપર ચઢાવેલા વિષપાત્રમાંથી અધિક પ્રમાણમાં ધૂમાડો નીકળતો હતો. અગ્નિને ફૂંકતી વૃદ્ધાના મુખપર અગ્નિનો પ્રકાશ પડતો હોવાથી તે પ્રકાશમાં તેનું મુખ—શબ સમાન મુખ—પિશાચિકા સમાન જ જોવામાં આવતું હતું. તેના એ સમયના દસ્યને જોતાં જાણે કોઈ કાપાલી સ્મશાન જગાડવાના કાર્યમાં નિમગ્ન થએલી હોયની! એવો જ ભાસ થતો હતો. તેના શ્વેત કેશો અત્યારે ખુલ્લા પડ્યા હતા અને તેમનાપર અગ્નિની લાલિમાની છાયા પડતી હોવાથી જાણે તેના શિરપર અગ્નિ પ્રજળેલો હોયની! તેવો જ ભ્રમ થયા કરતો હતો. કાચના મુખાવરણ-માંથી તે વૃદ્ધાનાં ચમકતાં નેત્રો એકદમ બહાર નીકળી આવ્યાં હતાં અને તે ત્રાસજનક દેખાતાં હતાં-

ઈડા—તે જ ઇડા કે જેના હૃદયની પાષાણ અથવા લોહ સાથે તુલના કરીએ તોપણ અતિશયોક્તિ થવાનો સંભવ નહોતો તથા જેની વીરતા અને દૃઢતાએ ફૅાસ્ટ્ જેવા શયતાનના સાથીને પણ પોતાનો વશીભૂત દાસ બનાવી લીધો હતો—આ વિલક્ષણ દસ્યને જોઇને કંપી ગઈ. એ જ ક્ષણે તેણે પોતાની આસપાસ ચારે તરફ દૃષ્ટિપાત કર્યો એટલે સર્વત્ર તે જ ભયાનક વસ્તુઓ વિસ્તરેલી તેના જોવામાં આવી. અર્થાત્ તે કપાટ કે જેમાં નાના પ્રકારનાં વિષો ભરેલાં હતાં, કાચની મોટી મોટી બરણીઓ કે જેમાં મહાભયાનક વસ્તુઓ રાખવામાં આવી હતી, છિદ્રયુક્ત મંજૂષ કે જેમાં વિષધર નાગોને રાખવામાં આવ્યા હતા અને જેમના ફૂત્કારોનો ધ્વનિ અદ્યાપિ તેનાં શ્રવણોમાં ગુંજ્યા કરતો હતો અને અગ્નિપર ચઢાવેલું વિષપાત્ર ઈત્યાદિ વસ્તુઓ ભયંકર સ્વરૂપમાં તેનાં નેત્રો સમક્ષ તર્યાં

કરતી હતી. એ સાથે એ વિષયનો વિચાર પણ તેના હૃદયમાં આવી ગયો કે એ વિષને તૈયાર કરાવવાનું ફળ શું થવાનું છે. આ સર્વ કલ્પનાઓએ બેરોનેસ્ જેર્નિન્‌ના મસ્તિષ્કમાં ઉદ્‌ભવીને તેને અતિશય ભયભીત કરી નાખી.

પરન્તુ અલ્પ સમયમાં જ એક અન્ય ભયાનક ઘટના ઉપસ્થિત થઇ: અર્થાત્ તે અગ્નિપર ચઢાવેલા વિષમાંથી નીકળતો ધૂમાડો તેની નાસિકામાં થઇને તેના હૃદય તથા મસ્તિષ્કમાં જઇ પહોંચવાથી તેની છાતીમાં મુંઝારો થવા લાગ્યો, તેનો શ્વાસ ઘુંટાવા લાગ્યો અને ગભરાટથી તેણે કુરસીપરથી ઊઠવાની ચેષ્ટા કરી, પરંતુ તેની એ ચેષ્ટા નિષ્ફળ થઇ અને ત્યારપછી તે અચેતન થઇને કુરસીપર જ બેઠેલી રહી ગઇ.

સચેતન અવસ્થામાં જે ભયાનક તથા મૃત વસ્તુઓને તેણે જોઇ હતી તે વસ્તુઓ તેની અચેતન અવસ્થામાં સજીવન થઇને તેનાં નેત્રો સમક્ષ આવતી તેને દેખાવા લાગી; અને તે ઓરડો એવી જ વસ્તુઓના સમુદાયથી ભરેલો તેના જોવામાં આવ્યો. કાચની બરણીઓમાંનાં બદ્ધ તથા મૃત શરીરો જાણે નેત્રો ઉઘાડીને તેને ઘૂરતાં હોયની! એવો ભાસ થયો. તેમના ઓષ્ઠો ફફડતા દેખાયા અને તેઓ પોતાના સ્થાનમાં ભયાનક તાંડવ અથવા નૃત્ય કરતાં દૃષ્ટિગોચર થયાં. કેટલાક સમય પર્યન્ત આવા પ્રકારનાં દશ્યો જ તેને દેખાતાં રહ્યાં અને અંતમાં એક વૃદ્ધિંગત થતી કૃષ્ણ છાયા તેના જોવામાં આવી કે જે છાયામાં તે સર્વ દશ્યો તેનાં નેત્રો સમક્ષ અદૃશ્ય થઇ ગયાં. ઓરડાના બીજા ખૂણામાં જે એક કપાટ હતો તેના દરવાજા પોતાની મેળે જ ઊઘડી જતા જણાયા, અને તેમાં મૃત મનુષ્યનું એક અસ્થિપિંજર દૃષ્ટિગોચર થવા લાગ્યું. તે અસ્થિપિંજરની આંખોવગરની ખોપરી દાંત કચકચાવતી તથા નાચતી કૂદતી તેની તરફ આવતી દેખાઇ અને એ જ ક્ષણે પેલો છિદ્રયુક્ત મંજૂષ ટૂટતો દેખાયો. તે મંજૂષમાંના સર્વ સર્પો ફૂત્કાર કરતા તેનાપર લપક્યા અને ત્યારપછી અનુક્રમે નિકટમાં આવીને પોતાનાં કાળાં તથા દીર્ઘ શરીરોવડે તેનાં ચરણોમાં લપટાઇ ગયા. ઇડાના શરીરમાંનું સમસ્ત શોણિત ભયના તાપથી સૂકાઇ ગયું. ત્યાર પછી અગ્નિના ઉપરિ ભાગમાં એક મૃત શરીર ઊંધે મસ્તકે લટકતું અને અગ્નિની જ્વાળાથી બળતું તેના જોવામાં આવ્યું અને ત્યારપછી દ્વિતીય ક્ષણમાં એક શબ કૌપીન ધારીને કૂદતું કૂદતું હસ્તમાં એક પાત્ર લઇને તેના સમક્ષ આવીને ઊભું રહ્યું. તેના હસ્તમાંના પાત્રમાં-

થી ધૂમાડો નીકળતો હતો અને તેણે કહ્યું કે: "શ્રીમતી ! આ વિષ તૈયાર છે!" ઇડા એક ભયાનક ચીત્કાર કરીને શુદ્ધિમાં આવી, અને ત્યારપછી વળી પાછો એ જ ધ્વનિ આવીને તેનાં શ્રવણોમાં અથડાયો કે: "શ્રીમતી ! આ વિષ તૈયાર છે!" આ શબ્દો સાંભળતાં જ તે ઊઠીને ઊભી થઈ ગઇ અને ભયભીત થતી ચારે તરફ તાકી તાકીને જોવા લાગી. હવે તે શમો અથવા તે ભયાનક વસ્તુઓ તેના જોવામાં ન આવી; પરંતુ તેમના ભયની છાયા તો તેના હૃદયમાં પ્રથમ પ્રમાણે જ પ્રસરેલી હતી. થોડીવારમાં તેની મૂર્ચ્છા તથા અસ્વસ્થતાનો સર્વથા લોપ થયો, તેણે પેલી વૃદ્ધાને હસ્તમાં વિષપાત્ર લઇને પોતા સમક્ષ ઊભેલી જોઈ અને ત્યારે જ તેના જાણવામાં આવ્યું કે, તેણે પ્રથમ જોયેલાં દૃશ્યો કેવળ સ્વપ્નમાત્ર જ હતાં. તેણે અધીરતાથી વૃદ્ધાને પૂછ્યું કે: "મને નિદ્રાવશ થયાને કેટલોક સમય થયો હશે વારૂ ?"

"બરાબર એક કલાક. આ ઔષધમાંથી નીકળતો ધૂમાડો તારા મસ્તિષ્કમાં ચઢી ગયો હતો." આમ કહીને વૃદ્ધાએ પૂછ્યું કે: "પરંતુ તારા ચીત્કારનું કારણ શું હતું વારૂ ?"

"આહ ! હું એક ભયાનક સ્વપ્ન જોઇ રહી હતી—એક મહાભયાનક સ્વપ્ન—આ સર્વ મૃત જીવો પિશાચો પ્રમાણે વિકટ હાસ્ય કરતા મને દેખાતા હતા !" આ પ્રમાણેનું ઉત્તર આપીને ઇડા ઊઠીને ઊભી થઇ ગઇ. તેનું હૃદય ધડકતું હોવાથી તે ઓરડામાં ઇતસ્તતઃ ભ્રમણ કરવા લાગી.

વૃદ્ધા વિષવિધાયિકા પિશાચિકા સમાન વિકટ હાસ્ય કરીને કહેવા લાગી કે: "બસ, હવે તારી આ વાર્તાનું રહસ્ય મારા જાણવામાં આવી ગયું. આજે મે માસની પહેલી તારીખ હોવાથી આજની નિશા તે પિશાચનિશા છે. આજે અનેક આત્માઓ આવી આવીને આપણને ત્રાસ આપે એ સ્વાભાવિક હોવાથી મારી પ્રિય સુંદરી ! તને પણ એ જ આત્માઓએ ત્રાસ આપ્યો હશે."

"પરંતુ તમો તો ઈટલી દેશનાં નિવાસિની છો, એટલે તમો પણ શું જર્મન્ દેશનાં નિવાસીઓની પેઠે મૃત મનુષ્યોના આત્માઓ તથા ભૂતપ્રેતોના અસ્તિત્વ તથા તેમના આ મર્ત્યલોકમાંના ગમન આગમનને માનો છો ખરાં કે ? આવી વાર્તાઓને તમો માનતાં હો તો ભલે, પણ મારી શિરાઓમાં કોઇ બીજા જ રક્તનું અભિસરણ હોવાથી મારો આવી અશક્ય ઘટનાઓમાં લેશમાત્ર પણ વિશ્વાસ

નથી. અસ્તુઃ જે થવાનું હતું, તે થઇ ગયું છે; પણ હવે એવું ભયાનક સ્વપ્ન જોવાની મારી ઇચ્છા નથી." મૃતોના આત્માઓના અસ્તિત્વ વિશે આવા પ્રકારનો અભિપ્રાય દર્શાવીને ઇડાએ પૂછયું કેઃ "ત્યારે વિષ તૈયાર છે કે કેમ ?"

"વિષ તૈયાર છે અને તે આ રહ્યું." આ પ્રમાણે કહીને વિષ વેચનારી વૃદ્ધાએ વિષની એક નાની શીશી ઇડાના હાથમાં આપી દીધી અને ત્યારપછી જણાવ્યું કેઃ "આના માત્ર છ બિન્દુઓમાં જ એટલી બધી શક્તિ છે કે, જેને આના છ બિન્દુ આપવામાં આવશે, તેના આરોગ્યમાં ધીમે ધીમે ભયંકર હીનતાનો આવિર્ભાવ થશે અને માત્ર એક વર્ષના અવધિમાં જ તે રીબાઇ રીબાઇને મરી જશે. વળી આ વિષ કેવળ શ્વેત છે એટલે કે એમાં કોઇ પણ પ્રકારનો બીજો રંગ છે જ નહિ તેમ જ એમાં કોઇ પ્રકારનો વિશિષ્ટ સ્વાદ પણ ન હોવાથી કોઇ પણ વસ્તુ સાથે મેળવીને કોઇ પણ મનુષ્યને એનો ભોગ બનાવવામાં કોઇ પણ પ્રકારનો વિશેષ પરિશ્રમ કરવો પડે તેમ નથી."

"મને પણ એટલું જ જોઇએ છે. તમારામાટે આ સુવર્ણનો બટવો તૈયાર છે એટલે તે લેવામાટે હાથને લંબાવો." ઇડાએ કહ્યું.

વૃદ્ધા વિષવિધાયિકાએ પોતાના મૃત મનુષ્ય સમાન દુર્બળ તથા કંકાલસ્વરૂપ હસ્તને આગળ લંબાવ્યો અને સુવર્ણના બટવાને લઇ લીધો. જ્યારે તે બટવાને ખોલીને તેણે જોયો એટલે તેની આંખો ચમકવા લાગી અને તેના તે મરેલા શરીરમાં પણ એક પ્રકારના તેજનો આવિર્ભાવ થતો દેખાયો. સુવર્ણના દર્શનથી નેત્રોને પવિત્ર કરીને તે વૃદ્ધાએ ઇડાને નમસ્કાર પણ કર્યો.

ઇડાએ વિષની શીશીને પોતાના વસ્ત્રમાં વક્ષની પાસે છુપાવી રાખી; એટલે કે, જે સ્થાનમાં કોઇ એક વ્યક્તિને સદાની શાંત નિદ્રામાં સૂવાડી દેવામાટેનો ક્રોધાગ્નિ પ્રજળી રહ્યો હતો, તે સ્થાનમાં જ તેણે વિષની શીશીને સ્થાન આપ્યું.

ઇડાએ વિષવિધાયિકા સિનોરા ફ્રાન્ટેના પાસેથી હવે જવામાટેની આજ્ઞા માગી અને ત્યારપછી સત્વર જ તે વિષાલયના દ્વારમાંથી બહાર નીકળીને પોતાના નિવાસસ્થાન પ્રતિ જવાને પ્રયાણ કરી ગઇ.

# પ્રકરણ ૩ જું

## ચિત્રકાર

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને બીજે દિવસે પ્રભાતમાં વાયના નગરમાંના એક મકાનમાંના કંગાલીયત ભરેલા કાતરિયામાં વસતો એક તરુણ ચિત્રકાર પોતાના ફાટેલા તૂટેલા બિછાનામાં જાગીને બેઠો થયો. જાગ્યા પછી તત્કાળ વસ્ત્ર આદિ પહેરી લઇને તેણે પોતાના કપાટનાં દ્વાર ઊઘાડયાં અને તેમાંથી એક સૂકાયલી રોટી તથા વાસી તરકારી તેમ જ પાણીનો કૂજો આદિ બહાર કાઢી લીધાં. આ લૂખા સૂકા ટુકડાનો તે બિચારો દીનચિત્રકાર નાસ્તો કરવા લાગ્યો. જ્યારે તેણે નાસ્તાના કાર્યની સમાપ્તિ કરી લીધી એટલે પછી તે પોતાની એકની એક કુરસીમાં તેની પીઠ સાથે અઢેલીને પડી રહ્યો અને પોતાના દુઃખમય ઉદ્ગારોને ઉચ્ચ સ્વરથી બહાર કાઢતો કહેવા લાગ્યો કેઃ—

"હાય, રોટી પણ ખવાઈ ગઇ છે અને તરકારીનો પણ અંત આવી ગયો છે! જોકે તરકારી અથવા શાકભાજી તો મારા મકાનથી કેટલાક અંતરપર આવેલી નદીના તીરપ્રાન્તમાં મળી શકે છે અને તેથી શોધ તથા પરિશ્રમ કરવાથી તે મેળવી શકાય તેમ છે; પરંતુ રોટી ?" આ શબ્દ ઉચ્ચારતાં તેના કંઠનો અવરોધ થયો અને તેનાં નેત્રોમાંથી આંસૂ ખરી પડયાં. તે રોતો રોતો આગળ વધીને બોલવા લાગ્યો કેઃ "રોટી ક્યાંથી આવશે વારૂ ? રોટી કાંઇ બીજાં ફળો પ્રમાણે વનમાં ઉત્પન્ન નથી થતી કે ઝટ જઇને વૃક્ષપરથી તોડીને લઇ આવીએ ! રોટી તો કેવળ પૈસાથી જ ખરીદી શકાય છે અને મારી પાસે અત્યારે ત્રાંબાની એક રાતી પાઇ પણ છે નહિ, તો પછી રોટી ક્યાંથી ખરીદાય ? હાય ! દુર્ભાગ્યની કેવી વિલક્ષણ પ્રબળતા અને પરિસીમા ! આ વાયના નગરમાં દૂર દૂરના કંગાલ લોકો આવીને ધનાઢ્ય તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થ બની જાય છે, પણ મને રોટીનો એક કકડો પણ મળી શકતો નથી. મારી પાસે જે કાંઇ હતું તે ખવાઇ ગયું છે અને હવે આ ધનાઢ્ય નગરમાં ભૂખે મરી જવાનો પ્રસંગ મારા સમક્ષ આવી ડોળા કાઢીને ઉભો રહ્યો છે. જો કે એ સત્ય છે કે, ચિત્રકળામાં હું અત્યન્ત પ્રવીણ છું અને તે એટલે સુધી કે, અહીંના સારા સારા અને નામાંકિત ચિત્રકારો પણ મારી સમાનતા કિંવા પ્રતિસ્પર્ધા કરી શકતા નથી; પરંતુ મારા કોઇ એવા મુરબ્બીને ક્યાંથી લાવું કે જે મારી એ ચિત્રકળાની મહત્તાના મૂલ્યને આંકનાર કોઇ ધનાઢ્ય અમીર

સાથે મારો પરિચય કરાવી આપે ? અને આ ચિત્ર કે જેનું નામ 'એચિલેસનું અવસાન' છે, તેને તૈયાર થતાં ઓછામાં ઓછો એક માસ જેટલો કાળ નીકળી જવાનો સંભવ છે. પરંતુ એક માસ પર્યન્ત હું મારા જીવનને કેમ કરીને ટકાવી શકીશ વારૂ ? કારણકે, જીવનને ટકાવવામાટે જે ધન જોઇએ, તે ધનનો તો મારી પાસે સર્વથા અભાવ જ છે. મારી ભગિની; પરંતુ નહિ; કારણકે, તેની પાસે કદાપિ ન જવાના તથા તેનો સાક્ષાત્કાર ન કરવાના મેં શપથ લીધા છે ! તેની હરામની કમાણી તેને જ લખલાભ કરો; મને તેની પરવા નથી અને એવા હીન ધનની હું જરા પણ આશા રાખતો જ નથી ! હું ક્ષુધાથી પીડાઇને મરી જવાના મહાકષ્ટકારક પ્રસંગને સ્વીકારીશ, પરંતુ તેની આગળ હાથ ધરવાને મારાથી કદાપિ જઇ શકાશે નહિ. પરન્તુ રોટલો તો અવશ્ય મારે મેળવવો પડશે જ; કારણકે, જો રોટલો ન મેળવું તો શું હું ભૂખે મરૂં ? પરંતુ હાય, રોટલો મેળવવાનો કોઇ પણ માર્ગ મારા જોવામાં આવતો નથી એટલે રોટલો ક્યાંથી અને કેમ કરીને આવશે, એ વિશેની મારા મનમાં ભયાનક ચિન્તા થયા કરે છે. અસ્તુઃ ત્યારે મારા અડધા તૈયાર થયેલા ચિત્રનું જ હું અવલોકન કરૂં અને જોઉં કે તેથી મારા હૃદયમાં કાંઇ પણ હિમ્મત આવે છે કે કેમ ! કદાચિત્........" આમ કહીને તે કુરસીપરથી ઉઠીને ઉભો થઇ ગયો અને કાંઇક મંદસ્વરથી બોલવા લાગ્યો કેઃ " આ અર્ધ તૈયાર થયેલા ચિત્રને જોઇને પેલો વૃદ્ધ ખરીદદાર એની કીમતનો કેટલોક ભાગ આગળથી આપશે જ અને જો તેમ થશે તો મારો આ પ્રસંગ જળવાઈ જશે."

આ આશાનો હૃદયમાં ઉદય થવાથી તે યુવક ચિત્રકાર કાંઇક પ્રસન્ન થતો દેખાવા લાગ્યો. એ તો સત્ય છે કે, આ સંસાર આશાના સૂત્રમાં જ બંધાયલો છે અને તેથી આશા આ સંસારના અસ્તિત્વનો એક મૂળ આધાર છે. તે ચિત્રકાર પોતાની આલેખેલી પ્રતિમાના ચોગઠા પાસે આવીને ઉભો રહ્યો અને તે ચિત્રપર જે વસ્ત્ર ઢાંકેલું હતું તેને દૂર ખસેડી દીધું. તે ચિત્રપર તેની દૃષ્ટિ પડતાંની સાથે જ પ્રસન્નતા તથા હર્ષથી તેનું અંતઃકરણ પ્રફુલ્લ થઇને સ્મિત કરવા લાગ્યું.

આજે કેટલાક માસથી આ ચિત્રને આલેખવાના કાર્યમાં તે રોકાયલો હતો અને તેથી આખો દિવસ તો નિત્ય તે એ ચિત્રા લેખનના કાર્યમાં જ વીતાડતો હતો, પરંતુ કેટલીક વાર તો રાતની વેળાયે પણ નિદ્રાનું સેવન કરવાને બદલે તે એ ચિત્રાલેખનમાં નિમગ્ન થઇ

જતો હતો. તે મધ્યાહ્ન સમયે કાંઈક ફળ અને લૂખી સૂકી રોટી ખાતો હતો અને વળી પાછો પોતાના કામમાં લાગી જતો હતો. પોતાના આલેખેલા એ ચિત્રને જોઇને તે હસ્યો અને કહેવા લાગ્યો કેઃ—

"જો હું આ ચિત્રને તૈયાર કરી નાખવાના કાર્યમાં ઊતાવળ કરીશ, તો આ ચિત્રને જોવાથી મળતો આનંદ જતો રહેશે; પરંતુ ધારો કે તે આનન્દને પણ હું જતો કરૂં, તોપણ આ ચિત્રને યોગ્ય રીતિથી તૈયાર કરવામાં અદ્યાપિ એક માસનો કાળ તો આપવો જ જોઇએ અને અહીં એક દિવસના ભોજનનું પણ ઠેકાણું નથી ! કોઇ પણ મિત્ર કિંવા સહાયક વિના અત્યારે મારી કેવી દુર્દશા થઇ છે અને થાય છે, તે તો કેવળ એક મારો પરમાત્મા જ જાણે છે !" આ પ્રમાણે બોલીને તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

"આટલી બધી નિરાશાને ધારણ કરવાનું કાંઇ પણ કારણ નથી !" તે યુવક ચિત્રકારના પશ્ચાદ્ભાગમાંથી આવેલા એક શાંત તથા ગંભીર ધ્વનિએ ચિત્રકારને આશ્વાસન આપ્યું.

આ શબ્દો સાંભળીને વિચારનિદ્રામાંથી જાગ્રત થઇ તરુણ ચિત્રકારે મુખ ફેરવીને જોયું તો એક અત્યન્ત શાંત અને ગંભીર વૃદ્ધ પુરુષ પોતાની પાછળ ઊભેલો તેના જોવામાં આવ્યો. તે વૃદ્ધ પુરુષની સફેદ ચાંદી જેવી દાઢી ઠેઠ તેની છાતી સુધી લંબાયલી હતી અને તેથી તેની ગંભીરતા તથા પ્રતિભામાં એક પ્રકારની વિલક્ષણ વૃદ્ધિ થયેલી દેખાતી હતી. ચિત્રકારને વિચારનિદ્રામાંથી જાગ્રત થયેલો જોઇને તે વૃદ્ધ પુરુષ તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ—

"તમે પોતાના આલેખેલા ચિત્રના અવલોકનમાં એવા અને એટલા તલ્લીન થઈ ગયા હતા કે મેં તમારા દરવાજાની સાંકળ ખડખડાવી તેનો ધ્વનિ પણ તમો સાંભળી શક્યા નહિ અને મને જ્યારે અંદરથી કાંઇ પણ ઉત્તર ન મળ્યું એટલે પછી હું અનુમતિની પ્રતીક્ષા ન કરતાં સ્વતંત્રતાથી જ અંદર ચાલ્યો આવ્યો."

"આપ સ્વતંત્રતાથી અંદર ચાલ્યા આવ્યા ?" ચિત્રકારે આશ્ચર્ય દર્શાવીને કહેવા માંડ્યુંઃ "નહિ; કારણ કે, દ્વાર અંદરથી બંધ હતાં અને તેથી એમ થવું સર્વથા અશક્ય અને અસંભવનીય છે."

"નહિ; એમ નથી; તમારી ધારણા ભૂલભરેલી છે." એમ કહીને તે આવેલા વૃદ્ધ પુરુષે દ્વારને ઊઘાડી તેના પ્રમાદનો તેને સાક્ષાત્કાર કરાવી દીધો.

ચિત્રકાર પોતાના પ્રમાદને જોઇને કહેવા લાગ્યો કેઃ "અવશ્ય

આ મારોજ પ્રમાદ હતો; ખરેખર રાતે નિદ્રાધીન થવા પૂર્વે હું દ્વારને અંદરથી બરાબર વાસતાં ભૂલીજ ગયો હતો." આટલું કહીને ચિત્રકાર જઇને દ્વારને અંદરથી બંધ કરી આવ્યો અને ત્યાર પછી તે વૃદ્ધ પુરુષને સંબોધીને કહેવા લાગ્યો કે: "કૃપાળુ મહાશય, સત્ય વાર્તા તો એ છે કે, આપણા સર્વના મનમાં આપણી પોતાની પ્રતિષ્ઠાની થોડી ઘણી લાગણી તો અવશ્ય હોય છેજ."

"પ્રતિષ્ઠા!" આ શબ્દ ઉચ્ચારતાં તે વૃદ્ધ પુરુષની શાંત મૂર્ત્તિ ચાંડાલ સમાન ક્રૂર થઈ ગઇ અને તે કાંઇક તિરસ્કાર દર્શાવતો આગળ વધીને કહેવા લાગ્યો કે: "શું ત્યારે તમારી દરિદ્રતાથી તમો લજ્જિત થાઓ છો? શું એ દરિદ્રતાપર સંપૂર્ણ વિજય મેળવવામાટે તમો તમારાથી બની શકતા પ્રયત્નો નથી કરી રહ્યા? શું કેવળ દરિદ્રતાનો વિચાર જ તમારા હૃદયને સંતપ્ત કર્યા કરે છે? શું તમારી એવી ઇચ્છા છે કે આ સંસારના સર્વ લોકો અતુલ ધનસંપત્તિના અધિકારી થઇ જાય અને કોઇને પણ દરિદ્રતાનું કષ્ટ ભોગવવું ન પડે? ખરેખર જો સંસારની એ સ્થિતિ હોત, તો આ કળાનો વિચાર માત્ર પણ તમારા મસ્તિષ્કમાં આવવાનો સંભવ રહેત નહિ. મારા સમક્ષ **પ્રતિષ્ઠા** અથવા **ગર્વ** જેવા શબ્દોનો ઉચ્ચાર ન કરો: કારણ કે, એ શબ્દોના શ્રવણથી હું નખથી શિખાપર્યન્ત બળીને ભસ્મ થઇ જાઉં છું. શું તમો એક કંગાલ અથવા દરિદ્ર નથી? શું તમે તમારા આ કાતરિયામાં પડ્યા પડ્યા એક કંગાલ ભીખારી સમાન અવસ્થામાં પોતાના જીવનના દિવસોને નથી વીતાડતા? મૂર્ખ અને અવિચારશીલ તરુણ! જો તમો કંગાલ, ગરીબ અને કપર્દિકાહીન ન હોત, તો હું કદાપિ તમારી પાસે આવત જ નહિ, એ તમો જાણો છો ખરા કે?"

તે વૃદ્ધ પુરુષના આ ઉપાલંભોને સાંભળીને તે તરુણ ચિત્રકાર વ્યથિત હૃદયથી બોલ્યો કે: "મહાશય, આપ વર્ણવો છો તેવી જ મારી અવસ્થા છે; પણ એ આપના જાણવામાં કેવી રીતે આવી શક્યું વારૂ?"

"મારા જાણવામાં કેવી રીતે આવી શક્યું?" તે વૃદ્ધ પુરુષ આગળ કરતાં પણ અધિક કર્કશતાથી કહેવા લાગ્યો: "શું તમો મારી આ વાર્તાનો અસ્વીકાર કરો છો? શું મારૂં કથન તમને અસત્ય કિંવા અતિશયોક્તિરૂપ ભાસે છે? જો તેમ હોય, તો બુદ્ધિપૂર્વક મારા કથનનો પ્રતિવાદ કરી બતાવો!"

આ પ્રમાણે કહીને તે વૃદ્ધ પુરુષ માર્મિક અર્થસૂચક દૃષ્ટિથી

ચિત્રકારના કાતરિયાની તૂટી ફૂટી દીવાલોને જોવા લાગ્યો; તેની ચમકતી આંખો ચિત્રકારના ફાટેલા તૂટેલા બિછાનાપર પડી અને ત્યારપછી તેની દૃષ્ટિએ તૂટેલી ક્રુરસી, તૂટેલું ટેબ્લ, બગડેલાં ચોગઠાં, ઘસાયલી પીછીઓ, ખાલી રકાબીઓ અને ફાટેલાં વસ્ત્ર આદિ વસ્તુઓનું પણ અવલોકન કરી લીધું. એ અવલોકનની સમાપ્તિ કરીને તેણે ગંભીરતાથી પૂછ્યું કે: "શું આ તમારી દરિદ્રતાનો તમો અસ્વીકાર કરો છો ?"

"પરમાત્મા જાણે છે કે હું મારી આ દરિદ્રતાનો અસ્વીકાર કરી શકતો નથી; કિંબહુના મારી આંતરિક અવસ્થા આના કરતાં પણ હીનતર છે અને એનો હું મુક્ત કંઠથી સ્વીકાર કરૂં છું." તરુણ ચિત્રકારે નિરાશાદર્શક નિઃશ્વાસ નાખીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"પોતાની હીન અવસ્થા સાથે પરમાત્મા અથવા પરમેશ્વરના નામનો સંબંધ દર્શાવવાની શી આવશ્યકતા છે વારૂ ?" ગંભીરતાથી આ પ્રમાણેના શબ્દો ઉચ્ચારીને તે વૃદ્ધ પુરુષે પૂછ્યું કે: "ત્યારે તમારૂં આ ચિત્ર કેટલાક દિવસમાં તૈયાર થવાનો સંભવ છે, એ તમો જાણો છો ખરા કે ?"

વૃદ્ધ પુરુષના આ પ્રશ્નને સાંભળતાં જ તરુણ ચિત્રકારે પોતાનાં આંસૂને લૂછી નાખ્યાં; કારણ કે, તેના અંતઃકરણમાં આ પ્રશ્નથી કાંઇક આશાનો સંચાર થયો હતો. આંસૂ લૂછ્યા પછી તેણે ઉત્તર આપ્યું કે: "એક માસના અવધિમાં મારૂં આ ચિત્ર તૈયાર થઈ જશે."

"અને ત્યારપછી મને આશા છે કે અવશ્ય આ ચિત્રને તમો વેચી નાખશો: કેમ ખરૂં કે નહિ ?" તે વૃદ્ધે બીજો પ્રશ્ન રજૂ કર્યો.

ચિત્રકારે ઉતાવળથી ઉત્તર આપ્યું કે: "મારી ઇચ્છા તો એવી જ છે; કેવળ ઇચ્છા જ નહિ, કિન્તુ ઇશ્વરનાં ચરણોમાં મારી નિરંતર પ્રાર્થના પણ એ જ છે કે, તે આ ચિત્રનો કોઇ યોગ્ય ગ્રાહક સત્વર મેળવી આપે અને મારૂં આ ચિત્ર સત્વર વેચાઇ જાય."

"ત્યારે તમારા આ મકાનથી જરાક આગળની પેલી ગલીમાં જે એક વૃદ્ધ ચિત્રકાર રહે છે, તે તમોને આ ચિત્રની કેટલીક કીમત આપવાનો છે વારૂ ?" વૃદ્ધ પુરુષે એક આશ્ચર્યકારક પ્રશ્ન પૂછ્યો.

તરુણ ચિત્રકાર બહુ જ આશ્ચર્યમાં પડી ગયો અને તેથી ઉત્તર આપવાને બદલે તેણે આતુરતાથી પૂછ્યું કે: "પ્રથમ મને કૃપા કરીને એ જણાવો કે આ ચિત્રના સંબંધમાં તેની સાથે મારો કાંઈ પણ કરાર થયેલો છે, એ વાર્તા આપના જાણવામાં ક્યાંથી અને કેવી રીતે આવી શકી ?"

"તમો એમ જ માની લ્યો કે તે એક દયાળુ હૃદયનો મનુષ્ય છે, અને તે એ પણ જાણે છે કે, મને આવાં ચિત્રોનો બહુજ શોક છે. મારા આ શૌકને તથા તમારી દરિદ્રતાને તે સારી રીતે જાણતો હોવાથી તેણે કદાચિત્ મને તમારી એવી ભલામણ આપી હોય કે, તમો એક ગુણી મનુષ્ય છો અને ઉત્તેજનને પાત્ર છો; તેથી જ કદાચિત્ હું તમારી પાસે આવ્યો હોઉં તો ? પરંતુ આ સઘળી વાતો સાથે આપણો શો સંબંધ છે વારુ ?" વૃદ્ધ પુરુષે અતિશય સંદિગ્ધ ઉત્તર આપ્યું.

"જો આપની આ સર્વ વાર્તાઓને હું સત્ય તરીકે સ્વીકારી લઉં, તો પછી આપના આ દીનજનની પર્ણકુટીમાંના આગમનનું તથા આપના આ દાસને કૃતાર્થ કરવાનું કારણ અનાયાસ જ મારા જાણવામાં આવી જાય છે." ચિત્રકારે કહ્યું.

"જે વસ્તુનું જે યથાર્થ નામ છે, તેમાં વિકૃતિ કરવાનું શું કારણ છે વારુ ? આ પર્ણકુટી નથી, પણ એક ઓરડી છે. પરંતુ હવે ભવિષ્યમાં તમારે આવી કંગાલ કોટડીમાં રહેવું પડશે નહિ." વૃદ્ધ પુરુષે આશ્વાસન આપ્યું.

ચિત્રકારનું પાંડુવર્ણું મુખમંડળ તે વૃદ્ધ પુરુષના આ શબ્દો સાંભળતાં જ હર્ષથી રક્તવર્ણું થઇ ગયું. આ શબ્દોએ તેનાં શ્રવણોમાં પહોંચીને તેના હૃદયમાં એક વિલક્ષણ આશાનો ઉદય કરી દીધો. વૃદ્ધ તેના ભાવને જાણી ગયો અને તેથી પુનઃ બોલ્યો કેઃ "હવે જરાપણ નિરાશ થશો નહિ; કારણ કે, હવે તમારી યોગ્યતા પ્રમાણે જ તમારું યોગ્ય મૂલ્ય અંકાશે."

ખરેખર તે તરુણ ચિત્રકાર એટલી બધી યોગ્યતા ધરાવતો હતો કે, જો કોઇ ન્યાયની દૃષ્ટિથી જ તેને જુએ, તો તેને એક અદ્વિતીય ચિત્રકાર તરીકે ઓળખી શકે, એમાં લેશમાત્ર પણ સંશય હતો જ નહિ. તે તરુણ ચિત્રકાર પોતાના એ અપૂર્વ ગુણથી કાંઇ અનભિજ્ઞ તો નહોતો જ અને તેથી તે વૃદ્ધ પુરુષનો આ ઉદ્ગાર સાંભળીને હર્ષથી પુનઃ એકવાર તેણે પોતાના ચિત્રેલા ચિત્રનું નિરીક્ષણ કર્યું. તે વૃદ્ધ પુરુષ જાણે તે ચિત્રકારના અંતઃકરણમાં ઉદ્ભવતા ભાવોને સારી રીતે જોઇ તથા જાણી શકતો હોયની ! તેવા ભાવને દર્શાવતો વળી પણ કહેવા લાગ્યો કેઃ "તરુણ ચિત્રકાર ! નિઃસંદેહ તમો એક અપૂર્વ યોગ્યતાવાન્ પુરુષ છો અને આ ચિત્ર તમારી તે અપૂર્વ યોગ્યતાના એક સજીવન પ્રમાણરૂપ છે. હવે હું આ ચિત્રના

મૂલ્યના સંબંધમાં એક વાત તમને પૂછવા ઇચ્છું છું અને તે એ કે, શું તમો આવા ચિત્રને માત્ર ૭ હજાર રૂપિયા જેટલી નાની રકમ લઇને જ વેચી નાખશો ?"

"૭ હજાર રૂપિયા !" તરુણ ચિત્રકાર અતિશય આશ્ચર્ય દર્શાવીને કહેવા લાગ્યો: "કેમ મહાશય, આપ મારી હીન તથા દરિદ્ર અવસ્થાથી સારી રીતે જાણીતા હોવા છતાં પણ આવી રીતે મારી મશ્કરી કરો છો, મને શર્માવો છો અને વાતોમાં ઉડાવો છો, એ આપને યોગ્ય જણાય છે ખરૂં કે ?"

તેના આ ઉદ્‌ગારોનું મુખથી ઉત્તર ન આપતાં તે વૃદ્ધ પુરુષે ત્રણ હજાર રૂપિયાની એક થેલી કાઢીને તેના ટેબલપર રાખી દીધી અને ત્યાર પછી તે અલૌકિક ગંભીરતા દર્શાવીને કહેવા લાગ્યો કે: "આ હું તમારા ચિત્રના મૂલ્યનો અર્ધ ભાગ પ્રથમ જ તમને આપું છું અને આશા છે કે, એનો તમો અવશ્ય સ્વીકાર કરશોજ. હવે તો હું તમારી મશ્કરી નથી કરતો ને ?"

આ દશ્યને જોઈને દીન ચિત્રકાર તત્કાળ તે વૃદ્ધ પુરુષનાં ચરણોમાં પડી ગયો; કારણકે, તે એમ જ માનતો હતો કે: "આ કોઇ દેવ છે અને પરમેશ્વરે જ એને મારી સહાયતા કરવામાટે અહીં મોકલ્યો છે !" પરંતુ તેની આ આશ્ચર્યમયી અવસ્થાને જોઇને તે સભ્યમૂર્તિ વૃદ્ધ પુરુષ અતિશય બળથી અટ્ટહાસ કરવા લાગ્યો. તેના હાસ્યધ્વનિને સાંભળીને તે તરુણ ચિત્રકાર લજ્જિત થયો અને ઊઠીને ઊભો રહ્યો. જે વૃદ્ધ પુરુષને ચિત્રકાર જાણતો નહોતો કે તે કોણ હતો; તે વૃદ્ધ પુરુષ ચિત્રકારને સંબોધીને પુનઃ ગંભીર વાણીથી કહેવા લાગ્યો કે: "તરુણ ચિત્રકાર ! હું તમને ઉપદેશ આપું છું કે, કોઇ પણ મનુષ્યનાં ચરણોમાં કદાપિ મસ્તક નમાવશો નહિ; કારણ કે, તમો કોનાં ચરણોમાં મસ્તક નમાવો છો એ તમો જાણતા નથી. મેં જે આ રૂપિયા તમને આપ્યા છે, તે કેવળ તમારા આ ચિત્રના મૂલ્યના પેટામાં અથવા તો તમારા પરિશ્રમના બદલામાં જ આપ્યા છે અને તેથી એમાટે મારાં ચરણોમાં પડી જવાની કે મસ્તક નમાવવાની તમારામાટે કશી પણ આવશ્યકતા છે જ નહિ."

"મહાશય, આ રકમ મારી ધારણા અથવા આશા કરતાં બહુ જ મોટી તથા વધારે છે; અરે, એટલી બધી વધારે છે કે, આટલી રકમને મેળવવાની સ્વપ્નમાં પણ મેં આશા રાખી નહોતી. મહાશય, હું આપના આ અનુગ્રહથી આપનો અત્યંત આભારી થયો છું." ચિત્રકારે પોતાના સત્ય ભાવોનું શબ્દોદ્વારા દર્શન કરાવ્યું.

"તમારી દૃષ્ટિમાં આ રકમ બહુ જ મોટી છે, પરંતુ મારી દૃષ્ટિમાં તો આ રકમ આ ચિત્રની સાધારણમાં સાધારણ નોછાવર છે !" તે વૃદ્ધ પુરુષ અશાંતિદર્શક ભાવથી કહેવા લાગ્યોઃ "તમો આ રકમને સ્વીકારતાં લેશ માત્ર પણ સંકોચ ન રાખો; કારણ કે, મારી આગળ આ રકમ કશી ગણનામાં કે કશા હિસાબમાં છે જ નહિ; છતાં તમારામાટે આ રકમ એક મોટામાં મોટી રકમ છે અને એના બદલામાં તમારૂં આ ચિત્ર પૂરૂં થયા પછી મારૂં થવાનું છે. વારૂ ત્યારે આ વાર્તાનો જાણે હવે અંત આવી ગયો છે અને તેથી હવે હું બીજા એક આવશ્યકીય વિષય વિશે તમારી સાથે કેટલીક વાતચીત અથવા મંત્રણા કરવા ઇચ્છું છું; કારણ કે, તે વિષય પણ તમારામાટે હિતકર અને કલ્યાણકારક છે; એટલે કે, તમારા પોતામાટે અધિક કલ્યાણકારક ન હોવા છતાં પણ અન્ય વ્યક્તિમાટે તે વિષય અતિશય કલ્યાણકારણ હોવાથી પરોપકારનું પુણ્ય તમને અવશ્ય મળવાનું છે અને એ પણ કાંઇ મનુષ્યનું જેવું તેવું કલ્યાણ તો નથીજ. તો શું મારા તમારાપરના આ ઉપકારના બદલામાં મારૂં એક કાર્ય કરી આપવાની ઉદારતા તમો નહિ બતાવો ?"

"એમાટે આટલો દીર્ઘ પ્રસ્તાવ કરવાની કે આટલી બધી પૃચ્છા કરવાની આવશ્યકતા જ શી છે વારૂ ? આપ મને આપનું તે ઇષ્ટ કાર્ય કરવામાટેની આ ક્ષણે જ આજ્ઞા આપી શકો તેમ છે; અને મારી આપને એ નમ્રતાયુત પ્રાર્થના છે કે, ભવિષ્યમાં પણ સદા સર્વદા મને મારા યોગ્ય કાર્ય બતાવતા જ રહેશો." તરુણ ચિત્રકારે સદ્દગદિત સ્વરથી કહ્યું.

"તરુણ ચિત્રકાર ! તમે તમારી ભાષામાં અતિશય અદીર્ઘદર્શિતા તથા અવિચારશીલતાનું જ દર્શન કરાવો છો;" વૃદ્ધ પુરુષ પૂર્વવત્ ગંભીરતાથી જ કહેવા લાગ્યોઃ "તમે મારૂં નામ માત્ર પણ અદ્યાપિ જાણતા નથી, તો પછી સદાને માટે તમો મારા આજ્ઞાનુવર્ત્તી થઈને કેવી રીતે રહી શકશો વારૂ ? પરંતુ અત્યારે હવે આ સર્વ વાદવિવાદને રહેવા દો. મારે તમારી સાથે કાંઈક આવશ્યક વાર્તાલાપ કરવાનો છે અને તેથી હું આ કુરસીપર બેસવાની આજ્ઞા ઇચ્છું છું. તમો તમારા ખાટલાપર બેસી જાઓ અને હું જે કાંઈ પણ કહું તે ધ્યાનપૂર્વક સાંભળી લ્યો."

તરુણ ચિત્રકારે તે વૃદ્ધ પુરુષની આજ્ઞાનું તત્કાળ પાલન કર્યું અને ત્યાર પછી તે દયાશીલ વૃદ્ધ પુરુષ કુરસીપર બેસીને તે ચિત્રકારને ઉદ્દેશીને નીચે પ્રમાણે કહેવા લાગ્યોઃ—

# પ્રકરણ ૪ થું

## વિષઘ્ન ઔષધ

" મારા મિત્ર, હું તમને બીજી વાર્તાથી વિજ્ઞ કરૂં, ત્યાર પહેલાં તમને મારે એ જણાવી દેવું જોઇએ કે, હું તમારા કુટુંબના કેટલાક વિશિષ્ટ ગુપ્ત ભેદોથી સારી રીતે જાણીતો છું અને આ વાર્ત્તા હું તમને એટલામાટેજ જણાવું છું કે, જેથી મારા કથનમાં તમારો કોઇ પણ પ્રકારના સંશયવિના સંપૂર્ણ વિશ્વાસ બંધાય; માત્ર એટલું જ નહિ, પણ આ વાર્તા જણાવ્યા પૂર્વે જ, હું સર્વથા એક અજ્ઞાત પુરુષ તો નથી જ, એનો થોડો ઘણો અનુભવ તો અવશ્ય તમને મળ્યો હશે જ; એટલે કે, તમારા ભેદોથી હું કાંઇક પણ જાણીતો છું, એ તો તમો જાણી શકયા હશોજ. "

" કદાચિત્ આ સર્વ ભેદોને આપ જાણતા હોવાથી જ આપે મારાપર આટલો બધો અનુગ્રહ કર્યો છે. ખરેખર આપના અનુગ્રહનો મારા શિરપર એટલો બધો ભાર ચઢયો છે કે તેમાટે કૃતજ્ઞતા દર્શાવવા યોગ્ય શબ્દો પણ મારા શબ્દકોષમાં નથી. " તરુણ ચિત્રકારે પોતાની યોગ્યતા તથા કૃતજ્ઞતાને દર્શાવી.

" તમારા આ ઉદ્‌ગારોથી મારા હૃદયમાં અતિશય પ્રસન્નતાનો આવિર્ભાવ થયો છે. પરંતુ એ સાથે મારે ખેદ સહિત કહેવું પડે છે કે, તમોએ આ નગરમાં આવીને અમુક કારણવશાત્ તમારા નામને બદલી નાખ્યું છે; કારણ કે, તમારૂં યથાર્થ નામ ઑટો પિયાનલ્લા છે. " તે વૃદ્ધ પુરુષે ચિત્રકારના પ્રથમ ભેદનો સ્ફોટ કરી બતાવ્યો.

તે વૃદ્ધના આ શબ્દો સાંભળતાં જ ઑટો એકદમ ગભરાટમાં પડી ગયો અને બેચેનીથી ખાટલાપર બાજૂ ફેરવીને બોલ્યો કેઃ " આ વાર્ત્તા કદાચિત્ કોઇ શયતાને જ આપને જણાવી હશે ! "

તે વૃદ્ધ પુરુષ જરાક હસ્યો અને ઑટોને તેણે એવી દૃષ્ટિથી જોયો કે જેના તાત્પર્યને તે બિલ્કુલ સમજી શકયો નહિ અને કહેવા લાગ્યો કેઃ " ઑટો, તમો મારા વાર્ત્તાલાપની શૃંખલાને તોડી ન નાખો. તમારી ભગિની તથા કાઉન્ટ ઑારેના વચ્ચે જે ભેદ અસ્તિત્વ ધરાવે છે, તે ભેદ તો તમારા જાણવામાં આવી ચૂકયો છે અને તેને............... "

તે વૃદ્ધ આગળ બોલતો હતો એટલામાં તેને વચ્ચે જ બોલતો અટકાવીને ઑટો ઊતાવળથી કહેવા લાગ્યો કેઃ " અને તે સાથે મેં

તે પાજી કાઉન્ટ ઍારેનાને દ્વંદ્વયુદ્ધમાટે પણ ઉસ્કેર્યો હતો અને યુદ્ધના ક્ષેત્રમાં બોલાવ્યો હતો. "

"તમારૂં કથન અક્ષરશઃ સત્ય છે; પરન્તુ તેણે પ્રથમ આક્રમણ માંજ તમારી તલ્વારને તમારા હાથમાંથી દૂર ઊડાવી દીધી હતી." વૃદ્ધ પુરુષે ઉપાલંભના રૂપમાં એ શબ્દો ઉચ્ચાર્યાં.

"પરંતુ એથી કાંઈ મારી કાપુરુષતા સિદ્ધ થતી નથી; હું થાકયો પાકયો તથા ભૂખ્યો તરસ્યો હોવા છતાં પણ લડાઇના મેદાનમાં તલ્વારને હાથમાં લઇને તેની સાથે લડવાને તૈયાર થઈ ગયો હતો." ઍાટોએ કાંઇક કઠોરતાથી આ ઉદ્‌ગાર કાઢ્યા.

"આ સર્વ વાર્તા મારા જાણવામાં છે. કાઉન્ટ ઍારેનાએ તમારી તલ્વાર છીનવી લીધી હતી અને ત્યારપછી પોતાની તલ્વારને તમારી ગર્દનપર રાખીને તમારા મુખથી બળાત્કારે એવી પ્રતિજ્ઞા કરાવી હતી કે તમારે ભવિષ્યમાં કોઇ વાર પણ તેના તથા તેની પ્રેમિકાના માર્ગમાં આવીને કોઇ પણ પ્રકારની બાધા ન કરવી." વૃદ્ધ પુરુષે કહ્યું.

"આપનું આ સમસ્ત કથન સત્ય છે અને આપ તે ઘટનાને, જાણે તે વેળાયે પોતાનાં નેત્રોથી જ નિહાળી હોયની !, તે પ્રમાણે જ વર્ણવી રહ્યા છો. પરન્તુ ત્યાં પ્રથમ તો સર્વત્ર ઘનઘોર અંધકાર છવાયલો હતો, દ્વિતીય આકાશ મેઘાચ્છાદિત હતું અને આસપાસમાં કોઇ મનુષ્ય હતું જ નહિ; એટલે તે વેળાયે અમારી તે અવસ્થાને ઇશ્વરવિના બીજા કોઇએ જોઇ હોય, એવી મારી માન્યતા નથી. પરમેશ્વર..........."

ઍાટો આ પ્રમાણે બોલતો હતો એટલામાં ભયંકર ચીત્કાર કરીને તે વૃદ્ધ પુરુષ વચ્ચે જ બોલવા લાગ્યો કે: "નહિ, નહિ; તમોએ તથા તમારા શત્રુએ કદાચિત્ કોઇને ત્યાં ન જોયો હોય, તો તે એક બીજી વાત છે; પણ સત્ય તો એ છે કે, તે વેળાયે હું અન્ધકારમાં એક વૃક્ષની પાછળ છુપાઇને તમારો સઘળો તમાશો જોયા કરતો હતો; અને એ તો તમે જુઓ જ છો કે, તે વેળાની ત્યાં બનેલી સઘળી ઘટનાઓથી હું સારી રીતે જાણીતો છું."

ઍાટો તે વૃદ્ધના મુખમાંથી નીકળેલા આ શબ્દોનું શ્રવણ કરીને કાંઈક તેજોહીન મુખમુદ્રા તથા ભગ્ન સ્વરથી કહેવા લાગ્યો કે: "દયાળુ મહાશય, જ્યારે એ ભેદ સારી રીતે આપના જાણવામાં આવી ગયો છે કે જે પુરુષે મારી ભગિનીના કૌમારધર્મનો ભંગ કર્યો છે, તેની પાસેથી જ મેં જીવનદાન માગ્યું છે; એટલે આપનો

મારા વિશે શા અભિપ્રાય થવાનો સંભવ છે, એ કલ્પનાથી જાણી શકાય તેમ છે." આ વાકયો ઉચ્ચારતાં ઑટો લજ્જાના મહાસાગરમાં ડૂબી ગયો અને થોડીવાર સુધી અવાક્ રહીને પાછો બોલ્યો કેઃ "છતાં પણ આપનો મારા વિશે કાંઇ પણ અનિષ્ટ અભિપ્રાય બંધાયો હશે અથવા તો બંધાશે, એવી મારી ધારણા નથી; કારણ કે, મેં તે બદમાશ કાઉન્ટ ઑારેનાપાસેથી એ તો કબૂલાવી લીધું હતું કે, ઈડાના ગર્ભમાં જે બાળક હતું તે તેના પાપનું જ ફળ હતું; માત્ર એટલું જ નહિ, પણ તેને વિવશ કરીને તેની પાસેથી મેં તલ્વાર લીધી હતી અને હું તેની સાથે છાતી ઠોકીને લડવામાટે તૈયાર થયો હતો. જ્યારે હું પરાજિત થઇ ગયો એટલે પછી મારા તુચ્છ જીવનમાટે મેં તે પ્રતિજ્ઞા કરી હતી. પરંતુ કોઇ પણ પ્રતિષ્ઠિત પુરુષે પોતાના કુટુંબની અપ્રતિષ્ઠાના વૈરનો બદલો લેવામાટે જે કાંઇ પણ કરવું જોઇએ, તે શું મેં નથી કર્યું ? મારા કર્ત્તવ્યથી શું હું વિમુખ થયો છું ?"

"તરુણ ચિત્રકાર, આમાં તમારો લેશ માત્ર પણ દોષ નથી." વૃદ્ધ પુરુષ પુનઃ કાંઇક હસીને ઉપાલંભના રૂપમાંજ કહેવા લાગ્યોઃ "મનુષ્યની પ્રકૃતિજ કાંઇક એવી બનાવવામાં આવી છે કે જ્યારે કોઇના હસ્તે તેનો પરાજય થાય છે, ત્યારે આવી રીતે જ એક કે બીજી વાત બનાવીને તે લોકલજ્જા તથા લોકનિન્દાથી બચવાની ચેષ્ટા કે કુચેષ્ટા કર્યા કરે છે."

ઑટો તે વૃદ્ધની આ વાર્ત્તા સાંભળીને પ્રથમ તો ચકરાઇ ગયો અને ત્યાર પછી તેના મુખમંડળમાં દૃષ્ટિને સ્થિર કરીને બોલ્યો કેઃ "પરન્તુ આપનો મનુષ્યોપર આક્ષેપ કરવાનો તથા તેમની પ્રકૃતિ પ્રતિ ઘૃણા દર્શાવવાનો કશો પણ અધિકાર નથી; કિંબહુના એ આપનો ધર્મ નથી. મનુષ્યો ઉત્તમ હોય કે અધમ હોય, પણ તેઓ જે છે તે તેમના પોતામાટે જ છે; અરે, આપ પોતે પણ એક મનુષ્ય જ છો અને તેથી પોતાની અધમતાઓને વ્યક્ત કરવાને બદલે બીજાની અધમતાને શોધતા ફરો છો, એ આપની પદ્ધતિ અથવા પ્રકૃતિ અવશ્ય નિન્દાને જ પાત્ર છે."

"હું તમારા આ આક્ષેપનું ઉત્તર આપવાં નથી ઇચ્છતો, તરુણ ચિત્રકાર! કારણ કે, આવા નિરર્થક વિવાદોથી કોઇ પણ પ્રકારનો લાભ મળવાનો સંભવ હોતો જ નથી; તેમજ આવા પ્રકારનો વાદવિવાદ કરવામાટે હું તમારી પાસે આવ્યો પણ નથી. અર્થાત્ આપણે હવે આપણા મૂળ વિષયપર આવી જવું જોઈએ." આ પ્રમાણે વિવાદને ટાળીને તે વૃદ્ધ પુરુષ મૂળ વિષયપર આવીને કહેવા

લાગ્યો કે: " ફ્રૅાસ્ટ્ આગળ તમે જે પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રતિજ્ઞાનું તમોએ પૂર્ણ પાલન કર્યું છે; તમે તમારા સત્ય નામને બદલી નાખ્યું છે અને પોતાના રોટલાને મેળવવામાટે પોતે જ યોગ્ય પરિશ્રમ કરી રહ્યા છો; પરંતુ હવે તમારા દુઃખના દિવસોનો અંત આવી ગયો છે અને તમારા અધિકારમાં આ વિપુલ ધન આવી ગયું છે; એટલે હવે તમને બીજા કોઇની પરવા કે આશા રાખવાની શી આવશ્યકતા છે વારૂ ? પરંતુ સાવધાન ! આ ધનને જોઇને ગર્વથી છકી ન જશો, ભૂતકાળના દુઃખના પ્રસંગોને સર્વથા ભૂલી ન જશો અને પોતાના બાંધવોના—માનવજાતિના—કલ્યાણના વિચારને અંતઃકરણમાંથી સર્વથા કાઢી ન નાખશો ! ! "

ઑટોએ દઢતાથી ઉત્તર આપ્યું કે: " નહિ, મહાશય ! હું દઢપ્રતિજ્ઞ છું. આપ આવા સંકટના સમયમાં મારા સહાયક થવામાટે મારી પાસે આવેલા હોવાથી મારા પરમહિતૈષી મિત્ર છો અને તેથી મારી પણ એવી જ ઇચ્છા છે કે, દઢ મનુષ્યોપર ઉપકાર કરવાથી કેવા ફળની પ્રાપ્તિ થાય છે, એનો આપને યોગ્ય પરિચય કરાવવો. આપ જે કાર્ય કરવાની આજ્ઞા આપશો, તે કાર્ય કરવાને હું આ પળે અને આ સ્થળેજ તૈયાર છું "

" હું અત્યારે અને આ ક્ષણેજ તમારી દઢતાની પરીક્ષા કરૂં છું. " એમ કહીને તે વૃદ્ધ પુરુષે જણાવ્યું કે: " ફ્રૅાસ્ટ્ અથવા કાઉન્ટ્ ઑારેનાની પત્ની શ્રીમતી થેરેસાપર અત્યારે એક મહાભયંકર સંકટનું વાદળ ઝઝુમી રહ્યું છે અને જે વેળા જાય છે તેમાં તે વાદળ તે બિચારીના શિરપર ટૂટી પડવાની તૈયારીમાં છે. "

તે વૃદ્ધના આ શબ્દો સાંભળીને તત્કાળ ઑટોના મુખમંડળમાં કોપજન્ય લાલિમાનો વિસ્તાર થઇ ગયો અને તેથી તેણે ચીત્કાર કરીને કહ્યું કે: " તે દેવી તુલ્ય અબળા થેરેસા કે જેનો નરપિશાચ ફ્રૅાસ્ટ્ સાથે લગ્નસંબંધ કરી આપવામાં આવ્યો છે ? મહા ખેદનો વિષય જ કહી શકાય ! ! "

" તમો એક દઢપ્રતિજ્ઞ તથા વીર પુરુષ છો; " અજ્ઞાત પુરુષ કહેવા લાગ્યો: " અને તેથી મારો એવો દઢ નિશ્ચય છે કે તમો આ કાર્ય અવશ્ય કરી શકશો જ. હા, તે તે ફ્રૅાસ્ટ્ની જ પત્ની છે કે જે ફ્રૅાસ્ટે તમારા જીવનનો અંત લાવી નાખવામાટે તમારાપર તલ્વાર ઉપાડી હતી ! હાય, થેરેસા અત્યારે બહુજ ભયમાં છે અને જો તમો કટિબદ્ધ થશો, તો હું આશા રાખું છું કે, અવશ્ય તેના જીવનની રક્ષા કરી શકશો. "

તેનાં આ ઉત્સાહજનક વાકયોનું શ્રવણ કરીને ઑટોનો ઉત્સાહ બમણો થયો અને તે ચિત્તના અતિશય ઉદ્વેગથી કહેવા લાગ્યો કેઃ "તે બિચારીના જીવનને રક્ષવાનું કાર્ય ભલે ગમે તેવું તથા ગમે તેટલું દુર્ઘટ હશે, તોપણ આપની આજ્ઞાનુસાર તે કાર્ય કરવાને હું એક પગે તૈયાર છું. જો એ કાર્ય કરતાં મારા પ્રાણનાશનો પ્રસંગ આવીને ઉપસ્થિત થશે, તોપણ હું પાછી પાની કરવાનો નથી. પરંતુ એ સાથે તેના પતિ સમક્ષ મેં જે પ્રતિજ્ઞા કરી છે, તેનું પણ આપ અવશ્ય સ્મરણ રાખશોજ, એવી મારી નમ્ર પ્રાર્થના છે; કારણ કે, મારી તે પ્રતિજ્ઞાનો ભંગ કરવાની મારી લેશમાત્ર પણ ઇચ્છા નથી."

"તમારી પ્રતિજ્ઞાનો ભંગ કર્યા વિનાજ તમો એ પરોપકારમય કાર્યની પરિસમાપ્તિ કરી શકશો અને થેરેસાના પ્રાણના ઉદ્ધારક તમો હોવા છતાં તમો ફ્રૉસ્ટ તથા તેની પાપીયસી પ્રિયતમા ઇડાથી સર્વથા અજ્ઞાતજ રહેશો." વૃદ્ધ પુરુષે કહ્યું: "સંક્ષિપ્ત વાર્ત્તા એમ છે કે, બિચારી થેરેસામાટે એક પ્રાણહારક વિષ તૈયાર કરાવવામાં આવ્યું છે અને આજ સંધ્યાકાળે અવશ્ય તે વિષ તેને આપવામાં આવશે !"

આ ભયંકર વાર્ત્તા સાંભળતાંજ ઑટોના મુખમંડળમાં ભયની ભીષણ છટા વ્યાપી ગઇ અને તેણે ભયદર્શક ઉદ્‌ગાર કાઢયો કે: "પવિત્ર કુમારિકા મૅરી ! શું આવાં કાર્યો પણ આ સંસારમાં શક્ય છે ખરાં કે ?"

"મારા ભલા અને ભોળા તરુણ ચિત્રકાર ઑટો, તમો અદ્યાપિ આ સંસારની વિલક્ષણતાથી સર્વથા અજ્ઞ છો ! શું તમો એમ માની બેઠા છો કે, તમારી ભગિની ઈડા જેવી એક નિર્લજ્જ તથા નીચ પ્રકૃતિની સ્ત્રી કે જેને ફ્રૉસ્ટે કેવળ પોતાના સ્વાર્થને સાધી લેવામાટે જ પોતાના ભેદોની અભિજ્ઞાત્રી બનાવી લીધી છે, તે ઇડા કેવળ ફ્રૉસ્ટ્‌ના પ્રેમપરજ આધાર રાખીને બેસી રહેશે અને તેના અંતઃકરણમાં અન્ય આશાઓનો ઉદય નહિજ થાય ?" વૃદ્ધ પુરુષે ગંભીરતાથી આ વાકયો ઉચ્ચાર્યાં.

"તો શું આ દુષ્ટ કૃત્યની કરનારી મારી ભગિની ઇડાજ છે? જેને મારી માતાએ આ સંસારને સદાને માટે ત્યાગતી વેળાએ શુભ આશીર્વાદ આપ્યા હતા, તે ઈડાએજ આવી રીતે પિશાચિકાની વૃત્તિને સ્વીકારી લીધી છે ? આમ થવું કદાપિ શક્ય છે ખરૂં કે ?" ઑટોએ અત્યંત આશ્ચર્ય દર્શાવીને કહ્યું.

"તરુણ ઑટો ! હું જે કાંઇ પણ કહું છું તે અક્ષરે અક્ષર

સત્ય છે; મારૂં કથન એટલા પ્રમાણુમાં સત્ય છે કે જેટલા પ્રમાણુમાં આ ચિત્ર તથા આ સુવર્ણનું આ સ્થાનમાંનું અસ્તિત્વ સત્ય છે." વૃદ્ધ પુરુષ બોલ્યો અને ત્યાર પછી તેણે પૂછયું કે: "વસ્તુસ્થિતિ આવી હોવાથી તમો મારી આજ્ઞાને માનશો અને હું જે કાંઈ પણ કહું તે કરશો ખરા કે કેમ ?"

"હું સ્પષ્ટતાથી જોઇ શકું છું કે, આપ એક મહાભયંકર પાપને અટકાવવાની ચેષ્ટા કરી રહ્યા છો અને જ્યારે એમજ છે તો હું પરમેશ્વરના શપથ લઇને કહું છું કે, થેરેસાને સર્વ પ્રકારની સહાયતા આપવામાટે હું અંતઃકરણ પૂર્વક તૈયાર છું; માત્ર એટલું જ નહિ, પણ આપે શું એટલો અનુગ્રહ મારાપર નથી કર્યો કે જેના યોગે હું ચિરકાળ પર્યન્ત આપનો આભારી થઇ રહું ? માટે હવે જે આજ્ઞા આપવાની હોય તે આપો; કારણ કે, હું આપની તે આજ્ઞાને મસ્તકપર ધારણ કરવાને તૈયાર છું." ઑટોએ સર્વ પ્રકારે પોતાની આધીનતા દર્શાવી.

"ઇડાની પાસે એક વિષ છે અને તેના વિષયમાં તેનો એવો દૃઢ વિશ્વાસ બંધાવવામાં આવ્યો છે કે, તે વિષના પ્રાણહારક પરિણામનું નિવારણ કરી શકે એવું કોઇ પણ વિષઘ્ન ઔષધ આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતું જ નથી. પરન્તુ જો;" એમ કહીને તે વૃદ્ધ પુરુષે પોતાના વસ્ત્રના અંતર્ભાગમાંથી એક નાની શીશી કાઢી કે જેમાં કોઇ પણ પ્રકારના રંગ વિનાની સ્વચ્છ જળ સમાન એક પ્રવાહિ ઔષધિ ભરેલી હતી; તે શીશી ઑટોને બતાવીને તે વૃદ્ધ આગળ વધીને કહેવા લાગ્યો કે: "મારી પાસે આ એક એવું ઔષધ છે કે કોઇને ગમે તે પ્રકારનું પ્રાણહારક અને તીક્ષ્ણતમ વિષ આપવામાં આવ્યું હોય, તો પણ જો આ ઔષધ તે મનુષ્યને પાવામાં આવે, તો પછી તે તીવ્ર વિષનું કિંચિન્માત્ર પરિણામ પણ તેના શરીરમાં થતું નથી અને તેના જીવનનો તત્કાળ ઉદ્ધાર થઇ જાય છે."

"ત્યારે આ ઔષધ હું થેરેસા પર્યન્ત પહોંચાડી દઉં, એટલી જ આપની ઇચ્છા છે કે બીજું કાંઇ ?" ઑટોએ આતુરતાથી પૂછયું.

"મૂર્ખ અને અવિચારી યુવક !" વૃદ્ધ પુરુષ હવે પોતાની વૃદ્ધતાના અધિકારને દર્શાવતો ઑટોને એકવચનમાં સંબોધીને કહેવા લાગ્યો: "શું તું એમ ધારે છે કે, કોઇ પણ પ્રતિષ્ઠિત મનુષ્યના મુખથી આ ઔષધિના અદ્ભુત ગુણને જાણ્યા વિના કોઈ એક સામાન્ય મનુષ્યના હાથેજ તે આ ઔષધિનો સ્વીકાર કરી લેશે અને પી જશે ? તેમજ શું તારી એવી ઇચ્છા છે કે, થેરેસા પોતાના પતિની

સર્વ પાપિષ્ટતાઓ તથા કુકર્મશીલતાઓને જાણી લે અને પછી આજીવન અસહ્ય માનસિક વેદનાઓથી પીડાતી રહે ?"

"તો શું ફ્રૅાસ્ટ્ મારી ભગિનીના આ પાપકર્મથી વિજ્ઞ છે કે પછી ફ્રૅાસ્ટ્ના ઉપદેશથીજ મારી ભગિની આ પાપકર્મ કરવાને તૈયાર થઈ છે ?" ઍાટોએ પૂછ્યું.

"નહિ, ફ્રૅાસ્ટ્નો અદ્યાપિ થેરેસામાં આગળના જેવો તથા જેટલોજ પ્રેમ છે; પરંતુ તે પોતાના પાપમય હૃદયથી ઇડા પ્રતિ પણ પોતાના પ્રેમને વ્યક્ત કર્યા કરે છે અને એ કારણથીજ તેણે ગુપ્ત રીતે બૅરન્ જેર્નિન્ સાથે તમારી ભગિનીનો લગ્નસંબંધ કરાવી આપ્યો છે. અર્થાત્ થેરેસાને વિષપ્રયોગથી મારી નાખવામાં ઇડાએ પોતાના કલ્યાણનોજ વિચાર કર્યો છે અને તેના તે સ્વાર્થની તું પોતે પણ કલ્પના કરી શકે તેમ છે. પરંતુ તારે આમાંની એક પણ વાર્ત્તા થેરેસાને જણાવવાની નથી; કારણ કે, જો તું આ વાર્ત્તા તેને જણાવીશ, તો અવશ્ય તને તે એ પ્રમાણેનો પ્રશ્ન પૂછશે કે, 'ઇડા, મારૂં અનિષ્ટ શા કારણથી ઇચ્છે છે અને તે મારા પ્રાણ લેવાને શા કારણથી તત્પર થઇ છે ?' આ કારણથી આ સર્વ ભેદને તેનાથી ગુપ્ત રાખવાનીજ પરમ આવશ્યકતા છે." વૃદ્ધ પુરુષે ઉપદેશ આપ્યો.

"હવે આપના કથનનું તાત્પર્ય સારી રીતે મારા સમજવામાં આવી ગયું. આપની એજ ઇચ્છા છે ને કે થેરેસા આ ઔષધ પી જાય, પરંતુ તેને આ ઔષધ પીવાની જાણ ન થવી જોઇએ ? પરંતુ એ કેવી રીતે બની શકશે વારૂ ?" ઍાટોએ પૂછ્યું.

"તારી સહાયતાથી !" વૃદ્ધ પુરુષે એમ કહીને આગળ વધીને કહેવા માંડ્યું કે: "કાઉન્ટ ઍારેનાના મહાલયમાં આજે એક ભારી ઉત્સવ થવાનો છે. તે ઉત્સવમાં ઇડા પણ આવશે અને થેરેસાની પાસે બેસીને તેને વાતોમાં વળગાડી વિષને તેના મદિરાપાત્રમાં રેડી દેશે. અર્થાત્ તે વિષનું પાન કર્યા પછી ચોવીસ કલાકમાં જ આ ઔષધ તેના ઉદરમાં જવું જોઇએ; કારણ કે, જો તેમ ન થાય, તોપછી કોઇ પણ ઔષધ થેરેસાને જીવતી કરી શકશે નહિ. વળી આવતી કાલે વાયનામાં ફ્રૅાસ્ટને કોઇને ત્યાંનું નિમંત્રણ હોવાથી તે ત્યાં ચાલ્યો જશે એટલે તેના ગયા પછી મહાલય સર્વથા શૂન્ય સમાન થઇ જશે. એ વેળાયે તેની ગેરહાજરીમાં કોઇ પણ એક કારણ બતાવીને તારાથી થેરેસા પાસે જઇ શકાશે અને આ ઔષધ તેને કોઇ પણ પ્રકારે પીવાડવાનો પ્રસંગ તારાથી અવશ્યમેવ સાધી શકાશે."

"મને તો આ કાર્યની સિદ્ધિમાં સહસ્રાવધિ વિઘ્નોનો અત્યા-

રથી સાક્ષાત્કાર થયા કરે છે." ઑટોએ કાંઇક નિરાશાનું દર્શન કરાવ્યું.

"પરંતુ જે દૃઢપ્રતિજ્ઞ પુરુષ હોય છે, તે આવાં લક્ષાવધિ વિઘ્નો કિંવા સંકટોનો લેશ માત્ર પણ વિચાર નથી કરતો અને યોગ્ય પ્રસંગને સાધીને પોતાના કાર્યની અવસ્ય સિદ્ધિ કરી નાખે છે. તું મારી આજ્ઞાને માની લે, તારા વિચારમાં દૃઢ રહે અને હતાશ ન થા એટલે તું અવસ્ય આ કાર્યમાં વિજયને મેળવીશ." વૃદ્ધ પુરુષે ઑટોના હૃદયમાં ઉત્સાહ તથા આશાને ઉપજાવવાનો યત્ન કર્યો.

"કિન્તુ મહાશય, આ કાર્ય કરવાથી ફ્રૅસ્ટ્ સાથે મેં જે પ્રતિજ્ઞા કરી છે, તે મારી પ્રતિજ્ઞાનો તો અવસ્ય ભંગ થવાનો જ." ઑટોએ પ્રતિજ્ઞાભંગનો ભય દર્શાવ્યો.

'ઑટો, તું એક મહાવિલક્ષણ પુરુષ હોય, એમ જણાય છે. તારી પ્રતિજ્ઞાનો આશય એટલોજ હતો કે, તારે તારી ભગિની તથા ફ્રૅસ્ટના ઘૃણાકારક સંબંધમાં કોઈ પણ પ્રકારનો હસ્તાક્ષેપ ન કરવો તેમજ તેમના તે ગુપ્ત સંબંધના ભેદને કોઇની આગળ પ્રકટ ન કરવો. જ્યાં તારી પ્રતિજ્ઞાનો આશય આવા પ્રકારનો છે, ત્યાં આ કાર્ય કરવાથી તારી પ્રતિજ્ઞાનો ભંગ થવાનો સંભવજ ક્યાં છે વારૂ ? કદાચિત્ ઈડા થેરેસાને જળના પ્રવાહમાં ધકેલી દે અને તેથી જો થેરેસા મરી જવાની અણીપર હોય, તો શું તે વેળાયે એક મનુષ્ય તરીકે થેરેસાને તે જળપ્રવાહમાંથી બચાવવાનો પ્રયત્ન તું નહિ કરે કે ? તે વેળાયે તારી આ પ્રતિજ્ઞા તને તે પરોપકારમય કાર્ય કરવાથી અટકાવી શકે તેમ છે ખરૂં કે ? બોલ; મારા આ પ્રશ્નનું સત્વર ઉત્તર આપ જોઇએ." વૃદ્ધ પુરુષે ઑટોને બુદ્ધિવાદમાં સપડાવ્યો.

"આપનું આ કથન યથાર્થ છે;" એમ કહીને ઑટોએ નિઃશ્વાસપૂર્વક ઉદ્‌ગાર કાઢ્યો કે: "ઓહ, પરમાત્મન્ ! એક બંધુને પોતાની ભગિનીના દુરાચારને અટકાવવામાટે અત્યારે કટિબદ્ધ કરવામાં આવે છે; એ પણ આ સંસારની એક કેવી ભયાનક વિલક્ષણતા ! "

"સંસારમાં સર્વત્ર આવાજ પ્રકારની ભયંકર વિલક્ષણતાઓ વ્યાપેલી છે !" વૃદ્ધ પુરુષે શુષ્કતાપૂર્વક કહ્યું. એ પછી તે વૃદ્ધ પોતાના સ્થાનપરથી ઉઠ્યો અને વળી કહેવા લાગ્યો કે: "સાવધાન ! જો તારા મનમાં મારી મિત્રતાનો તથા મારા ઉપકારનો કાંઇ પણ વિચાર હોય, તો મારાં કહેલાં વચનોનું કદાપિ વિસ્મરણ થવા દઇશ નહિ તેમજ ભવિષ્યમાં પણ જો તું મારા તરફથી કાંઈ પણ લાભની આશા રાખતો હોય, તો આજના મારી સાથેના તારા સાક્ષાત્કાર

તથા આપણા આજના સંભાષણની ઘટનાને સદાને માટે તારા અંતઃકરણમાંજ છુપાવી રાખજે. હજી પણ ધ્યાનપૂર્વક સાંભળી લેઃ જો આ ભેદનો એક પણ શબ્દ તારા મુખમાંથી બહાર નીકળશે, તો તેના પરિણામે બીજું તો જે થવાનું હશે તે થશે, પણ એક વાર તારી ભગિનીના પ્રાણ તો અવશ્ય મહાભયમાં આવી પડશે. બુદ્ધિમત્તાથી તારા કાર્યની પરિસમાપ્તિ કરજે અને તેનું પરિણામ અવશ્ય શુભજ થશે. વારૂ ત્યારે હવે હું પાછો આવતી કાલે સંધ્યા સમયે પાછો અહીં આવીશ અને તને મળીશ." આ શબ્દો ઉચ્ચારતાંની સાથેજ તે વૃદ્ધ પુરુષ વાયુના વેગે ત્યાંથી ચાલ્યો ગયો અને ઍાટોની દૃષ્ટિથી અદૃશ્ય થયો.

તે વૃદ્ધ પુરુષના ચાલ્યા જવા પછી ઍાટો પિયાનલ્લા એકાંતમાં કેટલીકવાર સુધી તો અગાધ અનુશોચનાના સમુદ્રમાં નિમજ્જિત રહ્યો અને ત્યાર પછી જ્યારે તે એ વિચારનિદ્રામાંથી જાગ્રત થયો તે વેળાયે પોતાને ત્યાં એકલો એકાટ જોઇને એવું અનુમાન કરવા લાગ્યો કેઃ "અત્યારે જે કાંઇ પણ વીત્યું છે, તે કેવળ એક સ્વપ્ન માત્રજ હતું કે શું, એ કાંઇ કહી શકાતું નથી !" પરન્તુ એ પછી ટેબ્લ તરફ તેની દૃષ્ટિ જતાં તેનું આ અનુમાન સર્વથા બદલાઇ ગયું; કારણ કે, તે ટેબ્લપર તે વૃદ્ધ પુરુષની આપેલી સુવર્ણમુદ્રાની થેલી તથા વિષઘ્ન ઔષધિની શીશી એ બે વસ્તુઓ પડેલી તેના જોવામાં આવી. તે પોતાના મનમાંજ વિચાર કરતો કહેવા લાગ્યો કેઃ—

"આહ ! ઈડા, ઈડા ! મારી ભગિની ! શું તું એટલી બધી કુકર્મશીલા તથા પાપિષ્ટા થઈ ગઇ છે કે, જેથી મને, હા મને—તારા સહોદર ભ્રાતાને—તારા ઘોર પાપને અટકાવવામાટે નિયત કરવામાં આવ્યો છે ! હાય; તારા હૃદયમાં તે આશીર્વાદે કાંઇપણ પરિણામ ન નિપજાવ્યું કે જે આશીર્વાદ તારી માતાએ—તારી દીન તથા દુઃખિની માતાએ—તેની મરણશય્યામાં અંતિમ ઘટિકાયે સ્વચ્છ તથા શુદ્ધ અંતઃકરણથી તને આપ્યો હતો ? અભાગિની બાળા ! શું તને શુભ અને ધર્મમય ઉપદેશ આપનારી કોઈ અબળા ન મળી કે જે તારાં આ પાપોને અટકાવી શકત ? અને હું ? હું તો પ્રતિજ્ઞા કરી ચૂકયો છું કે તારા કોઇ પણ કાર્યમાં હસ્તાક્ષેપ ન કરવો; નહિ તો હું અવશ્ય તારી પાસે આવત અને તને આ પાપથી રોકવાની અંતઃકરણપૂર્વક ચેષ્ટા કરત ! પણ હા, આ વૃદ્ધ પુરુષ કોણ હતો કે જે મારા સર્વ ભેદોથી સંપૂર્ણ અભિજ્ઞ હતો અને જાણે મારી તે સર્વ ગુપ્ત ઘટનાઓને છુપાઇને તેણે પોતાની આંખોથીજ જોઇ હોય ની ! એમજ

જણાતું હતું; ત્યારે તે હતો કોણ? તે મારી ભગિનીના સર્વ પાપમય ભેદોને કેવી રીતે અને કેમ કરીને જાણી શક્યો હશે વારૂ? હું આશા રાખું છું કે, આવતી કાલે જ્યારે પાછો તે મારી પાસે આવશે, તે વેળાયે એ વિશેનો સર્વ વૃત્તાન્ત મને તે અવશ્ય કહી સંભળાવશે. ગમે તેમ હોય, પણ તેની ભાવના તો ઉત્તમ છે; કારણ કે, તેની સર્વ વાતો સ્પષ્ટોક્તિ સમાન તથા કપટરહિત હતી, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથીજ; અને તેથી તે વૃદ્ધ પુરુષ મને કોઇ પણ પ્રકારે છળી જાય, એ તો સર્વથા અસંભવનીયજ છે."

ઑટો પોતાના ખાટલાપરથી ઊઠ્યો અને ટેબલ પાસે આવીને તેપરની ઔષધિની શીશીને તેણે ઉપાડી લીધી અને તેનું બુચ ખોલીને તેને સૂંઘી જોઇ, પરંતુ તેમાંથી કોઇ પણ પ્રકારનો ગંધ આવતો નહોતો. એ પછી તેણે તે ઔષધિના એક બિન્દુને પોતાની જિવ્હાપર રાખ્યો, પરંતુ તેની જિવ્હાએ તેથી કોઇ પણ પ્રકારના સ્વાદને અનુભવ્યો નહિ. અર્થાત્ તે ઔષધિ ગંધહીન, સ્વાદહીન તથા રંગહીન હતી, એવો તેને સંપૂર્ણ અનુભવ થઈ ચૂક્યો.

ઑટો પુનઃ પોતાના મનમાં આત્મગત કહેવા લાગ્યો કે: "એ વૃદ્ધ પુરુષ તો કોઇ વિલક્ષણ અને અદ્‌ભુત વૈદ્યરાજ હોય એમજ જણાય કે જેની પાસે આવાં અમૂલ્ય ઔષધો જ્યારે જોઇએ ત્યારે તૈયાર રહ્યાં કરે છે. મારી ભગિનીના દુરાચાર તથા પાપમય કૃત્યના સમાચાર કોઈ પ્રકારે એને મળી ગયા હશે અને તેથી થેરેસા જેવી એક દેવીતુલ્ય અબળાના જીવનને બચાવવાના પરોપકારમય કાર્યમાં મારી સહાયતા લેવામાટે જ એ મારી પાસે આવ્યો હશે; કારણ કે, એ કાર્ય મારા હસ્તેજ કરવવાનો એનો દૃઢ વિચાર થયો હશે. મારી ભગિનીના દુરાચારનો પોતાના સદાચારથી પરાજય કરવાના કાર્યમાં એણે મને પોતાના પ્રતિનિધિ તરીકે યોજ્યો છે; તો હવે મારે પણ દક્ષતાથી એ કાર્યની સમાપ્તિ કરવીજ જોઇએ. એણે મારી સાથેની પોતાની મુલાકાતના ભેદનો સ્ફોટ ન કરવાની જે સૂચના આપી છે, તેનું કારણ એજ હોવું જોઇએ કે, એ વૃદ્ધ પુરુષ ગુપ્ત રીતિથીજ દીન, દુઃખી તથા અજ્ઞાત મનુષ્યોને સહાયતા આપનારા ઉદારાત્મા પુરુષોમાંનોજ એક હોવા જોઇએ. હું અવશ્ય એના ઉત્તમ તથા ધર્મમય કાર્યમાં એનો સહાયક થઈશ, હું અવશ્ય થેરેસા પાસે જઈશ અને અવશ્ય આ અમૃતતુલ્ય ઔષધની સહાયતાથી તેના પુણ્યમય પ્રાણની રક્ષા કરીશ ! !.!"

# પ્રકરણ ૫ મું

## થેરેસાની વ્યથાઓ

ઉપર્યુક્ત ઘટનાને બીજે દિવસે મધ્યાન્હસમયે થેરેસા કિંવા કાઉન્ટેસ્ ઍારેના એકલીજ પોતાના કક્ષમાં બેઠી હતી. તેણે પોતાની બાંદીઓને, એકાંતમાં વિચારમગ્ન થવાના ઉદ્દેશથી, પોતા પાસેથી દૂર ખસેડી દીધી હતી. તેની વિચારમગ્નતાનું કારણ એ હતું કે, થેરેસા સંપૂર્ણ સુખિની નહોતી; એવા અનેકાનેક વિષયો હતા કે જેમના વિચારો તેના અંતઃકરણમાં પ્રવેશ કરીને વારંવાર તેની આંતરિક શાંતિનો ભંગ કર્યા કરતા હતા. આવી કાલ્પનિક ચિન્તાઓને વશ થવામાટે જોકે વારંવાર તે પોતાના મનને દોષ દીધા કરતી હતી, પરન્તુ એવી રીતે મનને દોષ દેવાથી મનનો જે સ્વાભાવિક ધર્મ ચિન્તનશીલતા છે, તેનો લેશ માત્ર પણ તેનાથી અવરોધ કરી શકાતો નહોતો અને તેથી તે એક ક્ષણ માત્રને માટે પણ ચિન્તામુક્ત થઇ શકતી નહોતી.

સર્વથી પ્રથમ તેના મનમાં એ વિશેનો જ વિચાર થયા કરતો હતો કે, ફૅાસ્ટ ગૃહમાં જે વારંવાર અનુપસ્થિત રહ્યા કરતો હતો તેનું કારણ શું હોવું જોઇએ અર્થાત્ તે તેની અનુપસ્થિતિનાં કારણોનો એક ધ્યાનથી વિચાર કર્યા કરતી હતી. પરંતુ ફૅાસ્ટ્ કોઈ બીજી સ્ત્રીના પ્રેમમાં જકડાયલો હશે, એ શંકાનો તેના મનમાં કદાપિ આવિર્ભાવ માત્ર પણ થયો નહોતો; કારણ કે, તેને તેના હૃદયની સ્વચ્છતા તથા નિષ્કપટતા એવી આજ્ઞા આપતી જ નહોતી કે, તે અકારણ પોતાના પતિ વિષયક આવા ભય કર તથા ઘૃણાયુક્ત સંદેહને પોતાના હૃદયમાં સ્થાન આપે.

બહુધા રાત્રિના સમયમાં ફૅાસ્ટ્ નિદ્રામાંથી અચાનક જાગીને શય્યામાં બેઠો થઇ જતો હતો અને એવા વિલક્ષણ ચીત્કારો કર્યા કરતો હતો કે તેથી તેના આત્માને સ્વપ્નમાં જાણે કોઇ મહાભયંકર યન્ત્રણા થતી હોયની ! એવો થેરેસાને સ્પષ્ટ ભાસ થતો હતો. દિવસના સમયમાં પણ બહુધા તેની સ્વચ્છ તથા શુદ્ધ હૃદયની પત્નીની દૃષ્ટિને એમજ દેખાયા કરતું હતું કે જાણે ફૅાસ્ટનું મુખચંદ્ર મહાશોકના મેઘોથી આવૃત્ત થઈ ગયું છે. તેણે આ વિશે ફૅાસ્ટ્ને કેટલીકવાર પ્રશ્નો પણ પૂછ્યા હતા અને એમ પણ પૂછ્યું હતું કે: "આપના આત્માને એવું તે કયું ગુપ્ત દુઃખ સતાવ્યા કરે છે કે જેના યોગે આપ આટલા બધા શોકાતુર દેખાયા કરો છો ?" પરંતુ એવા પ્રશ્નોનાં તે એવાં તો સમાધાનકારક તથા બનાવટી ઉત્તરો આપતો હતો તથા

પ્રેમપૂર્ણ શબ્દો ઉચ્ચારી તેને એવા તો સ્નેહથી આલિંગન આપીને ચુંબનસુધા પીવડાવવા મંડી જતો હતો કે તેના યોગે થેરેસાની સર્વ શંકાઓનો તે સમયે તત્કાળ લોપ થઈ જતો હતો.

થેરેસાનો હઠ કરવાનો સ્વભાવજ નહોતો અને તેનામાં એક પ્રકારનું એવું ચાતુર્ય હતું કે જો કોઇ મનુષ્ય કોઇ વાર્તાને ગુપ્ત રાખવાનો યત્ન કરતું તેના જોવામાં આવે એટલે તે તેની પાછળ પડતી હતી અને કોઇ પણ પ્રકારે તેના હૃદયની ગુપ્ત વાર્તાને તેના મુખથી જાણી લીધા પછી જ શાંત થતી હતી. યદ્યપિ તેણે ફ્રૅંસ્ટ્ની ગૃહમાંની વારંવારની ગેરહાજરી, નિદ્રાધીન અવસ્થામાંના તેના ચીત્કારો તથા તેના મુખમંડળમાંની વિષાદછાયાના યોગે એવો નિશ્ચય તો અવશ્ય કરીજ લીધો હતો કે, ફ્રૅંસ્ટ્ના હૃદયને કોઈ ગુપ્ત દુઃખનો કીડો કોરી કોરીને ખાયા કરે છે; અને તેથી તેના તે આંતરિક દુઃખને જાણવામાટે તે જોકે અતિશય આતુર થઇ રહી હતી; છતાં ફ્રૅંસ્ટ્ની અનિચ્છાને જોઈને તેના તે આંતરિક દુઃખને જાણવામાટેનો તેણે અધિક બળવાન્ ઉદ્યોગ કર્યો નહોતો. માત્ર એ વિશેની ચિંતા જ તે સ્વચ્છહૃદયા રમણીના ચિત્તને ચિન્તાતુર રાખ્યા કરતી હતી, એમ નહોતું; કિન્તુ ફ્રૅંસ્ટ્ પોતાની પુત્રી એડીલામાં લેશ માત્ર પણ સ્નેહ કિંવા વાત્સલ્ય રાખતો નહોતો અને તેથી થેરેસાના હૃદયમાં અગાધ વેદના થયા કરતી હતી. તે પોતાની પુત્રીને જ્યાં સૂધી બળાત્કારે તેની ગોદમાં બેસાડતી નહોતી, ત્યાં સૂધી ફ્રૅંસ્ટ્ પોતાની ઇચ્છાથી કદાપિ તે પુત્રીને ગોદમાં બેસાડીને રમાડતો નહોતો. વળી તે મેરિયાના પુત્રમાં અગાધ પ્રેમ રાખતો હતો, એ પણ થેરેસાથી અજ્ઞાત નહોતું અસંતોષનાં આટલાં બધાં કારણો હોવા છતાં પણ તે નાના પ્રકારે પોતાના મનનું સમાધાન કરીને સંતુષ્ટ થવાના તથા પોતાના ખેદને મટાડવામાટેના નિરંતર પ્રયત્નો કર્યા કરતી હતી; પરંતુ જ્યારે તે એડીલા પ્રતિ ફ્રૅંસ્ટ્ની અપ્રીતિને તથા મેરિયાના પુત્ર પ્રતિ ફ્રૅંસ્ટ્ની અગાધ પ્રીતિને જોતી હતી, ત્યારે તેના આનંદનું શોકના સ્વરૂપમાં પરિવર્ત્તન થઈ જતું હતું, તે પોતાનાં સર્વ સુખોને ભૂલી જતી હતી અને દુઃખના ગહન સમુદ્રમાં ડૂબી જતી હતી.

તેણે લક્ષાવધિ પ્રકારના વિચારો કર્યા, પરન્તુ આમ કેમ થતું હતું, એ વિશેનો તે કશોપણ નિશ્ચય કરી શકી નહિ. કોઈ વાર તે એવો વિચાર કરતી હતી કે: 'શું મારા પતિ મારાથી શર્માતા હશે કે પુત્રી હોવાના કારણથી સંતાનને ગોદમાં નહિ લેતા હોય ?' પરન્તુ જ્યારે પારકાંનાં બાળકો પ્રતિ ફ્રૅંસ્ટને તે પ્રેમ દર્શાવ-

તો જોતી હતી, ત્યારે તેના હૃદય પાસેથી તેને એજ ઉત્તર મળ્યા કરતું હતું કેઃ 'થેરેસા! તારી પુત્રીમાં તારા પતિનો લેશ માત્ર પણ સ્નેહ નથી!' પરંતુ એના કારણની કલ્પના અદ્યાપિ તેનાથી કરી શકાતી નહોતી. એ ઉપરાંત કોઇ કોઇવાર તેને પોતાની અવસ્થા વિશે પણ ખેદ થયા કરતો હતો; અર્થાત્ તેનું હૃદય કોઇ કોઇ વાર ફૉસ્ટના હૃદયનુ અનુકરણ કરતું દેખાતું હતું; કારણ કે, થેરેસા પોતે પણ જ્યારે મૅક્સિમિલિયન્ તથા મૅરિયાના પુત્રને જોતી હતી, તે વેળાયે તેના અંતઃકરણમાં પણ પ્રેમનો ઉમળકો આવી જતો હતો; તે તે બાળકને પ્રેમથી ઉપાડી લેતી હતી અને તેને ચૂમવા મંડી જતી હતી. આહ! જે વેળાયે તે બાળકને તે પોતાની ગોદમાં ઉપાડી લેતી હતી અને છાતી સરસો ચાંપતી હતી, તે વેળાયે ખરેખર તે પોતાની બાલિકા એડીલાના અસ્તિત્વને પણ સર્વથા ભૂલી જતી હતી. આ આકર્ષણ તથા ચિત્તના પરિવર્તનને અટકાવવાની તેનામાં લેશ માત્ર પણ શક્તિ નહોતી અને એનો તેના હૃદયમાં મહાખેદ પણ થયા કરતો હતો; તે રોતી હતી; અને પરમાત્માનાં ચરણોમાં પ્રાર્થના પણ કર્યા કરતી હતી; કારણ કે, એનું કારણ તે પોતાને જ માનતી હતી અને પોતાને ઘૃણાની દૃષ્ટિથી જોતી હતી. તે પોતાને જ દૂષિત ધારતી હતી તથા સર્વ ક્રોધ પોતાપર જ દર્શાવીને પોતાના મનને કહ્યા કરતી હતી કેઃ 'ગાંડી થેરેસા! તને આમ કરવું તથા આમ વર્તવું ઘટતું નથી; આ તારૂં કૃત્ય પ્રાકૃતિક નિયમથી અન્યથા છે અને તેથી તું વિપરીત કાર્યમાં પ્રવૃત્ત ન થા!' પરંતુ એ કથનનું તેના હૃદયમાં રંચમાત્ર પણ પરિણામ થતું નહોતું.

જે શય્યામાં એડીલા નિદ્રાવશ થતી હતી, તે શય્યાની પાસે થેરેસા ઘણીકવાર કલાકોના કલાક સુધી બેસી રહેતી હતી અને તે અર્ભિકાનાં કોમળ તથા સુંદર અંગોને નિહાળીને પોતાના હૃદયમાં તેની પ્રીતિને ઉપજાવવાની અનેકાનેક ચેષ્ટાઓ કર્યા કરતી હતી—અને પછી? પછી જ્યારે એડીલા નિદ્રામાંથી જાગ્રત થતી હતી, ત્યારે તે તેને છાતી સાથે ચાંપતી હતી, તેના કપોલોને ચુંબનથી આર્દ્ર કરતી હતી, તેની સાથે રમવા મંડી જતી હતી, તેને પ્રભુ જાણે કેટલાય પ્રેમપૂર્ણ શબ્દોથી બોલાવતી હતી, પોતાના આંતરિક પ્રેમના સકળ સામર્થ્યને પ્રકટ કરી નાખતી હતી અને પ્રેમનો પરમાવધિ કરતી હતી; પરંતુ આટઆટલું કરવા છતાં પણ તત્કાળ એ વાર્ત્તા આવીને તેના હૃદયમાં ઊભી રહેતી હતી કેઃ "મૅક્સિમિલિયનનો પુત્ર પણ કાંઈ એડીલા કરતાં મને ઓછો પ્રિય નથી!" આ વિચારથી

તે લાચાર થઈ જતી હતી અને એ વિચારથી પોતાને મુક્ત કરવા-માટેની પરમેશ્વરને વારંવાર પ્રાર્થના કર્યા કરતી હતી.

અહીં અમારા વાંચકો કદાચિત્ એવી શંકા દર્શાવશે કે, "થેરેસા જેવી સ્વચ્છહૃદયા સ્ત્રીની બુદ્ધિમાં આવા અશુભ વિચારોએ કેમ પ્રવેશ કર્યો હશે અને ભદ્રતા તથા નીતિની પ્રતિમૂર્ત્તિના હૃદયમાં આવા ઉદ્વેગનો ઉદ્ભવ શા કારણથી થયો હશે? કારણ કે, જ્યારે તે એ તો જાણતીજ હતી કે, એડીલા તેની પુત્રી હતી અને કુમાર મૅક્સિમિલિયન્ તેનો પુત્ર નહોતો, તો પછી તેના એ અકારણ અપ્રેમ તથા પ્રેમનું કારણ શું હોવું જોઇએ? પરંતુ પ્રિય પાઠકો, એ તો આપ જાણોજ છો કે, મનુષ્યના રક્તમાં પણ એક પ્રકારનું આકર્ષણ રહેલું હોય છે અને એ રક્તાર્ષણના કારણથી જ તે વિવશ થઇ ગઇ હતી; કારણ કે, મૅક્સિમિલિયન્ તથા મૅરિયાનો પુત્ર વસ્તુતઃ તેના જ રક્ત-માંસમાંથી ઉત્પન્ન થયો હતો અને એ ભેદને વાંચકો જાણતા હોવાથી એ વિશેના અધિક વિવેચનની આવશ્યકતા નથી.

પરન્તુ એક વિશિષ્ટ કારણથી તેના આશ્ચર્યની વળી બહુજ વૃદ્ધિ થઇ ગઈ. નિત્ય પ્રમાણે આજે પણ ઉપર જણાવ્યા પ્રમાણે વળી પાછી તે પોતાના ઓરડામાં શોકજન્ય વિચારોમાં નિમગ્ન થઇને એકલીજ બેઠી હતી અને પોતાને ઘૃણાની દૃષ્ટિથી જોતી હતી એટલામાં અચાનક આર્કડચેસ્ મૅરિયા તેને મળવામાટે ત્યાં આવી પહોંચી અને મૅરિયાના મુખથી જ્યારે 'મારૂં હૃદય સ્વાભાવિક જ એડીલા પ્રતિ અધિક આકર્ષાય છે અને જેટલી મને તમારી એ પુત્રી પ્રિય લાગે છે તેટલો મારો પુત્ર પ્રિય લાગતો નથી!' એવો ઉદ્ગાર તેના સાંભળવામાં આવ્યો એટલે તે અતિશય વિડંબનામાં પડી ગઇ. થેરેસા પોતાના મનમાંજ કહેવા લાગી કે: "હે ભગવન્! આ ભેદ શો છે, તે કૃપા કરીને મને જણાવી દે!"

એ પછી તે ઉભય સ્વચ્છ અને નિષ્કપટહૃદયા સુંદરીઓએ એ વિશેનો પરસ્પર વાદવિવાદ કર્યો અને પોતપોતાના હૃદયની સ્થિતિનો વૃત્તાન્ત પરસ્પર કહી સંભળાવ્યો. એ પછી તે બન્ને સખીઓએ રોઇ રોઇને પરમાત્માનાં ચરણોમાં એવા પ્રકારની પ્રાર્થના કરવાનો આરંભ કર્યો કે: "હે પ્રભો! આવા અસ્વભાવિક અનુરાગને અમારાં હૃદયમાંથી દૂર કર અને તેને બદલે અમારો પોતપોતાના સંતાનમાં સ્વાભાવિક પ્રેમ ઉદ્ભવે, એવી અમારાપર કૃપા કર." પરન્તુ તે બિચારીઓ ક્યાં જાણતી હતી કે, તેમનો જે પ્રેમ હતો તે પ્રાકૃતિકજ હતો તે અને બન્ને પોતપોતાના સંતાનમાંજ પ્રેમભાવ

રાખતી હતી ? અર્થાત્ તેમની પ્રાર્થના ખરી રીતે સ્વાભાવિક પ્રેમમાટેની નહિ, કિન્તુ અસ્વાભાવિક પ્રેમમાટેનીજ હતી. પરન્તુ સત્ય ભેદથી તેઓ અજ્ઞ હોવાથી તેમના હૃદયમાંના ઉચિત પ્રેમને તેઓ અનુચિત માનતી હતી અને તેથી તે પ્રેમ કિંવા આકર્ષણની વાર્તાને તેઓ પોતાના પતિથી ગુપ્તજ રાખતી હતી: માત્ર એટલુંજ નહિ, પણ એ પ્રેમને કિંવા આકર્ષણને તેઓ પોતાના હૃદયમાંથી કાઢી નાખવામાટેની યથાસાધ્ય ચેષ્ટાઓ પણ કર્યા કરતી હતી.

આર્કડ્યૂક મૅક્સિમિલિયન્ પોતાના પુત્ર પ્રતિ પ્રેમ દર્શાવવામાં કદાપિ ન્યૂનતા કરતો નહોતો અને નિરન્તર તે પુત્રમાં તે અંતઃકરણપૂર્વક પ્રેમ રાખતો હતો. માત્ર એજ એક કારણ હતું કે, થેરેસા કરતાં મૅરિયા અધિક પ્રસન્ન રહ્યા કરતી હતી; કારણ કે, થેરેસા જ્યારે આર્કડ્યૂકને તેના પુત્રમાં પ્રેમ રાખતો જોતી હતી, એટલે તેના મનમાં ખેદસહિત એ પ્રશ્ન આવીને ઉભો રહેતો હતો કે; "મારા પતિ પણ આવી રીતે પોતાની પુત્રીમાં પ્રેમ કેમ નથી રાખતા અને મારી બાલિકાને પ્રેમથી તેડીને શામાટે નથી ચૂમતા ?"

અર્થાત્ હવે તો પાઠકો સારી રીતે કલ્પના કરી શક્યા હશે કે, થેરેસાના આંતરિક વ્યથાનું મૂળ કારણ શું હતું અને તે શા કારણથી નિરન્તર દુઃખિની તથા શોકમગ્ના રહ્યા કરતી હતી. અસ્તુઃ આજે પણ થેરેસા એવીજ રીતે શોકસાગરમાં ડૂબેલી એકલીજ પોતાના કક્ષમાં બેઠી હતી એવામાં એક અનુચર દ્વારને ઉઘાડીને અંદર આવ્યો અને કહેવા લાગ્યો કે: "એક અજ્ઞાત પુરુષ આપને મળવાની ઇચ્છાથી આવ્યો છે અને તે સત્કારગૃહમાં આપની પ્રતીક્ષા કરતો બેઠો છે."

થેરેસા તે ક્ષણેજ પોતાના આસનપરથી ઉઠી અને સત્કારગૃહમાં આવી કે જ્યાં તેને મળવા આવનાર ગૃહસ્થ તેની પ્રતીક્ષા કરતો બેઠો હતો. તેને મળવા આવનાર તે ગૃહસ્થ બીજો કોઇ નહિ, પણ તરુણ ચિત્રકાર ઑટો પિયાનલ્લાજ હતો. તેને જોઇને થેરેસા અતિશય પ્રસન્ન થઈ; કારણ કે, ઑટો તે જ ચિત્રકાર હતો કે જેણે થેરેસાની ઇચ્છાને માન આપીને એકવાર ફ્રૅાસ્ટનું ચિત્ર આલેખી ઇડા દ્વારા થેરેસાપર મોકલી આપ્યું હતું. તેણે તે ચિત્ર તે વેળાયે આંક્યું હતું કે જે વેળાયે ફ્રૅાસ્ટ કારાગૃહમાં પડેલો હોવાથી થેરેસાની દૃષ્ટિથી દૂર હતો. અર્થાત્ તેના એ ઉપકારના સ્મરણથી તથા તે તેની પ્રિય સખી ઇડાનો સહોદર ભ્રાતા હોવાથી થેરેસાએ તેનો પોતાના સહોદર ભ્રાતા પ્રમાણેજ સત્કાર કર્યો.

ઑટોએ આ વેળાયે ઉત્તમ વસ્ત્રો પરિધાન કર્યાં હતાં; પરન્તુ વસ્ત્રોની ઉત્તમતા એટલીજ હતી કે, તે સ્વચ્છ તથા અખંડ હતાં: એટલે કે, તે સાદાંજ હતાં અને તેથી તેની ગંભીરતાનેજ વ્યક્ત કરતાં હતાં. તેના મુખમંડળમાં અત્યારે ગતવર્ષોનાં દુઃખ તથા ક્લેશ આદિનું ચિન્હ માત્ર પણ દેખાતું નહોતું. થેરેસાએ આવતાંની સાથેજ ઑટો સાથે હસ્તધૂનન કરીને તેને પોતાની પાસેજ એક કુરસીપર બેસાડ્યો અને ત્યારપછી તે કહેવા લાગી કે: "બંધુ ઑટો! હું તમારા આવવાથી અત્યારે અતિશય પ્રસન્ન થઇ છું અને આશા રાખું છું કે, તમો સર્વ પ્રકારે આનન્દમાંજ હશો. તમો તમારા મિત્રોથી સદૈવ દૂર રહેવાનુંજ વધારે પસન્દ કરો છો અને તેથી તમારા દર્શનથી પણ અમને કોઇવાર કૃતાર્થ નથી કરતા, એનો મને વારંવાર ખેદ થયા કરે છે."

"એવાં કેટલાંક અનિવાર્ય કારણો આવી પડયાં હતાં કે જેથી હું આપની સેવામાં અત્યારસૂધી ઉપસ્થિત થઇ શકો નહોતો;" ઑટોએ કહેવા માંડયું: "વળી મારા એ સ્વભાવથી પણ આપ સારી રીતે જાણીતાં છો કે, હું એક બહુજ સાદો અને એકાન્તવાસનેજ વધારે પસન્દ કરનારો મનુષ્ય છું અને તેથી હું મોટા મોટા ધનાઢ્ય તથા સત્તાધીશ ગૃહસ્થોની મુલાકાતને લાયક નથી. મારા અહીં ન આવવાનું ત્રીજું કારણ એ છે કે, મારી ભગિની ઈડાનો જે લગ્નસંબંધ થયો છે, તે મારી ઇચ્છા અને મારા સ્વભાવથી વિરુદ્ધ થયેલો હોવાથી મારી ભગિનીને મળવાની મારી ઇચ્છા નથી અને તેથી હું અહીંજ ક્યાંક નિકટમાં વસું છું, એ વાર્ત્તા તેના જાણવામાં ન આવે, એટલામાટે હું કોઈ બહુજ અગત્યના કારણવિના ક્યાંય વધારે બહાર પણ નીકળતો નથી."

"હું સમજી ગઈ; તમારી એવીજ ઇચ્છા કે, તમો અત્યારે અહીં આવ્યા છો, એ વાર્ત્તા કોઇના જાણવામાં ન આવે, તો સારૂં, કેમ ખરૂં કે નહિ?" થેરેસાએ કિંચિત્ હસીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"શ્રીમતીને મારી જો કોઈ પણ પ્રાર્થના હોય, તો તે એજ પ્રાર્થના છે અને તે સાથે મારી બીજી અભ્યર્થના એ છે કે, મારા અહીં આવવાની વાર્ત્તા આપના સ્વામી કાઉન્ટ ઑરેનાના જાણવામાં પણ આવવી ન જોઇએ." ઑટોએ કહ્યું.

"તો કદાચિત્ તમારા હૃદયમાં એવી ભીતિ હશે કે, કાઉન્ટ મહાશય જો તમારા આવવાની વાર્ત્તાને જાણશે, તો તેઓ તે વાર્ત્તા ઇડાને જણાવી દેશે; એમજ કે નહિ?" થેરેસાએ એક પ્રકારની ભિન્ન

કલ્પનાથી બોલવા માંડયું: "પરન્તુ મારો તો ઈડાપર લેશ માત્ર પણ રોષ નથી અને તેનાપર રોષ કરવાનું કોઇ તેવું કારણ પણ મારી જોવામાં આવતું નથી. તમો પોતે પણ જો ન્યાયની દૃષ્ટિથી જોશો, તો હું ધારૂં છું કે, ઇડાનો કોઈ દોષ તમારા જોવામાં પણ આવી શકશે નહિ. પરન્તુ એ વાર્ત્તા સાથે મારો બીજો કોઈ પણ પ્રકારનો સંબંધ ન હોવાથી તમારા આગમનની વાર્ત્તા વિના કારણ કોઇને જણાવવાની મને કશી પણ આવશ્યકતા નથી. હું તમારી ઇચ્છાને માન આપીશ અને તમારા અત્યારના આગમનની વાર્ત્તાને ગુપ્તજ રાખીશ."

"આહ શ્રીમતી! પ્રત્યેક કુટુમ્બમાં એક કે બીજો કોઇ પણ પ્રકારનો એક વિશિષ્ટ ભેદ રહેલો હોય છે; એ એક નિયમ હોવાથી આપણે પણ એ નિયમના અપવાદ નથી. કૃપા કરીને મને અન્યાયી ન માની લેશો; કારણ કે, એ તો આપ સારી રીતે જાણો છો કે, હું પાષાણહૃદયનો મનુષ્ય નથી; પરન્તુ કેટલાંક કારણોજ એવાં આવી પડયાં છે કે, તેથી આપની પાસેના મારા આજના આગમનનીઆ વાર્ત્તાને વિવશતાથીજ મારે ગુપ્ત રાખવાની ઇચ્છા દર્શાવવી પડે છે." ઑાટોએ આ પ્રમાણે કહીને પછી જણાવ્યું કે: "અર્થાત્ હું અત્યારે અહીં શા કારણથી તથા શા ઉદ્દેશથી આવ્યો છું, એ વિશે કદાચિત્ આપ શ્રીમતીના હૃદયમાં કાંઇક આશ્ચર્ય તો થતુંજ હશે."

"ના ના: આશ્ચર્યચકિત થવાનું કે વિચાર કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી; કારણ કે મારો તમારામાં જેવો ભાવ પૂર્વે હતો તેવોજ ભાવ અત્યારે પણ અચળ છે. હું તમને મારા એક બંધુ અથવા પરમ મિત્ર માનું છું." થેરેસાએ અત્યન્ત નમ્રતાપૂર્ણ વિવેક દર્શાવ્યો.

"અને જેના યોગે આપ શ્રીમતીની આ કિંકરપર સદાને માટે આવી ને આવીજ કૃપાદૃષ્ટિ રહ્યા કરે, એવો ઉદ્યોગ હું પણ નિરન્તર કરતો રહીશ!" ઑાટોએ એવી રીતે કૃતજ્ઞતા દર્શાવીને પછી કહેવા માંડયું કે: "આજે બાબત એમ થઇ કે, મારા કોઈ એક વિશિષ્ટ કાર્યમાટે અચાનક હું આપના મહાલયની નિકટમાં આવ્યો હતો અને તેથી આ મહાલયને જોતાંજ મારી ભગિનીનું દયાલુતાથી પાલન કરનારાં આપ શ્રીમતીનાં દર્શનની સ્વાભાવિક જ મારા અંતઃકરણમાં અભિલાષા થઇ આવી. એ ઉપરાંત અત્યારે અહીં આવવાનું એક વિશેષ કારણ એ પણ હતું કે, ઘણા દિવસથી આપના કુશળસમાચાર પણ મને મળ્યા નહોતા."

"તમો આવી રીતે અચાનક અત્યારે અહીં આવી ચડયા છો અને આ ઑારેના મહાલયને માન આપ્યું છે; એ માટે તમારો હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. પરંતુ આવું માન તમો લૅસન ફૉ જેર્નિનના મહાલયને આપો તેમ નથી; અને તેટલામાટે તમોને અહીંથી જમાડયા વિના તો હું કોઈપણ પ્રકારે પાછા જવા દેવાની નથી." આ પ્રમાણે કહીને થેરેસાએ પોતાના એક અનુચરને બોલાવ્યો અને શીઘ્રતાથી ભોજનને ટેબલપર ગોઠવવાની તેને આજ્ઞા આપી દીધી.

આ ભોજનનો પ્રબંધ ઑારોની ઇચ્છાનુસાર જ થયો હતો; કારણ કે, એથી પોતાના કાર્યમાં વિજયી થવાનો અવસર સ્વાભાવિક જ તેને આવી મળ્યો હતો. ભોજન કરતાં કરતાં પોતાના ખીસામાંથી વિષઘ્ન ઔષધિની પેલા વૃદ્ધ પુરુષે આપેલી શીશી તેણે કાઢી અને તેમાંના ઔષધને થેરેસાના બરફ સાથેની મદિરાથી ભરેલા પાત્રમાં તેના જોવા કે જાણવામાં ન આવી શકે તેવી રીતે પ્રસંગ જોઇને નાખી દીધું; અને ત્યારપછી તે મદિરાપાત્ર તેણે થેરેસાના હાથમાં માન પૂર્વક આપ્યું. થેરેસાએ અતિશય પ્રેમ તથા કૃતજ્ઞતાથી તે પાત્ર તેના હાથમાંથી લીધું અને તેને પ્રસન્ન કરવાના ઉદ્દેશથી તેમાંની પેય વસ્તુને તે તત્કાળ પી ગઇ. આગલી રાતે એક મહોત્સવમાં ઈડાએ સિનોરા ફ્રૉન્ટેના પાસેથી લીધેલું વિષ થેરેસાને પાઇ દીધું હતું: પરંતુ અત્યારે ઑારોએ તે વિષના પરિણામને તોડી નાખનાર એ ઔષધ તેને પાયું.

પરન્તુ એ વિષઘ્ન ઔષધ મળ્યું ક્યાંથી ? કારણ કે, તે ઇટલીદેશવાસિની વિષવિધાયિકાએ સમસ્ત સંસારમાંનાં સમસ્ત વિષોના પરિણામને જાણનારી વિષવિધાપ્રવીણા ફ્રૉન્ટેનાએ તો ઈડાને એમ જ કહ્યું હતું કે: "એ વિષના પરિણામને તોડી નાખનારૂં કોઈ પણ ઔષધ આ સંસારમાં અસ્તિત્વ ધરાવતું જ નથી." પેલો વૃદ્ધ પુરુષ કે જે મહાદયાળુ જણાતો હતો અને જે ઈડાના ગુપ્ત ભેદોનો જ્ઞાતા હોવાથી ઑારોને એ ઔષધ આપીને જેણે થેરેસાપાસે મોકલ્યો હતો, તે વૃદ્ધ પુરુષ કોણ હતો વારૂ ? અને આ સર્વ ગુપ્ત ભેદોને તે કેવી રીતે જાણી શક્યો હતો ? યોગ્ય પ્રસંગ અથવા યોગ્ય અવસર આવતાં વાંચકોને આ પ્રશ્નોનાં યથાર્થ તથા સમાધાનકારક ઉત્તરો પોતાની મેળે જ મળી જશે.

અસ્તુ: ઑારોએ પોતાના કાર્યની સમાપ્તિ થવા પછી થોડી વારમાંજ થેરેસા પાસેથી જવાની આજ્ઞા માગી અને ત્યાર પછી



વિષમ ઔષધને મદિરાથી ભરેલા પાત્રમાં તેના જોવા કે જાણવામાં ન આવી શકે તેવી રીતે પ્રસંગ જોઈને નાખી દીધું: પૃષ્ઠ ૫૬.

સત્વરજ ત્યાંથી નીકળીને તે પોતાના ગૃહમાં આવી પહોંચ્યો. હવે ઑટોનું તે કંગાલીયતભરેલું ઘર નહોતું કે જેનું એક વાર આપણે દર્શન કરી ચૂક્યા છીએ; કારણકે, હવે તે એક નવીન તથા સુંદર ગૃહમાં આવીને વસવા લાગ્યો હતો. પરંતુ તે વૃદ્ધ પુરુષે પોતાની પ્રતિજ્ઞાનું પાલન ન કર્યું; કારણકે, તે બીજે દિવસે સંધ્યાકાળે આવવાનું કહી ગયો હતો છતાં આવ્યો નહિ અને ઑટો તેની વાટ જોતો થાકી ગયો.

## પ્રકરણ ૬ ઠ્ઠું

### યૂનાની યુવતી

ગત ત્રણ અથવા ચાર પ્રકરણોમાં વર્ણવાયલી ઘટનાઓને આઠ માસનો કાળ થઇ ગયો હતો અને નિરવધિ કાળ મહારાજે ઈ. સ. ૧૪૯૬ ના નવીન વર્ષને જન્મ આપ્યો હતો.

સ્વચ્છ તથા સુંદર તૃતીય પ્રહરનો સમય હતો અને ધૂમસ હોવાથી દિવસની રમણીયતામાં વૃદ્ધિ થયેલી દેખાતી હતી. એ વેળાએ કાઉન્ટેસ ઈડા તથા તેનો પ્રિયતમ કાન્ત ફ્રૅાસ્ટ વિશાળ વાયના નગરના દુર્ગના એક એકાંત તથા જનશૂન્ય સ્થાનમાં ઇતસ્તતઃ ભ્રમણ કરતાં જોવામાં આવતાં હતાં. તેઓ બહુજ મંદ તથા ગંભીર સ્વરથી પરસ્પર વાર્ત્તાલાપ કરતાં હતાં. આ ક્ષણે ફ્રૅાસ્ટ બોલતો હતો અને તેની નિર્લજ્જ તથા અપરાધિની પ્રેમિકા તેની વાર્ત્તાનું અખંડ ધ્યાનપૂર્વક શ્રવણ કરી રહી હતી.

"નહિ, ઈડા, હું તને પણ તે ભયાનક સ્થાનનો વૃત્તાન્ત સંભળાવી શકું તેમ નથી!" ફ્રૅાસ્ટે પોતાના ભાષણનો એવી રીતે આરંભ કર્યો અને ત્યાર પછી તે આગળ વધીને કહેવા લાગ્યો કેઃ "હું પોતે પણ તને સમજાવીને કહી શકતો નથી કે કયા બળ તથા કયા સામર્થ્યના યોગે ત્યાંના ભયાનક દૃશ્યને હું જોઇ શક્યો હતો. મારી તો એવી જ માન્યતા છે કે, તે દૃશ્યને જોવામાટેની મારી પ્રબળ આકાંક્ષાએ મારામાં એક એવું અલૌકિક સાહસ લાવી મૂક્યું હતું કે તે મારી પ્રબળ આકાંક્ષાના યોગેજ હું ત્યાંના ભીષણતમ દૃશ્યને જોઇ શક્યો હતો. પરન્તુ, આહ, જ્યારે તે પિશાચ અથવા શયતાન મને પોતાના રાજ્યમાંની ભયાનક લીલાઓને બતાવવામાટે લઇ જતો હતો અને હું તેની પાછળ પાછળ ચાલ્યો જતો હતો;

તે વેળાયે મારા મનમાં કેવા પ્રકારના વિચારો તથા તર્ક વિતર્કોનો આવિર્ભાવ થતો હતો, એ કેવળ હું પોતે જ જાણું છું !"

"ત્યારે શું કેવળ એ કારણથી જ આપે અત્યાર સુધી ત્યાંનો તે વૃત્તાંત મને નથી કહી સંભળાવ્યો કે ?" ઈડા કાંઈક ગંભીરતાથી કહેવા લાગીઃ "આપે તે ભયાનક દશ્યનો સાક્ષાત્કાર કર્યાને આઠ માસ જેટલો દીર્ઘ કાળ વહી ગયો છે અને તેની સૂચના મને આજે આપ આઠ માસ પછી આપો છો, એ આશ્ચર્યકારક ઘટના નથી કે શું? શું આપના આ ગુપ્ત ભેદને સદાને માટે મારા હૃદયમાં છુપાવી રાખવાનું સામર્થ્ય મારામાં નથી ? શું એ પૂર્વે આપે મને જે એક ભયાનક ભેદ જણાવ્યો હતો, તે ભેદને અત્યાર સુધી મેં મારા હૃદયના મંજૂષમાં બંધ નથી કરી રાખ્યો અને તે ભેદની બીજા કોઈ ને કાંઇ પણ જાણુ થવા પામી છે ખરી કે ?"

"પ્રિયા ઈડા ! ત્યાંની એ ગુપ્ત ઘટનાનો વૃત્તાન્ત તને જણાવી દેવાનો વિચાર મારા મનમાં અનેક વાર આવ્યા કરે છે; પરંતુ તે ભયાનક દશ્યનો વૃત્તાંત વર્ણવતાં મારો આત્મા કંપી જાય છે !" ફૅાસ્ટ કાંઇક ઘૃણાદર્શક તથા ભયજનક સ્વરથી કહેવા લાગ્યોઃ "અને આજે પણ હું સમજી નથી શકતો કે આ વાર્તા મારા મુખમાંથી કેવી રીતે અને કેમ નીકળી ગઈ ! એનું કારણ કદાચિત્ એ પણ હોવું જોઇએ કે, નિત્ય કરતાં આજે તું મારા પ્રતિ અધિક દયાળુ થયેલી દેખાય છે અને તેથી જ આજે તારા સમક્ષ મારા મુખમાંથી આ વાર્તા સ્વાભાવિક જ નીકળી ગઇ છે; અથવા તો બીજું કારણ એ પણ હોઇ શકે કે, શયતાન સાથેના મારા કરારનામાની મુદ્દતના દિવસો વધારે અને વધારે વીતતા જાય છે અને તેથી મને એ કાર્ય આવશ્યક જણાય છે કે, હું કોઇને પણ મારો મિત્ર સત્વર બનાવી લઉં અને તે મિત્ર એવો હોય કે જેને મારા સર્વ ગુપ્ત ભેદો મારાથી જણાવી શકાય; અર્થાત્ તારા જેવી મને અન્ય કોઇ પણ મૈત્રિણી મળવાનો સંભવ છે ખરો કે ? વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ હું તને પ્રાર્થના કરીને કહું છું કે, ત્યાં મેં શું જોયું અને શું નહિ, એ વિશે મને તું કાંઇ પણ પૂછીશ નહિ. હાય ! થોડાંક વર્ષો પછીજ જે સ્થાનમાં મારો શાશ્વત નિવાસ થવાનો છે, તે સ્થાનનો મારા મુખથી હું કાંઇ પણ વૃત્તાન્ત કહી શકતો નથી !" આ શબ્દો ઉચ્ચારતાં ફૅાસ્ટના સમસ્ત શરીરમાં ભયાનક કંપનો આવિર્ભાવ થઇ ગયોઃ થોડીવાર પછી તે વળી પાછો કહેવા લાગ્યો કેઃ "આહ; મારા હૃદયમાં એટલું બળ નથી. બીજીવાર, ઈડા, બીજીવાર હું ત્યાંનો સમ-

રત વૃત્તાન્ત તને વિસ્તાર પૂર્વક કહી સંભળાવીશ; હું તારાથી કોઈ પણ વાર્તાને ગુપ્ત રાખીશ નહિ."

"જે વૃત્તાન્તને મુખમાં લાવતાં આપને આટલો બધો ભય થાય છે, તે વૃત્તાન્તને બળાત્કારે આપના મુખથી સાંભળવાનો હું આગ્રહ પણ નથી કરતી." ઇડાએ સમયનો વિચાર કરીને પોતાના આગ્રહનો ત્યાગ કરી દીધો.

ફૉસ્ટ્ ઇડાના આ શબ્દોને સાંભળીને કહેવા લાગ્યો કેઃ "શું મને કેવળ અત્યારે જ ભય થાય છે? અરે કોઇ સમય એવો પણ છે ખરો કે જે સમયમાં મારા ચિત્તમાં એ વિષયનો ભય અવિચળ ન રહ્યા કરતો હોય?"

"પરન્તુ અત્યારથી જ આટલી બધી નિરાશા તથા ઉદાસીનતાને ધારણ કરી લેવાનું મને તો કાંઇ પણ કારણ દેખાતું નથી." ઇડા ફૉસ્ટ્ને આશ્વાસન આપતી કહેવા લાગીઃ "શું હજી કેટલાંક વર્ષ પર્યન્ત આ સંસારમાં રહીને આપ આ સંસારના આનંદ તથા ભોગવિલાસોને ભોગવી શકો તેમ નથી? અથવા તો આ સંસારમાં એવી કોઇ પણ આનંદદાયક વસ્તુ છે ખરી કે જેને ઇચ્છા થતાંની સાથેજ પ્રાપ્ત કરવાની શક્તિ આપનામાં ન હોય? આવા અદ્વિતીય તથા અલૌકિક સામર્થ્યના સ્વામી હોવા છતાં આપ આટલા બધા ઉદાસીન કેમ થઈ જાઓ છો વારૂ?"

ફૉસ્ટ્ કાંઇક કઠોરતા તથા કર્કશતાથી કહેવા લાગ્યો કેઃ "મદિરાના જે પાત્રમાં હલાહલનું મિશ્રણ કરવામાં આવ્યું હોય, તે પાત્રમાંની મદિરા કદાપિ સ્વાદિષ્ટ લાગવાનો સંભવ હોય છે ખરો કે? અથવા તો જે સડેલા ગુલાબમાંથી ઝેરી હવા નીકળતી હોય, તે ગુલાબ કદાપિ ચિત્તને આનન્દ આપીને પ્રસન્ન કરી શકે છે ખરો કે?"

"પિશાચ અથવા શયતાન આપનો ગુલામ છે; તો શું તેનામાં એટલું સામર્થ્ય નથી કે જેના પાનથી આપના હૃદયમાંની આ સર્વ ચિન્તાઓ એકદમ દૂર થઇ જાય, એવી કોઇ ઔષધિ તે આપને લાવી આપે અને આપને આનંદમગ્ન કરી શકે?" ઇડાએ કાંઇક બેપરવાઇથી આ શબ્દોનો ઉચ્ચાર કર્યો.

"ખરેખર, ઇડા, આ તારી એક બહુજ ઉત્તમ તથા વિચારણીય સૂચના હોવાથી હું અવશ્ય તારી આ સૂચનાનો વિચાર કરીશ." આવી રીતે ઇડાની સૂચનાને માન આપીને ફૉસ્ટે કહ્યું કેઃ "ત્યારે ઇડા, હવે તું મને અહીં એકલોજ છોડીને તારા સ્થાને ચાલી જા; કારણ કે, એકાંતમાં મારે એ વિશેનો વિચાર કરવાનો છે."

આટલા વાર્તાલાપ પછી ફ્રૅાસ્ટ તથા ઇડા એક બીજાથી ભિન્ન થઈ ગયાં. જ્યારે ઈડા બૅરન્ જેર્નિનના મહાલયના દ્વારમાં આવી પહોંચી તે વેળાએ એક ઊંચા કદની તથા ભરેલા શરીરવાળી...સ્ત્રી તેને મળી. તે સ્ત્રીએ પોતાના મુખચંદ્રને અવગુંઠનના મેઘોમાં છુપાવેલું હતું. ઈડાને નિકટમાં આવેલી જોઇને તે સ્ત્રીએ પૂછ્યું કે: "શ્રીમતી! કૃપા કરીને જણાવશો કે બૅરન્ જેર્નિનનું નિવાસસ્થાન આ જ છે કે બીજું?"

આ પ્રશ્ન તે અવગુંઠનવતી અબળાએ મધુર પરંતુ દુઃખથી ભરેલા સ્વરથી પૂછ્યો હતો. તેની ભાષા તો જર્મન્ દેશની જ હતી, પરંતુ તેના ઉચ્ચારની ભિન્નતાથી તત્કાળ કલ્પના કરી શકતી હતી કે તે સ્ત્રી જર્મન્ દેશની નહિ, પણ કોઇ અન્ય દેશની નિવાસિની જ હોવી જોઇએ. તે સ્ત્રીનો પહેરવેશ પણ જર્મનીની સ્ત્રીઓના પહેરવેશ કરતાં કાંઇક ભિન્ન પ્રકારનો હતો અને તેના તે પહેરવેશથી સ્પષ્ટ જાણી શકાતું હતું કે તે કોઇ ઉષ્ણ દેશની નિવાસિની હતી.

ઇડાએ તેના પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યું કે: "જી હા, બૅરન્ ફૅાં. જેર્નિનનો મહાલય આ જ છે. શું તમો આ મહાલયમાંના કોઇ નિવાસીને મળવાની ઇચ્છાથી અત્યારે અહીં આવ્યાં છો?"

"જી હા; હું બૅરન્ મહાશયને પોતાને જ મળવાની ઈચ્છાથી અત્યારે અહીં આવી છુ." તે અજ્ઞાત અબળાએ ઈડાના પ્રશ્નનું ઉત્તર આપ્યું; અને એ ઉત્તર આપતાંની સાથે જ તેણે પોતાના મુખપરના અવગુંઠનને ઉતારી નાખ્યું.

હવે જેના મુખમંડળમાં ખેદ તથા મલિનતાની છટા પ્રત્યક્ષ દેખાતી હતી અને જેની અવસ્થા લગભગ ત્રીસ વર્ષની જોવામાં આવતી હતી તેવી એક રૂપસુંદરી સ્ત્રીને ઇડાએ પોતાનાં નેત્રો સમક્ષ ઉભેલી જોઇ. તેની ત્વચાનો રંગ એક પ્રકારે ઘઉંવર્ણો હતો, તેનાં નેત્રો એવાં તો મારકણાં હતાં કે કોઈ પણ પુરુષને પોતાનો શિકાર કરવાનું તેમનામાં સંપૂર્ણ સામર્થ્ય સમાયલું હતું; અને તેના સુંદર તથા કૃષ્ણ કેશો અતિશય દીર્ઘ હોવા સાથે ચમકદાર પણ હતા; પરંતુ એ સર્વ કરતાં તેનામાં જે એક અત્યંત આકર્ષક વિશિષ્ટતા હતી તે એ કે, તેના મુખમંડળમાંથી એક પ્રકારની વિલક્ષણ પ્રભાવ શીલતા તથા એક પ્રકારની સત્તાદર્શક છટાયુક્ત કાન્તિ બહિર્ગત થતી દેખાતી હતી. તેનું માથું ઉંચું તથા પહોળું હતું, એટલે કે, તેનો ભાલપ્રદેશ વિશાળ હતો; તેના શરીરનો ઘાટ

ગ્રીસ-યૂનાન-દેશની સ્ત્રીઓ જેવો ભાસતો હતો; તેના ઓષ્ઠ પાતળા તથા લાલિમાયુક્ત હતા અને તેની મરોડદાર ગર્દન તેના બે સ્કંધોના મધ્યભાગમાં બહુજ સુંદરતાથી ગોઠવાયલી હતી; અર્થાત્ સંક્ષેપમાં કહીએ તો તેનાં સર્વ અંગો પ્રશંસાને પાત્ર હતાં અને તેની એક રાઢી સમાન તેજસ્વિતા તેના શારીરિક સૌન્દર્યમાં વૃદ્ધિ કર્યા કરતી હતી. ઇડા એ અબળાને જોઇને આશ્ચર્યચકિત થઇને પોતાના મનમાં જ વિચાર કરવા લાગી કે: "આ અજ્ઞાત અબળાનું મારા પતિ સાથે શું કામ હશે વારૂ ? અત્યાર સુધી મારા પતિએ પોતાનાં પરિચિત સ્ત્રી પુરુષોમાં આ અબળાનો ઉલ્લેખ કર્યો હોય, એવું સ્મરણ મને નથી." અર્થાત્ કેટલાક વિચારો કર્યા પછી ઇડા તે અબળાને બહુ જ આદર તથા સત્કાર સહિત પોતાના મહાલયમાં લઈ ગઇ. જ્યારે તે બન્ને મહાલયના એક વિશિષ્ટ કક્ષમાં જઇ પહોંચી એટલે ઇડાએ પોતાની દાસી ગર્ટ્રૂડને બોલાવી અને પૂછ્યું કે: "બેરન્ મહાશય મહાલયમાં છે કે કેમ ?" પરંતુ આ પ્રશ્નનું ઉત્તર તેને 'ન' કારમાં જ મળ્યું, એટલે કે, બેરન્ તે વેળાએ મહાલયમાં ઉપસ્થિત નહોતો એમ તેના જાણવામાં આવ્યું.

ગર્ટ્રૂડને ત્યાંથી ચાલ્યા જવાની સાંકેતિક આજ્ઞા આપીને તેના ગયા પછી ઇડા પોતાની તે અતિથિરૂપ અબળાને ઉદ્દેશીને કહેવા લાગી કે: "મહાશયા, એ તો અત્યારે દાસીના મુખથી તમે સાંભળ્યું કે, બેરન્ મહાશય મહાલયમાં નથી; પરન્તુ હું આશા રાખું છું કે, તેઓ સત્વરજ આવી લાગશે. જો તેમના આવતાં સુધી આપની અહીં બેસવાની ઇચ્છા હોય, તો આનંદથી આ કક્ષમાં બેસો. હું પણ આપની સાથે બેસવાથી અને વાર્ત્તાલાપ કરવાથી મારાં અહોભાગ્ય માનીશ."

"જો આપની આજ્ઞા તથા અનુમતિ હોય, તો હું બેરન્ મહાશયના આવતાં સુધી અહીં બેસવાની ઇચ્છા રાખું છું." આટલું બોલીને તે અબળાએ મૌનનું અવલંબન કરી લીધું અને કેટલોક સમય મૌનમાં વીતાડ્યા પછી તેણે સંકોચપૂર્વક પૂછ્યું કે: "શ્રીમતી, શું આપ બેરન્ જેર્નિન્નાં પત્ની છો ?"

"જી હા; હું બેરોનેસ્ જેર્નિન્ છું." ઇડાએ સભ્યતાથી ઉત્તર આપ્યું.

ઇડાનું આ ઉત્તર સાંભળતાં જ તે અબળા ઇડાને તાકી તાકીને જોવા લાગી અને કેટલાંક ક્ષણ પર્યન્ત સ્થિર દૃષ્ટિથી તેને જોતી જ રહી. ત્યાર પછી ધીમે ધીમે તેણે પોતાના મુખમાંથી એવો

ઉદ્‌ગાર કાઢ્યો કે: "હા, આપ એક પરમાસુંદરી રમણી છો અને પરમાસુંદરી હોવા ઉપરાંત આપ મારા કરતાં વયમાં યુવતી છો એટલે મારે એથી આશ્ચર્યચકિત ન જ થવું જોઇએ,—અને જ્યારે—" આટલું બોલીને તેણે પોતાની જિવ્હાને રોકી લીધી અને પોતાનાં નેત્રોમાંથી નીકળતાં અશ્રુઓને પણ લૂછી નાખ્યાં.

તેની આવી વિલક્ષણ સ્થિતિને જોઇને ઇડા આશ્ચર્ય દર્શાવતી કહેવા લાગી કે: "કેમ શ્રીમતી! મારી અહીંની ઉપસ્થિતિથી આપના હૃદયમાં કોઇ પ્રકારનું કષ્ટ થાય છે કે શું?" આ પ્રશ્ન ઇડાએ બહુજ વ્યગ્રતાથી પૂછ્યો; કારણ કે, એ વેળાએ ઇડાનું હૃદય તે સ્ત્રીના વૃત્તાન્તને જાણવામાટે અતિશય વ્યગ્ર થઈ રહ્યું હતું.

તે આગંતુક અબળા દુઃખ ભરેલા સ્વરથી કહેવા લાગી કે:— "એક પ્રકારે અથવા એક અર્થથી આપની અહીંની ઉપસ્થિતિ મને અવશ્ય કષ્ટદાયક ભાસે છે; પરન્તુ તે સાથે આપની આ મધુર અને મંજુલ વાણી મારા હૃદયમાંના આઘાતમાં મલમનું કામ કરી બતાવે છે. શ્રીમતી, જો હું આપને મારાં એક વિજયિની પ્રતિસ્પર્ધિનીની દૃષ્ટિથી જોઉં, તો તે મારા અપરાધની, આશા છે કે, આપ મને ઉદારતાથી ક્ષમા આપશો; છતાં હું પરમાત્માના શપથ લઇને જણાવું છું કે, આપ પ્રતિ મારો કોઈ પણ પ્રકારનો વૈરભાવ નથી અને આપના આનંદથી મને દુઃખની બાધા થતી નથી. પરંતુ એતો કહો; એટલું તો બતાવો કે, આપના પતિએ કોઈવાર આપ સમક્ષ ડમાસ્કસના એક સૌદાગર અથવા વ્યાપારીની દુહિતા ઇરીનના નામનો ઉચ્ચાર કર્યો છે કે કેમ?"

"નહિ, એ ઇરીનના નામનો ઉચ્ચાર મારા પતિના મુખથી કદાપિ મારા સાંભળવામાં આવ્યો નથી." ઇડાએ ઉત્તર આપ્યું.

"તેણે આપ સમક્ષ કદાપિ એ નામનો ઉચ્ચાર નથી કર્યો, એ પણ એક રીતે તેણે બહુ સારૂં જ કર્યું છે; કારણ કે, જ્યારે તે એક અન્ય અબળાના પ્રેમપાશમાં બદ્ધ થઇ ચૂક્યો છે એટલે પછી તેનો અને મારો હવે સંબંધ જ શો રહ્યો છે વારૂ?" અજ્ઞાત અબળાએ બહુ જ દુઃખદર્શક સ્વરથી આ પ્રમાણેના ઉદ્‌ગાર કાઢ્યા: "ભદ્રે! હું પોતે જ તે અભાગિની ઈરીન છું અને મારો આપના પતિ સાથે આજથી અનેક વર્ષ પૂર્વનો ગાઢ પરિચય છે. તેઓ મારાથી અજાણ્યા નથી અને હું તેમનાથી અજાણી નથી."

"આપના આ ઉદ્‌ગારોથી સ્પષ્ટ કલ્પના કરી શકાય છે કે, આપે પોતાના યૌવનકાળમાં પ્રેમના અસહ્ય આઘાતોને હૃદયમાં સહેલા

છે અને તે સાથે એ પણ જાણી શકાય છે કે, સંસારસંભોગનાં આનંદ તથા સુખોના ઉપભોગથી પણ આપ વંચિત જ રહ્યાં છો." ઈડાએ આ શબ્દો જો કે ઉપાલંભના સ્વરૂપમાં, પરંતુ તેના દુઃખથી દુઃખિની થઈને ઉચ્ચાર્યા અને પુનઃ તે પોતાના કથનમાં આગળ વધીને બોલી કે: "કેમ મારૂં આ કથન સત્ય છે કે નહિ? જો હોય, તે કોઇ પણ પ્રકારના સંકોચ કિંવા ભય વિના મને જણાવો; કારણ કે, મારી એવી ઈચ્છા છે કે, હું આપના દુઃખની ભાગિની થાઉં. હું આપના ગુપ્ત ભેદને છુપાવવાની ચેષ્ટા કરીશ અને આપના શિરપર કોઇ પણ પ્રકારનું દોષારોપણ કરીશ નહિ."

ઈડાના આવા આશ્વાસક શબ્દો સાંભળીને ઈરીન કૃતજ્ઞતાને દર્શાવતી બહુ જ નમ્રતાથી કહેવા લાગી કે: "આહ, શ્રીમતી! આપનાં આ દયાયુક્ત તથા સુધા સમાન વાકયોથી હું આપની કેટલી અને કેવી અનુગૃહીતા થઇ છું, એ હું મારા મુખથી કહી શકતી નથી. આપનું કથન યથાર્થ છે. મારા જન્મદાતા પિતા એક મોટા યૂનાની વ્યાપારી હતા અને દમાસ્કસમાં વસતા હતા. આજથી પંદર વર્ષ પૂર્વે તેઓ ઘાયલ થયેલા એક યૂરોપીયન્ યુવકને સીરિયાના રણમાંથી લુટારાના પંજામાંથી છોડવીને લઇ આવ્યા હતા; કારણ કે, તે પ્રવાસી યુવક પ્રવાસ કરતાં લુટારાના પંજામાં સપડાઈ ગયો હતો. આ ઘટનાનો સવિસ્તર વૃત્તાન્ત કહીને હું આપના અમૂલ્ય સમયને નષ્ટ કરવા નથી ઈચ્છતી. અર્થાત્ તે યૂરોપીયન્ પ્રવાસી યુવક બહુ જ ભયંકરતાથી ઘવાયલો હતો અને તેના નોકર ચાકરોને કાપી નાખવામાં આવ્યા હતા. તેની આવી દુર્દશાને જોઇને મારા પિતાએ પોતાના ગુલામોને તેને ડોલીમાં નાખીને દમાસ્કસમાં પહોંચાડવાની આજ્ઞા આપી દીધી. જ્યારે તે સર્વ દમાસ્કસમાં આવી પહોંચ્યા એટલે પછી ત્યાં તે આહત યુવકની સર્વ પ્રકારની ઉત્તમ સેવા શુશ્રૂષા થવા લાગી. તે સમયમાં મારૂં એ કાર્ય હતું કે, દિવસ અને રાત હું તે યુવકની પાસેની પાસે જ રહેતી હતી, તેની આંખોને ધોતી હતી, તેના ઓષ્ઠોપર શીતલ જલનું સિંચન કરતી હતી અને તેને ઔષધ ઇત્યાદિ પાતી હતી; કારણ કે અમારા દેશમાં રુગ્ણ મનુષ્યની સેવાશુશ્રૂષામાટે તથા તેને ઔષધ આદિ પાવામાટે બહુધા સ્ત્રીઓને જ નિયત કરવામાં આવે છે; અને એટલામાટે અમારા દેશની સ્ત્રીઓ એ કાર્યોમાં એટલી બધી દક્ષ તથા નિપુણ છે કે ભાગ્યે જ એ કાર્યોમાં અન્ય કોઇ દેશની અબળાઓ તેમની સ્પર્ધા કરી શકે. અસ્તુઃ ધીમે ધીમે તેની પ્રકૃતિમાં સુધારો થવા લાગ્યો અને તેના ઘા પણ ભરાવા

લાગ્યા; છતાં પણ તેના જખમ બહુ જ ઉંડા હોવાથી અદ્યાપિ તે નિર્બળ રહ્યો હતો અને તેના શરીરમાં વેદના પણ થયા કરતી હતી. અંતે કેટલાક દિવસ પછી તે પોતાની રુગ્ણશય્યાને ત્યાગીને અમારા ગૃહની સમીપસ્થ વાટિકામાં ધીમાં પગલાંથી હરવા ફરવા લાગ્યો. વાટિકામાં તે મારા હસ્તના આધારથી ચાલતો ફરતો હતો, તેનો મારા વિના બીજો કોઇ પણ સહાયક હતો નહિ અને તેથી તેના એ સંકટકાળમાં તેના પ્રત્યેક પગલાપર તેને જો કોઇ પણ સંભાળનાર હોય, તો તે હું જ હતી. એક વર્ષ પર્યન્ત તે અમારા ગૃહમાં રહ્યો. તેણે જેર્નિન્‌ના બેરન્ તરીકે અમોને પોતાનો પરિચય કરાવ્યો હતો અને તે સાથે એમ પણ જણાવ્યું હતું કે, 'હું મારા મનોરંજનમાટે પ્રવાસ કરવાને નીકળ્યો છું, મારી જન્મભૂમિમાં હું એક અતુલ સંપત્તિનો સ્વામી છું અને મારી ત્યાં ઉચ્ચતમ શ્રેણીના પુરુષોમાં ગણના છે.' અત્યારપૂર્વે જ એ તો હું આપને કહી ચૂકી છું કે, તે અને હું બન્ને બહુધા સાથે જ રહેતાં હતાં અને એ નિત્યના સમાગમથી અમો ઉભયનાં હૃદયોમાં પ્રેમદેવનો જન્મ થઈ ચૂક્યો હતો; માત્ર એટલું જ નહિ, પણ અમારો તે પરસ્પર પ્રેમ દૃઢપણ થઇ ચૂક્યો હતો. મારા પિતા અત્યંત ધનાઢ્ય હતા અને તે પ્રાંતમાં તેમની ધનાઢ્યતા અદ્વિતીય મનાતી હતી; એટલે કે સીરિયા પ્રાંતમાં તેમના જેવો ધનાઢ્ય અન્ય કોઇ પણ ગૃહસ્થ અસ્તિત્વ ધરાવતો ન હોતો. અમારા આનન્દવિલાસમાં બાધા કરનાર કોઇ પણ હતું નહિ અને તેથી મારી પ્રસન્નતા તથા મારા આનંદનો તે વેળાયે અવધિ જ નહોતો. હું પુનઃ આપને મને ક્ષમા આપવામાટેની પ્રાર્થના કરૂં છું અને કહું છું કે, પ્રતિષ્ઠિત શ્રીમતી! એક દિવસે બેરન્ જેર્નિને સંભાષણના પ્રવાહમાં મારી સાથે લગ્નબંધનથી સદાને માટે બંધાવાની પોતાની ઇચ્છા મારા સમક્ષ પ્રકટ કરી હતી અને એવી પ્રતિજ્ઞા કરી હતી કે, 'હું તારા પ્રેમનો વશીભૂત થઇ ચૂક્યો છું!' પરન્તુ..........."

આટલું બોલીને ઈરીન આગળ બોલતી અટકી ગઇ અને એવી રીતે તેને અટકેલી જોઇને ઈડા તેના ઉત્સાહને વધારવાના ઉદ્દેશથી બોલી કે: "આમ બોલતાં બોલતાં અટકી શામાટે ગયાં વારૂ? કોઇ પણ પ્રકારના સંકોચ વિના આપ પોતાના કથનમાં આગળ વધો. આપની આ આત્મકથાથી મારા હૃદયમાં લેશ માત્ર પણ આઘાત કિંવા દુઃખ થવાની સંભાવના નથી; કારણ કે, આપણે એક બીજાને જાણી જોઇને કષ્ટ આપવાની ચેષ્ટા કરી નથી."

"નહિ, શ્રીમતી, જ્યારે એ સર્વ ઘટનાઓ બની હતી, તે વેળાયે આપ તો કદાચિત્ દુગ્ધપાન કરતી બાલિકાજ હશો અને મારી અવસ્થા તે વેળાયે કેવળ ચૌદ વર્ષની જ હતી. ચૌદ વર્ષના વયમાં તો અમારાં ઉષ્ણુ દેશની બાળાઓ યૌવનમાં આવી જાય છે અને તેથી તેમની ગણના બાળાઓમાં નહિ, પણ યુવતીઓમાં જ થવા માંડે છે." થોડીવાર અટકીને ઈરીન પાછી આગળ વધીને કહેવા લાગી કે: "મારા પિતાએ વિવાહ વિષયક મારી પ્રાર્થનાનો સ્વીકાર કરી લીધો અને મારા વિવાહસમારંભની તૈયારીઓ થવા લાગી; માત્ર એટલું જ નહિ, પણ પાણિગ્રહણના દિવસને પણ નિયત કરવામાં આવ્યો. તે સમયના આનન્દનું યથાર્થ શબ્દોમાં વર્ણન કરવાનું મારામાં સામર્થ્ય નથી; કારણ કે, અમો પ્રેમિયુગ્મને વાટિકાવિહાર તથા આશાયુક્ત મૃદુમંજુલ સંભાષણ આદિમાં જે આનન્દનો સાક્ષાત્કાર થતો હતો, તે આનન્દ લોકોત્તર તથા અવર્ણનીય જ હતો. હાય! તે સંધ્યા—તે સંધ્યા અમોને કેવી શુભ આનન્દથી ભરેલી દેખાતી હતી કે જેના વળતા પ્રભાતે અમારો લગ્નસંબંધ થવાનો હતો અને હું સદાને માટે મારા પ્રિયતમ સાથે ધર્મના બંધનથી બંધાવાની હતી.'

આ બોલતાં બોલતાં ઈરીનનાં નેત્રોમાંથી પુનઃ અશ્રુધારા વહી નીકળી; કારણકે, તેનું હૃદય પુનઃ ભરાઇ આવ્યું હતું; પરંતુ તત્કાળ તેણે પોતાના દુ:ખના એ ઉમળકાને દબાવી દીધો અને હૃદયને દૃઢ કરી અશ્રુને લૂછીને પાછી તે પોતાની આત્મકથાને આગળ લંબાવતી કહેવા લાગી કે:—

"સૂર્યનો અસ્ત થઇ જવાપછી અમો બન્ને પ્રેમીઓ એક બીજાથી વિયુક્ત થયાં. હું મારા લગ્નની સામગ્રીને એકત્રિત કરવામાટે મારા કક્ષમાં ગઇ અને થિયોડોર;—શ્રીમતી, હું બેરન્ જેર્નિન્‌ને તેમના મૂળ નામથી ઓળખાવું છું, તેની મને ક્ષમા આપશો—મારા અનુમાન પ્રમાણે કેટલીક આવશ્યકીય વસ્તુઓને ખરીદવામાટે બાજારમાં જવાને ચાલ્યો ગયો. પરન્તુ એ પછી તે કદાપિ અમારા જોવામાં ન આવ્યો. તે સંધ્યાકાળે તે પાછો ઘેર ન આવ્યો, બીજે દિવસે પણ તેનું આગમન ન થયું અને ત્રીજે દિવસ પણ એમનો એમ જ વીતી ગયો. તેની આ અચાનક થયેલી અદૃશ્યતાએ મને તથા મારા પિતાને બહુ જ આશ્ચર્યમાં નાખી દીધાં. અમારા મનમાં એવો ભય થવા લાગ્યો કે, તે કદાચિત કોઈ ગુપ્ત તથા દુ:ખદાયક ચક્રમાં ફસાઇ ગયો હશે, નહિ તો તે આવ્યા વિના રહે નહિ; કારણ કે, અમારાં હૃદયમાં બેરનનો અતિશય વિશ્વાસ બંધાઇ ગયો હતો અને તેથી કોઇ

પણ સબળ કારણ વિના તે અમારા ગૃહને ત્યાગીને ચાલ્યો જાય એવી શંકા પણ અમારા મનમાં હતી નહિ. શ્રીમતી! તે સમયની મારી મનોવ્યથાને આપ પોતાની કલ્પનાદ્વારા જાણી શકો તેમ છે અને તેથી તેનાં સવિસ્તર વિવેચનની કશી પણ આવશ્યકતા નથી. સપ્તાહ, માસ અને વર્ષ વીતી ગયાં, પરન્તુ થિયોડોરનો અમને કશો પણ પત્તો મળી શકયો નહિ. હું જ્યારે અલ્પવયસ્કા બાલિકા હતી, તે વેળાએ જ મારી માતા સ્વર્ગવાસિની થઇ ચૂકી હતી; પરંતુ મારા પિતાનો સ્વર્ગવાસ આજથી દશ વર્ષ પૂર્વે જ થયેલો હોવાથી તેમના મરણની ઘટનાનું મને યથાર્થ સ્મરણ છે. મારા પિતા પોતાની પાછળ મારામાટે અતુલ ધનસંપત્તિ મૂકી ગયા હતા; કારણ કે મારા વિના તેમની સંપત્તિનું અન્ય કોઇ પણ ઉત્તરાધિકારિ હતું નહિ; પરન્તુ એ સાથે જ તેઓ મને આ મહાસાગરરૂપ સંસારમાં સર્વથા અનાથ તથા અસહાય અવસ્થામાં પણ છોડી ગયા હતા; કારણ કે, મારા જન્મદાતા પિતા વિના મારૂં કોઇ અન્ય સંબધિજન હતું જ નહિ. આ કારણથી કોઇ કોઇ વાર મારા મનમાં એવો વિચાર થયા કરતો હતો કે, મારા પ્રેમીને ગમે ત્યાંથી પણ શોધી કાઢવાનો પ્રયત્ન મારે કરવો જ જોઇએ; કારણ કે, તે સમયપર્યન્ત મારા અંતઃકરણમાં તેનો પ્રેમ અવિચળ તથા વર્ત્તમાન હતો. પરંતુ એ વિચાર પછી તરત જ મારા મનમાં બીજો વિચાર એ આવતો હતો કે, જો હું પ્રવાસમાં નીકળીશ અને મારી અનુપસ્થિતિના સમયમાં તે દમાસ્કસમાં આવશે, તો મને ન જોઇને નિરાશ થઇ પાછો વળી તે ક્યાંક ચાલ્યો જશે; કારણ કે, મારા હૃદયમાં એ વિશ્વાસ અવિચળ હતો કે, જો તે જીવતો હશે, તો તો તેના હૃદયમાં મારા વિશેનો પ્રેમ નિશ્ચલ હશે અને તેથી આપત્તિમાંથી મુક્ત થતાંની સાથે જ તે મારી પાસે આવી પહોંચશે. જો મને આશ્વાસન આપનાર અને મારી તે નિરાશામાં પણ કાંઇક આશાના ચમકાટને બતાવનાર કોઇ પદાર્થ હોય, તો તે એક હાર હતો કે જે હાર તેણે મને અમારા લગ્નના દિવસથી એક દિવસ પૂર્વે સંધ્યાકાળે પ્રેમથી આપ્યો હતો."

આ પ્રમાણે કહીને ઈરીને પોતાના લાંબાં તથા ઝૂલતાં વસ્ત્રોના અંતર્ભાગમાંથી ચંદનકાષ્ઠની એક સુંદર લઘુ મંજૂષા કાઢી; પરંતુ તેને તત્કાળ તેણે ઉઘાડી નહિ, કિન્તુ તેને હાથમાંજ રાખીને તે પુનરપિ પોતાની આત્મકથાના અનુસંધાનમાં આગળ વધતી કહેવા લાગી કે:—

"શ્રીમતી! એક પછી એક કરીને વર્ષો અનુક્રમે વીતતાં ગયાં

અને પ્રતિવર્ષ મારી આશાઓનું નિરાશાના સ્વરૂપમાં પરિવર્તન થતું ગયું. એ કાલાવધિમાં અનેક પ્રતિષ્ઠિત તથા સંપત્તિમાન્ યુવકોએ મારા પ્રેમની યાચનાઓ કરી અને મારા હૃદયને પોતાના હસ્તમાં કરી લેવા-માટેના યત્નો કરી જોયા; પરંતુ મારૂં હૃદય મારી પાસે હતું જ નહિ. એટલે તે કોઇને પણ મારાથી આપી શકાયું નહિ. હું એવી પ્રતિજ્ઞા કરી ચૂકી હતી કે, એ દુઃખને સદાને માટે થિયોડોરના એક સ્મારક ચિન્હ તરીકે મારા હૃદયમાં જાળવી રાખીશ અને અન્ય કોઇ પણ પુરુષને મારા હૃદયનો સ્વામી કરીશ નહિ; કારણ કે, મારા હૃદયમાં તેના સ્વચ્છ પ્રેમે પોતાનું દૃઢ સ્થાન જમાવી લીધું હતું, અર્થાત્ તેના તે પ્રેમનો વિચાર કરીને મારા જીવનને મેં અન્ય દિશામાં ન વાળ્યું અને મારા તે પ્રાણેશ્વરના નામનું સ્મરણ કરતીજ હું બેસી રહી. કેટલાક કાળ પછી અમારા દમાસ્કસ નગરમાં નવીન આવેલા એક યૂનાની વ્યાપારીના મુખથી મને એવા સમાચાર મળ્યા કે, બેરન્ જેર્નિન્ પ્રવાસ કરીને વાયના નગરમાં પાછો આવી પહોંચ્યો હતો અને તે વેળાયે તે પોતાની જન્મભૂમિમાં જ હતો; એટલે કે, બાર વર્ષનો કાળ પ્રવાસમાં વીતાડ્યા પછી તે પોતાના જન્મસ્થાનમાં પાછો આવ્યો હતો. તે સમાચાર આપનાર વ્યાપારી દ્વારા એમ પણ મારા જાણવામાં આવ્યું કે, તેણે પોતાની સર્વ સંપત્તિ સરકાર પાસેથી પાછી મેળવી લીધી છે, તે સ્થિરતાથી જેર્નિન્ મહાલયમાં વસવા લાગ્યો છે, તે વાયના નગરનો એક નામાંકિત વિલાસી પુરુષ મનાય છે અને તેનો સર્વ સમય નાના પ્રકારના રંગરાગોમાં જ વીતી જાય છે. આ સમાચાર જાણવામાં આવતાં જ મારૂં હૃદય બેસી ગયું, મારી આશાઓની કમર ટૂટી ગઇ અને મારી મનોદેવતા મને એમ કહેવા લાગી કે: 'હવે તારા તે પ્રેમીના પ્રેમની આશાથી તું તારા હાથોને સદાને માટે ધોઈ નાખ!' હાય, તે સમયે મેં વળી એવું અનુમાન કર્યું કે, કદાચિત્ તેની એવી માન્યતા થઇ ગઈ હશે કે તેના વિયોગને દીર્ઘ કાળ થયેલો હોવાથી હું કદાચિત્ મારી પ્રતિજ્ઞાને ભૂલી ગઇ હઇશ અને મેં કોઇ બીજા પુરુષ સાથે લગ્નસંબંધ કરી લીધો હશે. આ વિચાર આવતાંથી સાથેજ મેં વાયના નગરમાં આવવાનો મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો અને અહીં આવીને મારો તેને માત્ર એજ બતાવી આપવાનો ઉદ્દેશ હતો કે, એક ધર્માન્વિત અને સત્યપ્રેમિકા પ્રમદા એક પુરુષને પોતાનો પ્રેમ અર્પ્યા પછી જીવ જતાં પણ અન્ય પુરુષના પ્રેમને પોતાના હૃદયમાં સ્થાન નથી આપતી; તેમજ બીજો ઉદ્દેશ એ હતો કે, જે હાર તેણે મને પોતાના પ્રેમચિન્હ

તરીકે આપ્યો હતો તે હાર પણ તેને પાછો આપી દેવો; કારણ કે તે વેળાયે મારા મનમાં પણ મારાં માન તથા મર્યાદા આદિનું અભિમાન સ્ફુરી આવ્યું હતું. અર્થાત્ તેની પરમવૈરિણી થવાના ઉદ્દેશથી મેં વાયનામાં આવવાનો વિચાર કર્યો ન હોતો; માત્ર એટલુંજ નહિ, પણ હું તો અત્યારે પણ તેનાપર મારા પ્રાણોને ઓવારી દેવાને તૈયાર છું. આ હાર તેને પાછો આપવામાં મારો એ ઉદ્દેશ હતો કે, જેણે મને વિશ્વાસઘાતિની ધારી લીધી હતી અને પોતેજ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો હતો તેવા અવ્યવસ્થિતચિત્તના પુરુષના પ્રેમચિન્હને વધારે વાર મારી પાસે રાખવાની મારી ઇચ્છા નહોતી. અર્થાત્ આવા વિચારથી મેં દમાસ્કસમાંની મારી સર્વ સંપત્તિ આરમીનિયાના એક વિશ્વાસપાત્ર વ્યાપારીને સોંપી દીધી કે જે વ્યાપારી અમારા કુટુંબનો પ્રથમથીજ પરિચિત હતો અને ત્યાર પછી પ્રવાસમાટે કેટલુંક ધન મારી સાથે લઇને મારા બે ગુલામો સાથે હું ત્યાંથી અહીં આવવામાટે રવાના થઇ. પ્રવાસમાંની અનેક આપત્તિઓનું સવિસ્તર વર્ણન કરીને આપના અમૂલ્ય સમયનો ભોગ લેવાની મારી ઇચ્છા નથી અને તેથી એટલું કહેવુંજ પૂર્ણ છે કે, આજથી છ માસ પૂર્વે મેં દમાસ્કસને ત્યાગીને મારા પ્રવાસનો આરંભ કર્યો હતો અને ત્યારપછી માર્ગમાંનાં અનેકાનેક વિઘ્નોમાંથી અખાચ્ય નીકળી આવીને ગઇ કાલે સંધ્યાસમયે આપના વાયનાનગરમાં પ્રવેશ કર્યો હતો. અહીં આવતાં જ પથિકાશ્રમના સ્વામીને મેં પ્રથમ જે પ્રશ્ન પૂછ્યો તે બેરન્ જેર્નિન્ વિષયક જ હતો અને બેરન્‌ના લગ્નના પ્રથમ સમાચાર મેં પથિકાશ્રમના સ્વામીના મુખથી જ સાંભળ્યા; કારણ કે, જે યૂનાની વ્યાપારીએ દમાસ્કસમાં મને બેરન્ જેર્નિન્ વિશેના સમાચાર આપ્યા હતા, તે બેરન્‌ના આપ સાથેના લગ્નસંબંધથી પૂર્વેજ વાયનામાંથી રવાના થઈ ગયો હતો અને અનેક સ્થાનોમાં ભ્રમણ કર્યા પછી દમાસ્કસમાં આવ્યો હતો, એટલે તેના મુખથી બેરન્‌ના લગ્નના સમાચાર મને મળવાનો સંભવ હતો જ નહિ. હવે મારી સવ આશાઓ,—ક્ષમા કરજો શ્રીમતી ! કે આપ મારા પ્રતિ આટલી બધી દયા દર્શાવો છો, છતાં પણ આપ સમક્ષ મારા મુખમાંથી આવા ઉદ્ગારો નીકળી જાય છે. હું પ્રાંજલતાથી સ્વીકારૂં છું કે, ગઇ કાલે સંધ્યાસમયપર્યન્ત મારા મનમાં બહુ બહુ આશાઓ હતી; કારણકે, મારી પાસે નિરાશાને હૃદયમાં સ્થાન આપવાનું કોઇ કારણ હતું જ નહિ; પરંતુ જ્યારે મેં બેરન્‌ના લગ્ન થઇ જવાના સમાચાર સાંભળ્યા; એટલે તે ક્ષણેજ મારી સર્વ આશાઓનો દુર્ગ ટૂટી પડ્યો અને

મારા આનન્દનો મહાસાગર ગંભીર ચિન્તાના મહાસાગરના સ્વરૂપમાં ફેરવાઇ ગયો ! તે ક્ષણેજ મારો એવો દૃઢ નિશ્ચય થઈ ગયો કે, કોઈ પણ ઉપાયે આ હારને તેના આપનારના હાથમાં પહોંચાડવો જ જોઇએ; પરંતુ ઉપાલંભનો એક પણ શબ્દ ઉચ્ચારવાની કિંવા તે વિશ્વાસઘાતક પ્રેમીના શિરપર કોઇ પણ પ્રકારના દોષનો આરોપ કરવાની મારી ઇચ્છા હતી પણ નહિ અને અદ્યાપિ છે પણ નહિ; માત્ર એટલુંજ નહિ, પણ મારી તો એવી પણ ઇચ્છા છે કે, આપના પતિને તેના અપરાધની ક્ષમા આપવાની ઉદારતા દર્શાવીને તેનાં પશ્ચાતાપ તથા દુઃખને પણ દૂર કરી દેવાં; કારણ કે, મારી એવી માન્યતા છે કે, કદાચિત્ મારા પ્રેમના સ્મરણથી તેના હૃદયમાં કાંઇક પશ્ચાત્તાપ થતો હશે અને મને જોવાથી તેના હૃદયમાં દુઃખનો આઘાત પણ અવશ્ય થવાનો જ. મારી એવી સંપૂર્ણ ઇચ્છા છે કે, મારી પોતાની દૃઢતાનો તેને પૂર્ણ પરિચય કરાવવો અને તે સાથે તેના આ હારરૂપ પ્રેમચિન્હને પણ પાછું તેના હાથમાં સોંપી દેવું. દયાલુ સુન્દરી ! જો મારી આ આત્મકથામાં આપના હૃદયને કષ્ટ આપનાર કોઈ શબ્દ આવ્યો હોય, તો તેમાટે હું અતિશય નમ્રતાથી આપની ક્ષમા માગું છું; કારણ કે, મારી આત્મકથા અક્ષરે અક્ષર સત્ય છે અને તે સ્વચ્છ હૃદય તથા પવિત્ર ભાવથીજ કથાયલી છે. આપના પતિને તેણે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ શામાટે કર્યો, એવો દોષ આપથી આપી શકાય તેમ નથી; કારણ કે, તે પ્રતિજ્ઞાનું પાલન તેને યોગ્ય ન જણાયું હોય અથવા તો કોઇ બીજાં અનિવાર્ય કારણોથી નિરુપાય થઈને પણ તેને એ પ્રતિજ્ઞાનો ભંગ કરવો પડયો હોય તો તે પણ સર્વથા સંભવનીય છે. આ કારણોનો વિચાર કરીને આશા છે કે આપ પોતાના પતિને લેશ માત્ર પણ દોષભાગી માનશો નહિ તેમજ મારા આ આત્મવૃત્તાન્તને સાંભળીને પોતાની દૃઢતાને ચળાવશો નહિ; મારા પ્રતિ ઇર્ષા પણ ન રાખશો; કારણ કે પરમેશ્વરે જ મને સરળ માર્ગમાં ચાલવા યોગ્ય રાખી નથી અને તેથી હવે આજન્મ ઉપાયો કરવા છતાં પણ હું આપની શ્રેણીમાં આવી શકું, એ મારી આશા આકાશકુસુમ સમાન છે. ”

યૂનાની યુવતીના આ આત્મવૃત્તાન્તને—હૃદયને ભેદી નાખનારા આત્મકથનને—સાંભળીને ઈડાના મનમાં કાંઇક ગહન પરિણામ થવાથી તે ક્ષણ બે ક્ષણ તો મૌનનું અવલંબન કરીને બેસી રહી. એ વેળાયે યુનાની યુવતી ઈરીનનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહ્યા કરતો હતો. હા, તેનાં તે કૃષ્ણ તથા વિશાળ નેત્રોમાંથી—અમાસ્યાની રજની સમાન

કૃષ્ણ નેત્રામાંથી—અશ્રુના બિન્દુઓ નક્ષત્ર સમાન નીકળતા હતા અને નીચે પડતા હતા.

ઈરીન કેટલીકવાર સુધી મૌન ધારીને બેસી રહી અને ત્યારપછી પુનઃ મંદ સ્વરથી કહેવા લાગી કે "શ્રીમતી ! જે વેળાયે મેં આ વિશાળ મહાલયમાં પ્રવેશ કર્યો, તે વેળાયે મારો એવો જ વિચાર હતો કે, આ હાર હાથોહાથ બેરન્ જેર્નિન્‌ને જ આપવો; પરંતુ આપની અસીમ કૃપાથી મેં મારી દુઃખમયી કથાનો આપ સમક્ષ વિસ્તાર કર્યો છે અને તેનું એકધ્યાનથી શ્રવણ કરવાની ઉદારતા પણ આપે દર્શાવી છે, એટલે હવે આ સ્થાનમાં વધારે વાર રહેવાની મારી ઇચ્છા નથી; કારણ કે, હવે આપના પતિને રૂબરૂ મળવાનું મને યોગ્ય લાગતું નથી અને એટલામાટે મારી આપનાં ચરણોમાં એટલીજ પ્રાર્થના છે કે, આ લઘુ પેટિકાને આપ પોતાની પાસે જ રાખી લ્યો; કારણકે, એમાં તે પ્રેમચિન્હ છે કે જેનો વૃત્તાન્ત મેં આપને અથથી ઇતિપર્યન્ત સંભળાવ્યો છે. એ વસ્તુ આપ પોતાના પતિને આપી દેજો અને મારા તરફથી આપને જે કાંઈ પણ ઉચિત લાગે તે શબ્દો કહી દેજો."

ઇડાએ તે પેટિકાને યૂનાની યુવતીના હાથમાંથી લઇ લીધી; કારણકે, ઇરીન પોતાના આસનપરથી ઊઠીને ઉભી થઇ ગઇ હતી અને ત્યાંથી પ્રસ્થાન કરવાની તૈયારીમાંજ હતી. પરંતુ એ ક્ષણેજ તે કક્ષનાં દ્વાર ઉઘડી ગયાં અને તે મહાલયનો સ્વામી બેરન્ જેર્નિન્ પોતે આવીને ઇડા તથા ઇરીનનાં નેત્રો સમક્ષ ઊભેલો દેખાયો.

## પ્રકરણ ૭ મું

### સાક્ષાત્કાર

અત્યારે એ કક્ષમાં બેઠેલી ઇડા ફૉ જેર્નિન્ તથા ઈરીન નોટરસ્ એ બે યુવતીઓની પરસ્પર તુલના કરવામાં આવે, તો તેમની વચ્ચે વિશાળ અંતરાય રહેલો આપણા જોવામાં આવી શકે તેમ છે.

એ ઉભય યુવતીઓ પરમા સુન્દરી હતી પરંતુ ઉભયની પ્રકૃતિ એક બીજાથી અતિશય ભિન્ન પ્રકારની હતી, એટલે કે બાહ્ય સૌન્દર્યમાં તો તેઓ સમાન હતી; પરંતુ ઇડા એક પ્રથમ પંક્તિની નિર્લજ્જ તથા દુશ્ચરિત્રશીલા યુવતી હતી અને ઈરીન લજ્જાવતી, ધર્મશીલા તથા સરલહૃદયા સુંદરી હતી. ઈડાએ પોતાના નીચતમ તથા નિર્લજ્જ આત્માને કૃત્રિમ લજ્જા તથા કૃત્રિમ ધૈર્યના આવરણમાં છુપાવી

રાખ્યો હતો અને ઈરીનના મુખમંડળમાં તેના સ્વચ્છ હૃદય તથા અકૃત્રિમ ધર્મના તેજના યોગે એક એવી અપૂર્વ કાન્તિ પ્રસરેલી હતી કે તેને જોતાંજ મનુષ્યના મનમાં તેના પ્રતિ એક પ્રકારનો આદર ઉત્પન્ન થતો હતો. ઈડાએ પોતાના કઠોર સ્વભાવ તથા પ્રબલ ક્રોધને કૃત્રિમ સરલતા તથા મૃદુ મંજુલ ભાષણની આડમાં છુપાવી રાખ્યા હતા અને તેથી તેના પરિચયમાં આવનારાં સ્ત્રીપુરુષો ભયંકર ભ્રમમાં પડી જતાં હતાં; પરંતુ ઈરીને નિરાશા તથા દુઃખની પાઠશાળામાં દીર્ઘ કાળ પર્યંત શિક્ષણ લીધેલું હોવાથી પોતાના ઉછળતા ઉમંગો તથા તારુણ્યના તરંગોને સર્વ પ્રકારે હૃદયથી ભુલાવી દીધા હતા. પ્રથમ કામિની ઈડા હાવ ભાવ તથા કટાક્ષપાત આદિમાં પરિપૂર્ણ હતી અને દ્વિતીય રમણી ઈરીન ધર્મનાં આભૂષણોથી ભૂષિતા એક યથેચ્છ ધર્મિષ્ઠા અબળા હતી. અસ્તુઃ હવે માત્ર આ બે શબ્દો લખવાથી જ વાંચકોના જાણવામાં આવી જશે કે, ઈડા તો ખરેખર એક પિશાચિકા જ હતી અને તે પિશાચિકાએ પોતાની પૈશાચિકતાને છુપાવવામાટે જ માનવ શરીરને ધારી લીધું હતું અને દ્વિતીય ઈરીન વસ્તુતઃ એક દેવી હતી અને તે માનવ શરીરમાં હોવા છતાં પણ તેની અવર્ણનીય અલૌકિક કાન્તિ કોઇ પણ પ્રકારે અદૃશ્ય રહી શકતી નહોતી.

ઈરીન નોટરસ્ વયમાં જો કે બહુ આગળ વધેલી હતી, પરંતુ આ સંસારના છળપ્રપંચોથી સર્વથા અજ્ઞાન હતી અને એ કારણથી જ સરલહૃદયા ઈરીને ઈડાના કૃત્રિમ પ્રેમને સત્ય પ્રેમ માનીને પોતાની સમસ્ત આત્મકથા તે પુરુષની પત્નીને જ સંભળાવી દીધી હતી કે જે પુરુષ તેની કર્મકથાનો એક માત્ર નાયક હતો.

ઈરીનના શિરપર ત્રીસ વર્ષ કરતાં કાંઇક વિશેષ કાળ વીતી ગયો હતો છતાં પણ આ સંસારના છળપ્રપંચોથી તે જે આટલી સીમા પર્યન્ત અજ્ઞાન તથા સરળહૃદયાજ રહી હતી તેનું કારણ એ હતું કે, તેણે પોતાનું સમસ્ત જીવન બહુધા એકાંતવાસમાં જ વીતાડયું હતું અને પ્રપંચપરાયણ લોકોના સમાગમમાં તે આવી જ નહોતી. આ કારણથી તેનાં નેત્રોમાંથી પ્રેમના વિકારમાંથી નીકળતા સ્ફુલિંગો કદાપિ બહાર નીકળ્યા નહોતા. ઈરીન જો કે એક યૂનાની તથા ક્રિશ્ચિયન્ ધર્મની અનુયાયિની અબળા હતી, તોપણ તેનાં ઉષ્ણ દેશમાંના નિવાસથી તેને ત્યાંની રૂઢિ તથા રીતિ આદિનું વિશેષ ધ્યાન રાખવું પડતું હતું; એટલુંજ નહિ, પણ તેમનું સંપૂર્ણ અનુકરણ જ કરવું પડતું હતું. તે કેવળ પોતાની જાતિના તથા પોતાના ધર્મના લોકો

સાથે હળતી મળતી હતી અને તેના પિતાના પરલોકવાસ પછી તો તે સર્વથા પડદામાં જ રહેતી હતી. કદાચિત્ તે કોઈને મળતી તો પોતાની વિવાહિતા સખીઓને જ મળતી હતી અને તેમનાં ગૃહોમાં જ જતી હતી.

ઉપર્યુક્ત પંક્તિઓ લખવાનું કારણ કેવળ એટલુજ છે કે, ઈડાના સ્વભાવ તથા વર્ત્તનથી પરિચિત વાંચકો ઈરીનના સ્વભાવ તથા વર્ત્તનથી પણ પરિચિત થઇ જાય અને તેમની વચ્ચે રહેલા અંતરાયને સારી રીતે જાણી શકે. અસ્તુ; એ તો અમો ઉપર જણાવી ચૂક્યા છીએ કે બેરન્ જેર્નિન્‌ની પત્ની ઈડાએ યૂનાની યુવતી ઈરીન પાસેથી તે ચન્દનકાષ્ઠની પેટિકા લઈ લીધી હતી અને તે પેટિકાને તે ઉઘાડવાની તૈયારીમાં હતી એટલામાં જ બેરન્ જેર્નિન્ ત્યાં આવી પહોંચ્યો હતો. ઈરીને તેના પર એકવાર દૃષ્ટિપાત કર્યો અને ત્યારપછી જે કુરસીપરથી તે ત્યાંથી જવામાટે ઉઠીને ઊભી થઇ હતી તે કુરસીપર જ પછડાઇ પડી. "આ તેજ છે; આ તેજ છે !" એટલા શબ્દો મર્મભેદક સ્વરથી તેણે ઉચ્ચાર્યાં અને ત્યારપછી પોતાના બન્ને હાથોવડે તેણે પોતાના મુખને ઢાંકી લીધું.

હવે એ અહીં સમજાવીને લખવાની આવશ્યકતા નથી કે, એ વેળાયે તેનાં નેત્રો સમક્ષ તે પુરુષ આવીને ઊભો હતો કે જેના ધ્યાન તથા સ્મરણમાં ઈરીને છેલ્લાં પંદર વર્ષનો દીર્ઘ કાળ વીતાડી દીધો હતો, જેના આગમનની પ્રતીક્ષા કરતાં કરતાં તેનાં નેત્રો થાકી ગયાં હતાં અને જેના પ્રેમાગ્નિથી આટલા કાળ પર્યન્ત બળતાં બળતાં તેનું હૃદય ભસ્મીભૂત થઇ ગયું હતું. એક ક્ષણ માત્રમાં જ તે સર્વ વિગત ઘટનાઓ સ્મરણના રૂપે તેના હૃદયનેત્ર સમક્ષ આવીને ઊભી રહી. જે વાટિકામાં તે અને તેનો પ્રેમી એક બીજાના હસ્તને ઝાલીને ભ્રમણ કરતાં હતાં, તે વાટિકા તેની દૃષ્ટિ સમક્ષ તરી આવી અને જે સ્થાનમાં તેના પ્રેમનો પ્રથમ ઉદ્‌ભવ થયો હતો અને જે સ્થાનમાં તે બન્નેએ તે પ્રેમના શાશ્વત પાલનમાટેની પ્રતિજ્ઞાઓ કરી હતી, તે સ્થાન—તે વાટિકાસ્થાન—તેના તે સમયના સ્વરૂપમાં જ તેનાં અંતઃચક્ષુ સમક્ષ આવીને ખડું થઇ ગયું. ઈરીનને જાણે તે પ્રતિજ્ઞાઓ તેમણે ગઇ કાલે જ કરી હોયની અને જાણે તેઓ ગઈ કાલે જ દમાસ્કસમાંના કુંજભવનમાં એક બીજાથી વિયુક્ત થયાં હોયની ! એવો જ ભાસ થવા લાગ્યો. જાણે તેવા જ ઉદ્વેગથી તેનો પ્રેમી તેની સાથે વાર્ત્તાલાપ કરી રહ્યો છે અને જાણે તેનો અવિચલ તથા દૃઢ પ્રેમી ઈરીનના હૃદયમાં અનેક પ્રકારની સુખાશાઓને ઉત્પન્ન

કરી રહી છે, એવાજ દશ્યને તે અત્યારે જોવા લાગી. આ સર્વ માનસિક ચિન્તનનો વ્યાપાર એક નિમેષમાત્રમાંજ થઇ ગયો.

. પરંતુ ક્ષણમાત્રમાં જ તેના એ સમસ્ત ધ્યાનનો અને તેની એ સમસ્ત કલ્પનાઓનો સર્વથા લોપ થઇ ગયો. એ સર્વ ઘટનાઓ તેને એવી જ દેખાવા લાગી કે, જાણે દમાસ્કસની ચારે તરફના ભયંકર રેગિસ્તાનમાં એક દિશામાંથી ઝંઝાવાત અથવા આંધીનો ઝપાટો આવ્યો અને અત્યંત શીઘ્રતાથી પોતાની ઇચ્છા અનુસાર વાલુકાને ઉડાવતો દમાસ્કસના દુર્ગની દીવાલો સાથે અથડાવા લાગ્યો હોય! અર્થાત્ તેનું સમસ્ત ધ્યાન ડામાડોળ હતું. તેના પ્રથમના વિચારોનું સર્વથા પરિવર્ત્તન થયું હતું અને જેની આશાને તે આટલા સમયથી હૃદયમાં ધારણ કરી રહી હતી, તે પુરુષ અત્યારે તેનાં નેત્રો સમક્ષ ઉભો હતો; અથવા તો પોતે જ પોતાના તે પ્રિયતમ સમક્ષ ઉપસ્થિત હતી કે જે પ્રિયતમે તેના પ્રેમને ભૂલી જઇને એક અન્ય અબળાના પ્રેમને જ સ્વીકારી લીધો હતો અને એમ કરીને તેની સાથે ભયાનક વિશ્વાસઘાતકતા કરી હતી.

જે વેળાએ બૅરન્ જેર્નિંને સુંદરી ઇરીનની આ અવસ્થાનું અવલોકન કર્યું અને તેના ઉપર્યુક્ત ઉદ્ગારો સાંભળ્યા, એટલે તે ક્રોધને દર્શાવતો બોલ્યો કેઃ “ આ અબળા કોણ છે વારુ? ”

“ ઓહ, મારા ઇશ્વર! આ તો હવે મને ઓળખતો પણ નથી! ” ઇરીને નિરાશા તથા આશ્ચર્યને દર્શાવનારો ઉદ્ગાર કાઢયો.

ઇરીનના મુખમાંની જે વેળાયે આ શબ્દો નીકળ્યા, તે વેળાયે તેનાં નેત્રોમાંથી ચોધારાં અશ્રુની ધારા પણ વહી નીકળી. તે તત્કાળ પોતાના આસનપરથી ઉઠી. હવે તેનાં ચમકતાં નેત્રોમાંથી અશ્રુધારા નીચે ઉતરીને તેનાં વસ્ત્રોને ભીંજવવા લાગી. તેણે ઉઠીને તત્કાળ ડોસાના હાથમાંથી પોતાની પેટિકા લઇ લીધી, અને પછી તેને ઉઘાડી તેમાંથી એક હાર કાઢીને તે મહાદુઃખપૂર્ણ સ્વરથી કહેવા લાગી કેઃ “શ્રીમાન્, હું બહુ જ દુઃખો તથા કષ્ટોને સહન કરીને તથા અતિશય દીર્ઘ પ્રવાસના પરિશ્રમોને વેઠીને કેવળ એક વાર આપના દર્શનનો લાભ લેવાની અભિલાષાથી જ અહીં આવીછું અને અહીં આવવામાં બીજો મારો એક વિશિષ્ટ હેતુ એ પણ છે કે, આ હીરાનો હાર કે જે એક સમયમાં આપે મને પ્રેમચિન્હ તરીકે આપ્યો હતો,— કદાચિત્ આપને તેનું સ્મરણ નહિ પણ હોય—તે આપને પાછો આપી દેવો.”

યૂનાની યુવતીના આ ઉદ્ગારો સાંભળતાં જ બૅરનના મુખ-

ંડળમાં એક પ્રકારના વિલક્ષણ પ્રકાશનો વિસ્તાર થયેલો દેખાવા ાગ્યો અને જાણે તે કોઇ એક વિશિષ્ટ વાર્ત્તાને જાણી ગયો હોવની !' ેમ જણાવા લાગ્યું. પરંતુ ક્ષણ માત્રમાં પુનઃ તેના મુખમંડ-ામાં કાલિમાની છટા આવી ગઇ અને તે ગભરાટના ભાવને દર્શાવતો ોલ્યો કેઃ " હા, હવે મારા સ્મરણમાં આવ્યું કે તમો ઈરીન નોટરસ્ ો, એક સોદાગરનાં પુત્રી છો, અને આ હાર—હા—મેં જ તમોને ામારા અત્યારના કથન પ્રમાણે એક સમયમાં આપ્યો હતો. તે ઘટ-ાને ઘણા દિવસ થઈ ગયા છે—અને—અને—હું આશા રાખું છું કે, ામારા હૃદયમાં મારા વિશે અશુભ લાગણી તો નહિ જ થઇ હોય ! "

જ્યારે ઈરીને મદિરાના મદમાં ચકચૂર થયેલા બૅરન્ જેર્નિનના ુખમાંથી આવા કોઇ પણ પ્રકારના અર્થ વિનાના તથા લાગણી ભરના ઉદ્‌ગારો નીકળતા સાંભળ્યા, એટલે તે એવી તો દિગ્મૂઢ થઇ ઇ કે, જો તેના શરીરને કાપો તો રક્તનો એક બિન્દુ પણ ન ીકળે. તેણે એક વિશિષ્ટ અર્થદર્શક દૃષ્ટિપાત બૅરન્‌ના મુખમંડળમાં ર્યો અને ત્યાર પછી તે મૌનનું અવલંબન કરીને ઉભી રહી.

જ્યારે પ્રથમ બૅરન્‌ના મુખમાંથી એ શબ્દો નીકળ્યા હતા ઃ " આ અબળા કોણ છે વારૂ ? " તે વેળાએ ઈરીનના હૃદયમાં એક મહા ભયંકર આઘાત થયો હતો અને તજ્જન્ય દુઃખના પ્રભાવ-ી તેની અવસ્થા બહુજ દયાજનક થઇ પડી હતી. આ કારણથી રોતાં રોતાં ઇરીને બૅરન્‌ને પોતાનો પરિચય કરાવ્યો, પરંતુ બીજીવાર પણ બૅરને અર્થહીન શબ્દોમાં જ સંભાષણ કર્યું અને બૅરન્‌ને કંપ-તો તથા ભીષણ કર્કશ ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો, એટલે એથી તે એકદમ ચમકી ગઇ અને તેના હૃદયમાં અતિશય આશ્ચર્ય થવા લાગ્યું. તેના અંતઃકરણમાં એક વિલક્ષણ કલ્પનાનો આવિર્ભાવ થયો. તેનાં વિશાળ તથા કૃષ્ણ નેત્રો બૅરન્‌ના મુખમંડળમાં સ્થિર થઈ ગયાં અને તેની આ મર્મભેદક દૃષ્ટિને જોઈ ને બૅરન્ કોણ જાણે શામાટે તત્કાળ કંપવા મંડી ગયો. તે યુવતીનાં વિશાળ નયનોમાં લજ્જા તથા અભિમાનની છટા ફૂટી ફૂટીને ભરેલી જ્યારે તેના જોવામાં આવી તેમજ તે શોકના મેઘોથી ઘેરાયલી દેખાવા લાગી, એટલે બૅરન્ તેની સાથે વાર્ત્તાલાપ કરતાં અકચાયો અને તેથી પોતાના સંભાષ-ણને તેણે ઘટાડી નાખ્યું અને તેની સાથે નિરર્થક પણ કરી નાખ્યું કે જેનો ઉલ્લેખ ઉપર કરાયલો છે. બસ; એ પછી બૅરન્ તે યુવાની યુવતી સાથે કોઇ પણ પ્રકારનો અધિક વાર્ત્તાલાપ કરવાનું સાહસ કરી ન શક્યો અને તેથી કેટલીકવાર સુધી ત્યાં કેવળ મૌનનું જ સા-મ્રાજ્ય વ્યાપી રહ્યું.

ઇડા બેરન્ તથા તે યૂનાની યુવતી ઉભયની ચર્યાનું નિરીક્ષણ કરી રહી હતી અને પોતાના પતિના આવા મૌનાવલંબનનું તેને અતિશય આશ્ચર્ય થયા કરતું હતું; પરંતુ તે કોઇ પણ પ્રકારના અર્થને તેના યથાર્થ સ્વરૂપમાં સમજી શકી નહિ. બેરન્ સર્વથા અવાક્ થઇ મુખને પૃથ્વી ભણી રાખીને ઉભો હતો અને જ્યારે મહાકષ્ટથી તે મુખને ઉન્નત કરતો હતો ત્યારે એમ જ જણાતું હતું કે, તે, તે યૂનાની યુવતી પાસેથી દયાની ભિક્ષા માગી રહ્યો છે. પરંતુ ઈરીનની દૃષ્ટિ બેરન્ના મુખમંડળમાંથી એક નિમેષને માટે પણ દૂર થતી ન હોતી. તે બેરન્તે નખથી શિખાપર્યન્ત તાકી તાકીને જોવાના કાર્યમાં તલ્લીન થયેલી દેખાતી હતી. પરંતુ તેમની આશ્ચર્યમયી અવસ્થાનું પણ ત્યાર પછી અલ્પકાળમાં પરિવર્ત્તન થઈ ગયું અને ઈરીને જાણે તે એક ગહન સ્વપ્નમાંથી ચમકીને જાગી હોયની અથવા તો કોઇ ગહન વિચારના પરિણામનો પ્રભાવ તેના અંતઃકરણમાં ઉદ્‌ભવ્યો હોયની! એવા પ્રકારના ભાવને દર્શાવતી હાથ ચોળીને તે એક ઉન્માદિની અબળા પ્રમાણે કહેવા લાગી કે “ નહિ, નહિ, હું તારાથી હવે કદાપિ ઠગાઉં તેમ નથી! તું થિયોડોર નથી; મારો જેની સાથે પ્રેમસંબંધ બંધાયો હતો, તે પુરુષ તું નથી; મારા અંતઃકરણમાં અદ્યાપિ જેના પ્રેમનો અવિચલ નિવાસ છે, તે પવિત્ર વ્યક્તિ તું નથીઃ કારણ કે, તેની આકૃતિ મારા હૃદયપટપર કોતરાયલી છે અને અને તે આકૃતિ આ નથી!! ”

આ શબ્દો ઉચ્ચાર્યા પછી કોણ જાણે શા વિચારથી તેણે તે હારને પોતાના લાંબા ઝબ્બાના અંદરના ગજવામાં સેરવી દીધો અને ત્યાર પછી તે ક્ષણેજ યૂનાની યુવતી ઇરીન તે કક્ષમાંથી વિદ્યુદ્વેગે પ્રસ્થાન કરી ગઇ. પરંતુ તેના પ્રયાણ પછી તે કક્ષનાં દ્વાર બંધ થવા ન પામ્યાં; કારણ કે, જેવી ઈરીન તે કક્ષમાંથી બહાર નીકળી તેવોજ તે કક્ષમાં તે ક્ષણે જ શર્મન્ મહાશયનો પ્રવેશ થયો.

---

## પ્રકરણ ૮ મું

## નિરર્થક બિભીષિકા—કાચવર્ણિકા

---

જ્યારે ઈડાએ આવી રીતે કોઇ પણ પ્રકારના ભય કિંવા સંકોચ વિના શર્મન્‌ને પોતાના કક્ષમાં પ્રવેશ કરતો જોયો, એટલે તેના મુખમંડળમાં એક પ્રકારના ભીષણ ક્રોધની ભયાનક છટા દૃષ્ટિગોચર થવા લાગી.

શર્મન્ દ્વારમાં પ્રવેશ કરીને સીધો બેરન્ તરફ આગળ વધ્યો અને એક લંગોટિયા ગોઠિયા પ્રમાણે બેરનના કાંધાપર હાથ રાખીને ઉચ્ચ સ્વરથી કહેવા લાગ્યો કે: "શ્રીમાન્ મહાશય, આજે આપની આ નિર્મલ કાન્તિમાં ખિન્નતાની છાયા દેખાય છે તેનું શું કારણ છે વારૂ ? શું આપનો મદિરાભંડાર ખાલી થઈ ગયો છે કે આપની રૂપિયા રાખવાની તીજોરીમાં ઉંદરમામાની મલ્લકુસ્તી ચાલી રહી છે ?"

"આહ, શર્મન્ !" બેરન્ બહુ જ અધીરતાથી કહેવા લાગ્યો: "તમો અહીં અચાનક કેમ ચાલ્યા આવ્યા વારૂ ?"

"શ્રીમાન્‌ની પ્રીતિ એક એવી વસ્તુ છે કે જે અત્યારે વળી પાછો મને અહીં ખેંચી લાવી છે." શર્મને ઉચ્ચ સ્વરથી ઉત્તર આપ્યું અને ત્યાર પછી જે કોચરપરથી યૂનાની યુવતી ઈરીન એક ક્ષણ પૂર્વે ઉઠી હતી તે કોચપર પોતાના આસનને જમાવીને ઈડાને સંબોધીને તે બોલ્યો કે: "મારાં સૌન્દર્યદેવી ! તમો અકારણ ક્રોધ કરીને તમારા આકર્ષક તથા મનોરંજક મુખમંડળને વિકૃત તથા વિદ્રૂપ શામાટે કરી નાખો છો વારૂ ? આપની આ ફાટેલી આંખોને જોઈને હું ડરી જનારો છું, એવી આપ શ્રીમતીની ધારણા છે કે શું ? જો આપની એવી જ ધારણા હોય, તો તે આપનો પ્રમાદ છે; કારણ કે, મારા શબ્દકોષમાં 'ભય' જેવો કોઇ શબ્દ છે જ નહિ."

ઈડાએ તેના આ શબ્દો સાંભળીને એક વાર તો પોતાનાં ક્રોધાગ્નિથી રક્તવર્ણ થયેલાં નેત્રોવડે ઘુરકીને તેને જોયો અને ત્યારપછી મુખને ફેરવીને બહુજ ઘૃણાથી કહ્યું કે: "હરામજાદો, પાજી, કમજાત, કમીનો ક્યાંકનો !"

આવાં વિશેષણો સાંભળવા છતાં શર્મન્ બહુજ નફટાઇ તથા બેપરવાઇથી કહેવા લાગ્યો કે: "શ્રીમતી ! આપ ગમે તેમ બોલો અથવા ગમે તે બકો, પણ આપણે તો આપણી સભ્યતાને છેવટ સુધી નભાવીશું." એ પછી તેણે બેરન્‌ને ઉદ્દેશીને કહ્યું કે: "બેરન્ મહાશય ! મારા પ્રતિષ્ઠિત મિત્ર ! તમારા સુસ્ત અને આળસુ અનુચરોને બોલાવો અને તેમને બહુજ ઉતાવળથી ભોજનની વસ્તુઓને ટેબલપર ગોઠવી દેવાની આજ્ઞા આપી દો; કારણ કે, અત્યારે આપણ બન્ને ભૂખ્યા પણ છીએ અને તરસ્યા પણ છીએ."

"શ્રીમાન્," આટલો શબ્દ ઉચ્ચારીને ઈડા પોતાના સ્થાનપરથી ઉઠીને પોતાના પતિ તરફ આગળ વધી અને ત્યારપછી કહેવા લાગી કે: "મારે આપને કાંઇક કહેવાનું છે અને મારા તે કથનનું આપે આપનાં હૃદયરૂપ શ્રવણોવડે શ્રવણ કરવું જ જોઇએ. જો આપ

આ વ્યક્તિને આવીજ રીતે નિરંકુશતા તથા સ્વતંત્રતાથી આપણા વિશિષ્ટ કક્ષોમાં ગમે ત્યારે આવવા દેશો અથવા આવા વર્તનથીજ આપ પ્રસન્ન રહેશો, તો હવે પછી હું આ મહાલયમાં નિવાસ કરવાની નથી. જો આપની એવી જ ઇચ્છા હોય, તો આપ પોતાના આ મિત્રના હાથને હાથમાં લઇને આ મહાલયમાં વિહરતા રહો અને હું મારા નિવાસમાટે એક બીજું ગૃહ શોધી લઇશ; કારણ કે, આવી પરિસ્થિતિમાં હું આ મહાલયની નિવાસિની થવાને યોગ્ય નથી."

"ઈડા," એરન્ ઉચ્ચ પરંતુ ભગ્ન સ્વરથી કહેવા લાગ્યો: "કૃપા કરીને હવે મને અધિક દુઃખ ન આપ! પરમાત્મા જ જાણે છે કે, અત્યારે મારી બુદ્ધિ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થઇ ગઇ છે. અત્યારે મને ક્ષમા કર અને વધારે ન બોલ. આ વિષય વિશે સત્વર તારી સાથે સંભાષણ કરવાનો મારો વિચાર છે, પરંતુ તે આવતી કાલે.."

ઈડા તેના આ ભાષણને વચ્ચે જ અટકાવીને બોલી કે: "નહિ; હું આવી અવસ્થામાં આ મહાલયમાં એક પળ માત્રને માટે પણ રહેવા નથી ઇચ્છતી. જો આ મનુષ્યે આપને કાંઇ પણ ધીરધાર કરી હોય, તો મને જણાવી દ્યો કે તે રકમ કેટલી છે એટલે એને આ ક્ષણેજ એનું પાઇએપાઇનું લેણું આપી દેવાને હું તૈયાર છું. પરંતુ જો આ પુરુષ આમંત્રણ વિનાનો જ આપણો અતિથિ હોય અને એની અકારણ બળને વ્યકત કરવાની જ આકાંક્ષા હોય, તો..."

શર્મન્ ઈડાના આ શબ્દો સાંભળીને તેને આગળ ન બોલવા દેવામાટે પોતાના સ્થાનપરથી ઉઠયો અને એરન્ તથા એરોનેસ તરફ આગળ વધીને બોલ્યો કે: "બસ કરો; બહુ બોલાયું અને બહું થયું; શ્રીમતી કદાચિત્ એ નહિ જાણતાં હોય કે આ એરન્ મહાશયના કેટલાક એવા ગુપ્ત તથા ભયંકર ભેદો મારા જાણવામાં છે કે તે ભેદોના કેવળ નામોચ્ચારથી જ આ એરન્ મહાશયના હૃદયમાં......"

"શર્મન્!" ગભરાટથી એરન્ આ શબ્દને ઉચ્ચારતો પોતાના આસનપરથી ઉઠીને ઉભો થયો અને શર્મનને તેણે તેનો હાથ ઝાલીને પાછો કોચપર બેસાડી દીધો. શર્મન્ કોચપર બેઠા પછી કાંઇક નરમાશથી એરનને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: "એરન્ મહાશય, આપ આટલાબધા ગભરાઓ છો શામાટે? હું કાંઇ અત્યારે અને આ પળેજ સર્વ ભેદોના ભંડાને ફોડી નથી નાખતો. પરંતુ હા, આપનાં પત્નીશ્રીને જરા એટલું કૃપા કરીને જણાવી દ્યો કે તેઓ પોતાની જિવ્હાને જરા રોકી રાખે; નહિ તો મારે અનિચ્છાથી પણ તેમને કાંઇક અધિક સભ્યતા રાખવાનો પાઠ શીખવવો પડશે. શું આપનાં પત્ની મને કોઈ શ્વાન

કે માર્જાર ધારી બેઠાં છે કે જેથી મને અહીં આવેલો જોતાંની સાથેજ હાંફાટવા અને ઘુરકવા મંડી ગયાં ! તેમજ શું એ શ્રીમતીની પૂર્વ અવસ્થાનો વૃત્તાન્ત પણ મારી જાણમાં નથી ? અરે એ ઈડા પ્રથમ કાઉન્ટેસ ઍારેનાની વસ્ત્રો પહેરાવનારી એક સાધારણ દાસી હતી અને આજે બૅરોનેસ્ બની બેઠી છે ! હા હા હા !!!"

આ અટ્ટહાસ તેણે એવી તો ભીષણતાથી કર્યો કે તેના પ્રતિધ્વનિથી તે આખો ઓરડો ગાજી ઉઠયો. આ વેળાયે ઈડાનું ઇટાલિયન્ શોણિત તેની શિરાઓમાં ચક્રાકાર અભિસ્રત થવા લાગ્યું અને ક્રોધાતિશયથી તે પોતાના અસ્તિત્વને પણ ભૂલી જઇને ચીત્કાર કરતી કહેવા લાગી કેઃ "હરામજાદા, મારા આ મહાલયમાંથી આ ક્ષણેજ નીકળી જા; હવે તારાથી આ સ્થાનમાં એક ક્ષણમાત્ર પણ બેસી શકાય તેમ નથી. જા, ટળ, નીકળ; જો સીધી રીતે નહિ નીકળે, તો હું મારા અનુચરોને બોલાવીશ અને તેઓ તને તારી ગર્દન દબાવી લાત મારીને અહીંથી અપમાન સહિત બહાર કાઢી મૂકશે."

જેના ઓષ્ઠ ક્રોધના યોગે શ્વેત થઇ ગયા હતા અને જેનાં નેત્રોમાંથી અગ્નિના કણો વર્ષતા હતા એવો શર્મન્ બૅરનને ઉદ્દેશીને બોલ્યો કેઃ "બૅરન્ ! તમો આ ઈડાની આવી વાતો સાંભળીને ચુપ કેમ થઇ જાઓ છો ? હવે હું પરમેશ્વરના શપથ લઇને કહું છું કે, ત..."

"મૌનને ધારી લ્યો, શર્મન્ ! મૌનનું અવલંબન કરો !" બૅરન્ નમ્રતા તથા ભયભીતતાથી બોલ્યો અને ત્યાર પછી તે ઇડાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ "અને ઈડા ! તું અમને અહીંજ છોડીને અન્ય કક્ષમાં ચાલી જા. હું તને આજ્ઞા કરૂં છું કે, તું અહીંથી જા ! મહાશય શર્મન્ મારા મિત્રોમાંના એક મિત્ર છે, અરે મારા પુરાણા મિત્રોમાંના એક અત્યંત કૃપાળુ મિત્ર છે અને અત્યારે તેઓ મારા મહાલયમાં એક અતિથિ સમાન છે—એક મહાપ્રતિષ્ઠિત અતિથિ સમાન છે !"

"જી હા; એક મહાપ્રતિષ્ઠિત અતિથિ સમાન છે !" શર્મન્ મહાશયે આંખો ફાડીને બૅરનના અંતિમ વાક્યનો ઉચ્ચ સ્વરથી પ્રતિધ્વનિ કર્યો અને ત્યાર પછી અભિમાનથી તે ઈડાને જોવા લાગ્યો.

હવે ઈડાના ક્રોધનો પ્રવાહ બૅરન્ પ્રતિ વહન કરવા લાગ્યો અને તે એક સિંહી સમાન ગર્જના કરતી બૅરનને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ "ઓ નપુંસક ! હા ખરેખર નપુંસક! આ શબ્દનો હું એટલામાટે બે વાર ઉચ્ચાર કરૂં છું કે, તમારી સ્ત્રીની તમારાં નેત્રો સમક્ષ આવી નિર્ભત્સના કરાય છે; પરંતુ તમારા હૃદયમાં લેશ માત્ર

પણ કોપનો આવિર્ભાવ નથી થતો. પરંતુ હું આનો પ્રતિશોધ અવશ્ય કરીશ; કારણ કે, મારી બિભીષિકા એટલે કે મારી ધમકીઓ કદાપિ વ્યર્થ થતી જ નથી. આ હરામજાદા, વેશ્યાપુત્ર અને કમજાતને જો તમો આ પળે અને આ ક્ષણે જ આ મહાલયમાંથી બહાર નહિ હાંકી કાઢો, તો હું પોતે અત્યારે જ અહીંથી ચાલતી થાઉં છું અને રાતે જ મારા નિવાસમાટે અન્ય કોઇ આગારની વ્યવસ્થા કરી લઉં છું."

ઇડાના આ શબ્દો સાંભળીને બેરને ઈડાનો હાથ ઝાલી લીધો અને તેને જરા દૂર એક ખૂણામાં લઈ જઇને ધીમા પરંતુ ગંભીર સ્વરથી કહ્યું કે: "ઈડા, મારી વાર્તાને જરા ધ્યાનપૂર્વક સાંભળી લે. તારો જે એક ગુપ્ત ભેદ છે તેમાં વિઘ્ન લાવવાનો અથવા તો તેને વ્યક્ત કરવાનો ઉદ્યોગ જેમ હું નથી કરતો, તેજ પ્રમાણે તું મને પણ મારા ગુપ્ત ભેદને ગુપ્ત અવસ્થામાં રાખવા દે; અને મારા તે ભેદમાં કોઈ પણ પ્રકારના વિઘ્નને લાવવાનો યત્ન ન કર. આ પુરુષ એવો તો પાગલ, અવિચારી અને નિર્લજ્જ છે કે આવી બિભીષિકા અથવા ધમકીઓની એને જરા પણ પરવા નથી અને તેટલામાટે તારી આ સર્વ બિભીષિકાઓ સર્વથા નિરર્થક છે. એ સાથે તારે એ પણ અવશ્ય ધ્યાનમાં રાખવાનું છે કે, જો તારા પતિના ભેદનો પ્રકાશ થાય, તેનું નિકંદન નીકળી જાય અને તેની અપકીર્તિનો સર્વત્ર વિસ્તાર થાય, તો તારી પ્રતિષ્ઠા પણ તેની સાથે જ છે; એટલે કે, તે તો ડુબશે જ, પરંતુ તને પણ સાથે લઇને જ ડુબશે !"

"પરંતુ આ નિર્લજ્જ નર છે કોણ વારૂ ?" ઈડાએ, જે શર્મન કોઇ પણ પ્રકારના સંકોચ વિના કોચપર લાંબો થઇ ચરણોને વિસ્તારીને વિશ્રાંતિ લેતો પડયો હતો, તેના પ્રતિ દૃષ્ટિપાત કરીને, આ પ્રમાણેનો પ્રશ્ન પોતાના પતિને પૂછયો, અને તે પ્રશ્નમાં આગળ વધીને તે કહેવા લાગી કે: "જેનાથી આપ આટલા બધા ભયભીત રહ્યા કરો છો અને જેનામાટે આપ પોતાની આટલીબધી નિર્ભર્ત્સના કરાવો છો, તે આ પિશાચ છે કોણ, એ તો કોઈ પણ ઉપાયે મારે જાણવું જ જોઇએ."

"ઈડા, આ પુરુષ કોણ છે અને કોણ નહિ, એ ભેદ કદાપિ તારા જાણવામાં આવી શકે તેમ નથી." બેરને ઈડાને નિરાશ કરનારૂં ઉત્તર આપ્યું અને વધારામાં જણાવ્યું કે: "હવે એને વિનાકારણ અપશબ્દો સંભળાવીશ નહિ અને ગાળો ભાંડીશ નહિ; કારણ કે, એની સાથે ... પરંતુ બસ; હવે વધારે કાંઈ પણ બોલવાની મારી ઇચ્છા નથી. હવે જો તું એને એક પણ ગાળ આપીશ, તો એ ......"

"ભલે ને તે ગમે તેવી નઠારી વાત હોય, તોપણ મને તો તે વાર્ત્તા તમારે જણાવવી જ જોઇએ; કારણ કે, તમારી તે ગુપ્ત વાર્ત્તાને જાણ્યાવિના હવે મારા અંતઃકરણને શાંતિનો પરિચય કદાપિ થવાનો નથી." નિર્લજ્જ તથા હઠવાદિની ઈડાએ પોતાના સ્ત્રીહઠનો સાક્ષાત્કાર કરાવ્યો.

બેરન્ તેના આ હઠવાદિત્વને જોઇને ક્રોધથી દાંતોવડે હોઠોને ચાવતો કહેવા લાગ્યો કેઃ "ઈડા, તું હવે મને બળાત્કારે કઠિન શબ્દોને ઉચ્ચારવાનું કારણ આપતી જાય છે; પરંતુ એટલું તારે જાણી લેવાનું છે કે, આ હઠ કરીને તું કેવળ મારા માટે જ નહિ, કિંતુ તારા પોતા-માટે પણ એક ઉંડો ખાડો ખોદી રહી છે અને તેમાં તું અવશ્ય પડવાની છે! તેમ જ મારો સ્વભાવ પણ ક્રોધિષ્ટ હોવાથી તારી આ હઠવાદિતાનો તારી પાસેથી હું પણ એક ભયંકર બદલો અવશ્ય લઇશ જ! હવે જો તું મારા મિત્રને ગાળો ભાંડીશ અથવા તેને ઉદ્દેશીને એક પણ અપશબ્દ ઉચ્ચારીશ, તો અવશ્ય તે ક્રોધને વશ થઇને મારો સર્વનાશ કરી નાખશે. પરંતુ તે વેળાયે જ ન્યાયમંદિરના સિપાહીઓ પણ અહીં આવી પહોંચશે અને તને પણ ચતુર્ભુજ કરીને ન્યાયમંદિરમાં ખેંચી જશે, એનો તારે પણ વિચાર રાખવાનો છે; કારણ કે, ત્યાં તારી પાસેથી તે બાળકનો વૃત્તાંત તેઓ જાણવા માગશે, કે જે બાળકને તેં......"

બેરન્ આગળ બોલવા જતો હતો એટલામાં વચ્ચેજ તેને અટકાવીને ઈડાએ કહ્યું કેઃ "બસ; સમાપ્ત કરો. શ્રીમાન્! એ તો આપ સારી રીતે જાણો છો કે આ વાર્ત્તાના શ્રવણથી મારા હૃદયમાં કેવી છરીઓ ભોકાય છે અને મને કેવી વેદના થાય છે!"

ઈડાએ આ શબ્દો કરડાઇથી ઉચ્ચાર્યા અને એ વેળાયે તેનું મુખમંડળ ક્રોધથી એવું તો ભયાનક થઈ ગયું કે તેનું અનુપમ સૌન્દર્ય તેની એ ક્રોધજન્ય ભયાનકતાને છુપાવવાના કાર્યમાં લેશ માત્ર પણ વિજયશીલ થઇ શક્યું નહિ. એ વેળાયે તેના ઈટાલિયન્ ક્રોધે મહાપ્રબળ થઇને તેના મુખમંડળમાં ભયાનક કાલિમાનો વિસ્તાર કરી દીધો હતો.

બેરન્ એ વેળાયે અશાંતિથી શર્મન્ પ્રતિ દૃષ્ટિપાત કર્યા કરતો હતો અને એ કારણથી ઇડાના મુખમંડળમાંનું એ પરિવર્ત્તન તેના જોવામાં આવી શક્યું નહિ. ક્રમશઃ જ્યારે ઇડાનો તે ક્રોધ કાંઇક ઓછો થયો અને તેણે શાન્ત સ્વરૂપને ધારણ કર્યું; એટલે પછી કેટલીક વારે તે ધીમા સ્વરથી બોલી કેઃ "જેવી આપની ઇચ્છા હોય,

તેમ કરો; કારણ કે, હવે હું આપના આવા ગુપ્ત વિષયોમાં કદાપિ હસ્તાક્ષેપ કરવાની નથી."

પરંતુ ઈડાનું એ શાંત સ્વરૂપ તે સ્વાભાવિક શાંત સ્વરૂપ નહોતું; કિન્તુ નીલ નદીના નિદાઘકાલિક શાંતસ્વરૂપ સમાન જ હતું. જેવી રીતે નીલ નદીનું જળ ઉષ્ણ કાળમાં અગ્નિને વર્ષાવતા પ્રચંડ સૂર્ય સમક્ષ તથા મિશ્ર દેશના સ્વચ્છ અને નિર્મળ આકાશની નીચે શાંતરૂપથી તરંગાયિત રહ્યા કરે છે અને તે જલના તલપ્રદેશમાં જ્યાં મચ્છ આદિ ભયંકર જલજંતુઓનો નિવાસ હોય છે ત્યાં સુધી તેના વાલુકામય તીરપ્રાંતમાં ઊભેલા પ્રવાસીની દૃષ્ટિ પહોંચી ન શકવાથી જ્યારે તે દીન યાત્રાળુ જલની બાહ્ય સ્વચ્છતા તથા શીતલતાથી મુગ્ધ થઇને જળપાનમાટે પોતાના હસ્તને જલપ્રતિ લંબાવે છે, એટલે તે ભયાનક જંતુઓ અચાનક તે પ્રવાસીને જળના તલપ્રદેશમાં ખેંચી જાય છે અને પોતાનો ભક્ષ બનાવી દે છે; એટલે કે, એકવાર તે જંતુઓના મુખમાં સપડાયા પછી તે પ્રવાસીનો કોઇ પણ ઉપાયે છૂટકો થતો જ નથી; તેવી રીતે જે વેળાયે ઈડા પોતાના પતિ સાથે ઉપર્યુક્ત સંભાષણ કરી રહી હતી, તે વેળાની તેની શાંત મૂર્તિ તે નીલનદીની ગ્રીષ્મકાલિક શાંત મૂર્તિ સમાન જ હતી. પરંતુ પતિની બાધા ઉપરાંત એક અન્ય વિચાર પણ તેના હૃદયને દુ:ખિત કર્યા કરતો હતો. તેના અંતઃકરણમાં એ પ્રમાણેનો જે અન્ય વિચાર હતો તે એ કે: "થેરેસાને પેલું વિષ આપ્યાને આજે લગભગ છ માસનો અવધિ થવા આવ્યો છે, છતાં અત્યારસુધી કેમ તેનું કાંઈ પણ પરિણામ થયેલું જોવામાં નથી આવતું? થેરેસાના મુખમંડળમાં તેના કોઇ આંતરિક દુઃખને દર્શાવનાર મંદ હાસ્ય દૃષ્ટિગોચર થયા કરે છે ખરૂં; પરંતુ તે કોઇ પણ શારીરિક કષ્ટથી પીડાતી હોય, એમ તો નથી જ દેખાતું." આ વિચાર તેના હૃદયમાં સતત વ્યથા ઉપજાવ્યા કરતો હતો. ઇડા કેવળ ફૅારસ્ટ્ના ભેદને ગુપ્ત રાખવાના વિચાર કિંવા ધ્યાનમાં જ નિમગ્ન રહ્યા કરતી હતી, એમ નહોતું; કિન્તુ એક બીજો વિચાર પણ બહુધા તેના આત્માને સંતપ્ત કર્યા કરતો હતો અને તે ચિન્તાને ટાળવાના ઉદ્દેશથી જ થેરેસાને તેણે વિષ આપ્યું હતું. તેણે પ્રથમ તો પોતાના મનમાં એવી જ અભિલાષા રાખી હતી કે: "આ કાર્યમાં વિજયિની થવાથી મને સુખ, સંપત્તિ તથા ઐશ્વર્ય આદિ સર્વ વસ્તુઓની પ્રાપ્તિ થશે તેમ જ ફૅારસ્ટ્ની પ્રિયતમા પ્રાણેશ્વરી થઇને આનંદમાં હું મારા જીવનકાળને વીતાડીશ." પરંતુ આહ! તે એ જાણતી નહોતી કે તેની એ સર્વ આશાઓ વ્યર્થ હતી, આકાશકુસુમ

સમાન હતી. એ વાર્તા તેના ધ્યાનમાં આવી શકી નહોતી કે, ' મારા મનમાં એક છે, ઈશ્વરને મન અન્ય ! ' એ છ માસના કાલાવધિમાં ઈડા વારંવાર પોતાના મનમાં એ પ્રશ્ન કર્યા કરતી હતી કે: " શું પેલી વિષવિધાયિકા વૃદ્ધા ફ્રાન્ટેનાએ મારી સાથે દગો કર્યો છે ! " અસ્તુ: આ સર્વ ઘટનાઓના વિચારથી તેણે પોતાના મનમાં સિનોરા ફ્રાન્ટેનાને એક વાર મળવાનો અને તેના આપેલા હલાહલની નિષ્ફળતાનો વૃત્તાન્ત તેને સંભળાવવાનો નિશ્ચય કરી લીધો. ઈડા એક દૃઢહૃદયા અબળા હોવાથી સિનોરા ફ્રાન્ટેનાના ગૃહમાં થયેલી તેની જ્ઞાનશૂન્યતા તથા ત્યાં તેને થયેલાં ભયાનક મૂર્ત્તિઓનાં તથા આકૃતિઓનાં દર્શનના સ્મરણથી તેનું હૃદય જરા પણ ભયભીત થતું નહોતું. કોઈ કોઈ વાર તે ઘટનાનું સ્મરણ તેના ત્યાં જવાના વિચારને શિથિલ કરી નાખતું હતું, પરંતુ તેની દૃઢતા તે શિથિલતા કરતાં બળવતી હોવાથી અલ્પ કાળમાં જ પાછી તે પોતાના મૂળ વિચારપર આવી જતી હતી. કોઇ વાર તે એવી ધારણાથી તે વૃદ્ધા પાસે જવાનું માંડી વાળતી હતી કે: " એ વિષના પરિણામના અવધિને દર્શાવવામાં કદાચિત્ તે વૃદ્ધાનો પ્રમાદ થયો હશે અને તેથી વિષનું અત્યાર સુધી ન થયેલું પરિણામ કદાચિત્ હવે સત્વર જ થશે !" પરન્તુ અંતે તેની એ આશાનો પણ તેના હૃદયમાં જ ધ્વંસ થઇ ગયો અને તેથી બીજી વાર તેણે તે વિષવિધાયિકા વૃદ્ધા પાસે જવાનો નિશ્ચય કર્યો. અર્થાત્ જે વેળાયે બૅરન્ જેર્નિન્ પોતાના મિત્ર શર્મન્ સાથે મદિરાપાન આદિ કરવામાં નિમગ્ન હતો તે વેળાયે યોગ્ય પ્રસંગ ધારીને ઇડા પોતાના મહાલયમાંથી બહાર નીકળી અને તે અંધારી તથા સાંકડી શેરીઓને ઓળંગતી તે દયાહીના તથા ભાગ્યહીના વૃદ્ધા ફ્રાન્ટેનાના નિવાસસ્થાનના નિકટમાં આવીને ઊભી રહી. તે વૃદ્ધાના ગૃહનાં બારી તથા બારણાં નિત્યની રીતિ પ્રમાણે બંધ જ હતાં અને ઉપરની બારીમાંથી પૂર્વ પ્રમાણે જ પ્રકાશ નીકળીને તેની સામેના ગૃહના દ્વારપર પડી રહ્યો હતો.

ઈડાએ ત્યાં આવીને ધીમેથી બારણાં ખટખટાવ્યાં, પરંતુ તેનું પરિણામ કાંઇ પણ ન થયું. લગભગ દશ મિનિટ પર્યન્ત ઈડા તે ગૃહના દ્વાર પાસે ઉભી રહી, પરંતુ ગૃહના અંતર્ભાગમાં કોઇનો શબ્દ ન સંભળાયો તેમ જ દ્વાર ઉઘાડવાને કોઈ આવતું પણ ન જણાયું. ઈડા કંટાળીને પોતાના મનમાં જ કહેવા લાગી કે: " વૃદ્ધા શું તેના કાર્યમાં એટલી બધી તલ્લીન થઈ ગઇ છે કે જેથી બારણાંનો ખખડાટ પણ તેનાથી સાંભળી નથી શકાતો ? " અંતે ઇડાએ બહુ જ

મળથી બારણુંને હચમચાવ્યાં અને તેનું પરિણામ એ થયું કે અંદરનો સાંકળ નીકળી જતાં બારણાં એકદમ ઉઘડી ગયાં. બારણાં ઉઘડતાં જ ઈડાએ ત્વરાથી ગૃહના અંતર્ભાગમાં પ્રવેશ કર્યો અને સાવધતાથી બારણાંને પાછાં અંદરથી વાસી દીધાં. હવે તે એક એવા સંકુચિત માર્ગમાં થઇને ઉપર ચઢવા લાગી કે જે માર્ગમાં અતિશય દુર્ગન્ધનો વિસ્તાર થયેલો હતો. ઉપરના તે ઓરડાની અત્યારે પણ તેની તેજ અવસ્થા હતી કે જે અવસ્થાથી અત્યાર પૂર્વે જ અમો વાંચકોને પરિચિત કરી ચૂક્યા છીએ.

દીવાલમાં લગાવેલી અભરાઈઓપર કાચની સુરાહીઓ પ્રથમ પ્રમાણે જ પડેલી હતી; જે કબાટમાં ભિન્નભિન્ન પ્રકારના અનેકવિધ રંગોની બાટલીઓ ભરીને રાખવામાં હતી તે કબાટનાં બારણાં ખુલ્લાં પડયાં હતાં; કાંટા, જોખ અને ઔષધિઓને માપવાનાં, મેળવવાનાં તથા ભિન્ન કરવાનાં સાધનો ટેબલપર આમ તેમ વિખરેલાં પડેલાં હતાં; સસલાનું પાંજરૂ પણ તેના સ્થાનમાં જ પડયું હતું, પરંતુ અત્યારે તેમાં સસલાનો સર્વથા અભાવ હતો; છિદ્રોવાળી પેટી, કે જેમાં સર્પોને રાખવામાં આવ્યા હતા તે પણ ત્યાં જ પડી હતી અને જેમાં મનુષ્યોનાં અસ્થિપિંજર હતાં તે કબાટ પણ ત્યાંનું ત્યાં જ પડેલું જોવામાં આવતું હતું. ટેબલપર એક દીપક બળતો હતો અને તેનો પ્રકાશ ઓરડામાં વિસ્તરેલો હતો. પેલી સાડાત્રણ ફીટની ઉંચાઇની સ્ફટિક પાષાણની ખરલ અંગીઠીની પાસે પડેલી હતી અને તેમાં કોઇ એક વસ્તુ અગ્નિ સમાન ચમકતી દેખાતી હતી. પરંતુ શું તે વિષવિક્રાયિકા વૃદ્ધા સિનોરા ફ્રૅન્ટેના પણ અત્યારે તે ગૃહમાં હતી? હા, એક ખુરસીપર, અંગીઠીની પાસે જ તે બેઠી હતી અને પોતાના હાથને ખરલના કાંઠાપર મૂકીને ખરલમાં પડેલી પીવાની ઔષધિને વાંકી વાળીને જોયા કરતી હતી. ઈડા જરા આગળ વધી અને જ્યારે તે ખરલની પાસે આવી તે વેળાયે તેની નાસિકાને એવા તો તીવ્ર દુર્ગન્ધનો પરિચય થવા માંડયો કે તેના પરિણામે તેનું મસ્તિષ્ક પણ ભ્રમવા લાગ્યું અને તેના ઉદરમાં પણ શૂળની બાધા જણાવા લાગી. આવા પ્રકારનો અનુભવ થવાથી તે બારી તરફ દોડી અને તત્કાળ બારીનાં બારણાંને તેણે ઉઘાડી નાખ્યાં. બારી ઉઘડતાં જ સ્વચ્છ વાયુની લહરી ઓરડામાં આવવા માંડી અને તેથી તેના મસ્તિષ્કભ્રમણનો અંત આવી ગયો, તેના ઉદરશૂળમાં પણ ન્યૂનતા થઇ ગઇ અને ઓરડામાંનો દુર્ગન્ધ પણ તે બારીવાટે બહાર નીકળી ગયો. પરંતુ એથી પણ સિનોરા ફ્રૅન્ટેના પોતાના સ્થાનપરથી ચસકી નહિ તેમ જ તેણે મસ્તક પણ ઉઠાવ્યું નહિ.

હવે ઈડાના ચિત્તમાં એક ભયાનક ચિન્તાનો અવિર્ભાવ થયો અને તેથી તે ઓરડામાંથી સત્વર બહાર નીકળી જવાની તેની ઇચ્છા થઈ; પરંતુ એક ક્ષણ પછી પાછો તેણે પોતાની લોપાયલી હકતાપર અધિકાર મેળવી લીધો અને પાછી તે સંજ્ઞાશૂન્ય વૃદ્ધા ફ્રૅન્ટૅના તરફ આગળ વધી કે જેનું મસ્તક લટકીને ખરલના કાંઠાપર આવી પડ્યું હતું. જ્યારે ઈડા તે વૃદ્ધાના નિકટમાં પહોંચી, તે વેળાયે તેના પગ તળે આવીને કોઈ ચીજ ટૂટતી હોય એવો તેને ભાસ થયો અને તેણે તપાસ કરી તો કાચની જે વર્ણિકાને તે વૃદ્ધા પોતાના મુખપર ચઢાવીને વિષ તૈયાર કરતી હતી તે કાચવર્ણિકા જ તેની મોજડી તળે આવીને ચૂરેચૂરા થઈ ગઈ હતી. ઈડાના મનમાં જે સંશય હતો તે દૃઢ થયો અને તેથી તે વૃદ્ધાના મુખનું તે એકાગ્ર દૃષ્ટિથી અવલોકન કરવા લાગી. તેણે ત્યાંની પરિસ્થિતિને જોઈને જે તાત્પર્ય ખેંચી કાઢ્યું તે એ હતું કે, તે વૃદ્ધા પોતાની કાચવર્ણિકાને મુખપર ચઢાવીને કોઈ મહાભયંકર વિષને તૈયાર કરવાના કાર્યમાં નિમગ્ન થયેલી હોવી જોઈએ અને ત્યારપછી વિષમાંથી નીકળતા બાષ્પથી કે પછી વૃદ્ધાની અસાવધતાથી તે કાચવર્ણિકા ફૂટી જતાં વિષના સમસ્ત બાષ્પનો ફ્રૅન્ટૅનાની નાસિકામાં સંચાર થયેલો હોવો જોઈએ; અને તેથી તેના પ્રાણનો અંત આવી ગયેલો હોવો જોઈએ. ત્યારે હવે વિચાર એ વિષયનો જ કરવાનો છે કે જીવનાવસ્થામાં પણ જ્યારે તે ઈટાલિયન્ વિષવિધાયિકા વૃદ્ધાની મુખમુદ્રા બહુજ ભયાનક હતી, તો અસહ્ય કષ્ટ સહીને મરી ગયા પછી તેની મુખમુદ્રામાં કેવી અને કેટલી ભયંકરતાનો આવિર્ભાવ થયો હશે! ઈડા તેના મૃત્યુથી ઘૃણાવશ થઈને પાછી હઠી આવી; કારણ કે, એ વેળાયે તે વૃદ્ધાના આવા પ્રકારના મરણથી તેના પાપમય આત્માને એક પ્રકારના વિલક્ષણ ભયનો સાક્ષાત્કાર થવા લાગ્યો હતો.

તે વૃદ્ધા બીજાને મારી નાખવામાટે, બીજાનું અકાળ મરણ નિપજાવવામાટે જે વિષ તૈયાર કરતી હતી તેજ વિષથી તેનું પોતાનું મરણ થયેલું હોવાથી તેના મરણનો ઈડાના મનમાં લેશ માત્ર પણ ખેદ કિંવા વિષાદ નહોતો; કારણ કે, ઈડા આવા પ્રકારના ખેદોથી પોતાના આત્માને દુઃખિત કરવા ઇચ્છતી ન હોતી; કિંબહુના તેનો એ સ્વભાવજ નહોતો. અર્થાત્ તેના મનમાં જે ખેદ હતો તે માત્ર એનો જ હતો કે: " જે ઔષધોથી મારા હેતુની સિદ્ધિ થતી હતી તે ઔષધોને હું હવે કોની પાસેથી મેળવીશ અને તેમના વિશે કોને પૂછીશ? તેમજ થેરેસાને આપેલા પ્રથમ ડિબામાટે પણ મારે કોને પૂછવું કે તે

વિષનું શા કારણથી થેરેસાના શરીરમાં કાંઇ પણ પરિણામ અદ્યાપિ ન થયું ?" બસ, જો તે અત્યાચારિણી તથા દુષ્ટા વિષવિધાયિકા ફ્રાન્ટેનાના મરણથી પાપિષ્ઠ ઈડાના હૃદયમાં જો ખેદ કિંવા શોક થતો હતો, તે કેવળ આ વિષયોનો જ હતો.

## પ્રકરણ ૯ મું

### જુલિયન્ આલ્ડ્સ્

હાય ! જે અનેકાનેક પાપાત્માઓ નિત્ય પાપની કમાણી જ કર્યા કરે છે, જેમનાં કુકર્મોની કથાના શ્રવણથી શરીરમાં રોમાંચ ખડાં થઈ જાય છે અને જેઓ મહાભયાનકથી પણ ભયાનક પાપકર્મોને પોતાના વામહસ્તના ખેલ સમાન માને છે; તે પાપપરાયણ જીવોનું જો આ સંસારમાં અસ્તિત્વ ન હોત, તો અત્યારે આપણા જે સંસારને નરકના નામથી ઓળખવામાં આવે છે, તે જ આપણો સંસાર સર્વસુખશાંતિમય સ્વર્ગના નામથી જ ઓળખાતો હોત !

જ્યારે આપણી આ વસુંધરા પૃથ્વી ચમકતા સુવર્ણ સમાન પરિપક્વ પાકથી ભરેલી છે અને જે વેળાયે કૃષિકાર અથવા તે ભૂમિનો સ્વામી પોતાના પરિશ્રમના ફળનું પ્રસન્નતા તથા આનંદથી અવલોકન કરી રહ્યો છે તેમ જ તે પાકને વાઢવાની તૈયારીનો વિચાર કરે છે; તે જ સમયમાં દેશમાં સર્વત્ર યુદ્ધની ધમાલ દષ્ટિગોચર થાય છે અને લશ્કરી ગાડીઓ ક્ષેત્રોમાંના પાકેલા તે અન્નને ખૂંદતી અને બિચારા કૃષિકારોની શતાવધિ આશાઓનો નિર્દયતાથી વધ કરતી આગળ વધી જાય છે ! જે વેળાયે એક વિદેશપ્રવાસી વ્યાપારી પ્રવાસના પરિશ્રમથી કલાન્ત થઇને પોતાનાં પુત્રકલત્ર આદિને મળવાની આતુરતાથી પોતાના ગૃહપ્રતિ ચાલ્યો જાય છે; જે પત્ની તથા બાળકોથી તે વર્ષોથી વિયુક્ત થયેલો છે તથા જેમના લાભમાટે વિદેશમાં તેણે અતુલ સંપત્તિનું ઉપાર્જન કરેલું છે અને તેથી જેના મનમાં એવી આશાનો ઉદય થયેલો છે કે, 'ઘેર જઇ આ સંપત્તિ સ્ત્રી તથા બાળકોને આપીને તેમને હું પ્રસન્ન કરીશ તથા કુટુંબસુખનો ઉપભોગ કરીશ !, પરંતુ પોતાની એ આશાને પૂર્ણ કરવામાટે તે પોતાના ગૃહનાં દર્શન કરે, તે પૂર્વે તો માર્ગમાં જ મધ્યનિશાના સમયમાં કોઇ દસ્યુ અથવા લુટારાનો કૃપાણ તેની છાતીમાં પ્રવેશ કરીને તેના વધ સાથે તેની સર્વ આશાઓનો પણ સદાને-

માટે અંત લાવી નાખે છે; માત્ર એટલું જ નહિ, પણ તે દીન પ્રવાસી કિંવા વ્યાપારીના ગૃહમાં તેના આગમનની આતુરતાથી પ્રતીક્ષા કરનારાં તેનાં પુત્રકલત્ર આદિનાં મસ્તકપર પણ વજ્રપાત કરી દે છે ! જે સમયમાં કોઈ એક ન્યાયપ્રિય અને ન્યાયપરાયણ રાજા પોતાની પ્રજાને અનેકાનેક પ્રકારનાં સુખ આપવામાં તત્પર હોય છે, પોતાના જીવનને પ્રજાના કલ્યાણના કાર્યમાં જ વીતાડે છે અને તેની કાર્યદક્ષતા તથા તેના ન્યાયના યોગે પ્રજાને અગાધ આનન્દ મળ્યા કરે છે; તેજ સમયમાં, હાય ! તે જ સમયમાં વિશ્વાન્તક મૃત્યુનો ભયાનક હસ્ત તે ન્યાયપ્રતિમ રાજાને સિંહાસનપરથી સદાને માટે ખેંચી લે છે અને ત્યારપછી તે રાજાનું રાજ્ય એક એવા ઉત્તરાધિકારીના અધિકારમાં જાય છે, કે જેના હસ્તે પ્રજાપર પશુ સમાન અત્યાચારો થવાથી તે એક સમયની ન્યાયપાલિતા પ્રજા મહાદુઃખમાં પડીને નષ્ટ ભ્રષ્ટ થવા માંડે છે.

મનુષ્યજાતિનાં સુખ તથા દુઃખનાં ગહન મૂળતત્ત્વો એટલાં બધાં વિશાળ અને અગમ્ય છે કે, તેમની કોઈ પણ પ્રકારની યથાર્થ કલ્પના કોઇથી પણ કરી શકાતી નથી.

સુવર્ણસંપાદનમાટેનો સતત વિગ્રહ—દિવસનાં યુદ્ધો તથા નિશાકાલિક મહાભારત સભાઓ—કેવળ એટલા ઉદ્દેશથી જ થાય છે કે, જેના યોગે લોકો તેમને ઉચ્ચશ્રેણીપર આરૂઢ થયેલા પુરુષ તરીકે ઓળખવા લાગે એવા મોહનીમંત્રની સિદ્ધિ તેમને પ્રાપ્ત થઇ જાય! પરંતુ હાય, તેઓ એ નથી જાણતા કે, તે સ્થાન કેવું તથા કેટલું પાપમય છે અને તે સ્થાનમાં પહોંચતાં તેમ જ તે મોહનીમંત્રની સિદ્ધિને પ્રાપ્ત કરતાં કેવી અને કેટલી ભયંકર યંત્રણાઓ મનુષ્યને ભોગવવી પડે છે ! દોડવામાં પોતાની ગણના પ્રથમ પંક્તિમાં થાય એમાટેની અંધતામયી તીક્ષ્ણ ઉત્સુકતા અને કોઇ પણ પ્રકારે પોતાના સાથીઓ પાસેથી બાજી જીતી જવામાટેની તીવ્ર ઇચ્છા એટલી બધી આગળ વધી જાય છે કે, સંસારક્ષેત્રમાંના એ ધાવનમાં અન્ય કોઇ ચગદાઇને મરી જાય અથવા તો તેથી પણ કોઇ મહાભયાનક પાપના ભાગી થવું પડે, તો તેની મનુષ્યને લેશ માત્ર પણ પરવા હોતી નથી ! તીવ્ર તૃષા પછી જ્યારે કંઠ શુષ્ક થવા માંડે છે અને બહુ સમયથી મનુષ્ય તૃષાતુર થયેલા હોય છે, તે વેળાયે નદીમાંના જે જળને પરમાત્માએ સમસ્ત સૃષ્ટિના લાભમાટે નિર્માણ કરેલું છે, તે નદીમાંના નીરને સર્વથી અધિક પ્રમાણમાં પી જવામાટે સંસારમાં જે આટલી બધી ધક્કંધક્કા, ઠેલાઠેલ, ઉતાવળ, ભીડભાડ, પડવું

આખડવું, લડાઈ, મારફાડ, ફરેબ ચાલાકી, હુલ્લડ, કોલાહલ અને ગાળગળોચ આદિ ચાલ્યા કરે છે, તેમાં જ પ્રત્યેક વ્યક્તિ નિરંતર પરમ પ્રેમથી નિમગ્ન રહ્યા કરે છે અને એને તેઓ પોતાના નિત્યના કાર્યક્રમ તરીકે જ સ્વીકારી બેઠેલા હોય છે. મનુષ્યની આ પ્રવૃત્તિ જ મનુષ્યજાતિમાંના પરસ્પર સાહાય્ય, ઐકય તથા પ્રેમ આદિની પરમ-વૈરિણી છે; પરંતુ સ્વાર્થપરાયણતાના યોગે અંધ થયેલા લોકો એ રહસ્યને જાણી શકતા નથી.

અત્યારસુધીમાં સહસ્રાવધિ બુદ્ધિમાન્ તથા પરોપકારી પુરુષોના મનમાં સંસારની આવી અવસ્થાને જોઇને ખેદ થયો છે, એ દોષને આ સંસારમાંથી કાઢી નાખવામાટે તેઓ કટિબદ્ધ થયા છે અને તેમણે ભિન્નભિન્ન સ્થાનોમાં ઉભા રહી પોતાના કંઠનો શોષ કરીને લોકોને એ વિશેનો ઉપદેશ પણ આપેલો છે. આવા ઉપદેશનાં કાર્યોમાં અત્યાચારસુધીમાં કોટયવધિ રૂપિયાનો વ્યય થઈ ગયો છે અને ઉપદેષ્ટાઓના કંઠ એમ બોલતાં બોલતાં ફાટી ગયા છે કેઃ “ભિન્નતાને ત્યાગીને એકતાને ધારણ કરો અને એકતાના આનંદને લૂટતા રહો!” પરંતુ એમ છતાં પણ મનુષ્યો એ પ્રેમ તથા એકતાથી બંધાયલા સુખમય જીવનના અનુભવથી વંચિતજ રહ્યા છે અને સદાને માટે રહેવાના; તેઓ જેવા પૂર્વે હતા તેવા જ અત્યારે છે અને અત્યારે છે તેવા ભવિષ્યમાં પણ રહેવાના છે, એ નિર્વિવાદ વાર્ત્તા છે.

ઑટો પિયાનલ્લા જે વેળાયે કાર્નિલા દેશના એક અરણ્યના મધ્યમાંના એક સંકુચિત માર્ગમાં ચાલ્યો જતો હતો, તે વેળાયે તેના અંઃકરણમાં ઉપર્યુક્ત સર્વ વિચારોનો અનુક્રમે આવિર્ભાવ થતો જતો હતો. તેણે વાયના નગરમાં એટલાંબધાં પાપો તથા એટલા-બધા અત્યાચારોનો સાક્ષાત્કાર કર્યો હતો કે તેના યોગે વાયના પ્રતિ તેના મનમાં એક પ્રકારનો તિરસ્કાર થઇ ગયો હતો અને તેણે, જે પર્વતોને પ્રકૃતિદેવીએ સાક્ષાત્ સ્વર્ગતુલ્ય બનાવ્યા છે અને જે પર્વતો-માંના સાધુ તથા દેવતાતુલ્ય સરળ જીવનને વીતાડનારા લોકોને અ-દ્યાપિ મોટાં મોટાં નગરોની નીચતા, પાપિષ્ટતા તથા કુકર્મશીલતા ઈત્યાદિના વાયુ માત્રનો પણ સંપર્ક નથી થયો, તેવા પર્વત પ્રદેશમાં ભ્રમણ કરવાનો પોતાના મનમાં નિશ્ચય કરી લીધો હતો અને પોતાના તે નિશ્ચય અનુસાર અત્યારે તે ભ્રમણ કરવાને બહાર નીકળી પડયો હતો.

ઑટો અત્યારે એક હૃષ્ટપુષ્ટ તથા શીઘ્રગામી અશ્વના પૃષ્ઠ-

ભાગપર આરૂઢ થયેલો હતો અને શસ્ત્ર આદિથી પણ સજ્જિત હતો. તેને આગળ જણાવ્યા પ્રમાણે એક દયાળુ તથા અજ્ઞાત પુરુષે જે નાણુંની રકમ આપી હતી તે રકમ પણ અત્યારે તેની પાસે જ હતી. તે પ્રકૃતિદેવીની ઈશ્વરકૃત અનુપમ શોભાનું નિરીક્ષણ કરતો મંદગતિથી પોતાના માર્ગમાં ચાલ્યો જતો હતો.

જેનાં શિખરો નિત્ય હિમથી આચ્છાદિત રહ્યાં કરે છે તે લોમ્બેલ નામક પર્વતમાળાને ઉલ્લંઘીને તે યુવક ચિત્રકાર માર્ગમાં વચ્ચે વિશ્રાંતિમાટે રોકાતો અંતે પ્રભાતમાં કાર્નિલામાં આવી પહોંચ્યો અને ત્યાંથી તે જુલિયન્ આલ્પ્સ નામક પર્વતપ્રતિ જવાને આગળ વધ્યો. અત્યારે તે એક સઘન તથા નિબિડ અરણ્યમાં થઇને ચાલ્યો જતો હતો અને સૂર્યાસ્તથી પૂર્વે તે અરણ્યની ઉત્તરીય સીમાપર પહોંચી જવાની આશા રાખતો હતો. અરણ્યના મધ્યભાગમાંથી અરણ્યની ઉત્તરીય સીમાપર્યન્ત પહોંચવામાં તેને કેવળ એક પ્રહરનોજ અવકાશ હતો અને તેથી હવે તેણે પોતાના અશ્વને અધિક ચપળતાથી તથા શીઘ્રગતિથી ચલાવવા માંડ્યો. જેના કુટીરમાં તેણે ગતરાત્રિયે નિવાસ કર્યો હતો તે કૃષિકારે તેને સરળ માર્ગપર ચઢાવી દીધો હતો અને તે માર્ગમાં જ પ્રભાતથી અત્યારસુધી તે ચાલ્યો આવ્યો હતો. હજી તો તે અરણ્યની સીમામાંથી બહાર નીકળતો હતો એટલામાં એપ્રિલ માસના સૂર્યનાં અંતિમ કિરણો જુલિયન્ આલ્પ્સ પર્વતનાં સુંદર તથા મનોહર શિખરોપર પડતાં તેના જોવામાં આવ્યાં અને એ વેળાયે આકાશમંડળ પણ ખંડખંડ મેઘોવડે આચ્છાદિત થયેલું દેખાતું હતું. તે અરણ્યની સીમાથી અલ્પ અંતરપર એક પર્ણકુટી હતી અને તે પર્ણકુટીના સ્વામીએ આનંદથી પોતાની પર્ણકુટીમાં એક રાત વીતાડવામાટેની ઍારોને અનુમતિ આપવાથી ઍારોએ આજે ત્યાં જ પોતાની છાવણી નાખી દીધી.

ઍારો પ્રભાતમાં બહુ વ્હેલો, સૂર્યના ઉદયથી પૂર્વે જ, શય્યામાંથી ઉઠ્યો. તે વેળાયે સૂર્યનાં કિરણોનો ધીમે ધીમે મેઘો સાથે સંયોગ થતો હતો તેમ જ તે કિરણો હિમાચ્છાદિત પર્વતશિખરોપર પડીને તેમને સર્વથા રજતશિખર બનાવી દેતાં હતાં. આવશ્યક શારીરિક ક્રિયાથી મુક્ત થઇને તેણે તે પર્ણકુટીના સ્વામીની અનુમતિથી પોતાના અશ્વને ત્યાં જ રહેવા દીધો અને પગે ચાલીને જ પર્વતોપર ભ્રમણ કરવામાટે તે પર્ણકુટીમાંથી બહાર નીકળી પડ્યો.

લગભગ અર્ધ પ્રહરપછી તે એક એવા સ્થાનમાં આવી પહોંચ્યો કે જ્યાંથી એક ઉચ્ચ માર્ગ ઉપરના ભાગમાં જતો હતો. ઍારો તે

ચઢાણુપર ચઢવા લાગ્યો અને તેના શિખરપર પહોંચતાં તેનો અર્ધ-પ્રહર કરતાં વિશેષ સમય ચાલ્યો ગયો. અંતે તે પર્વતના તે ચઢાણુપર આવ્યો કે જ્યાં દૂર દૂર પર્યન્ત લીલા ઘાસનો મખમલી ગાલીચો પ્રકૃતિદેવીએ બિછાવી રાખ્યો હતો અને જ્યાં સર્વ સ્થાનોમાં બકરા તથા બકરીનાં ટોળાં ને ટોળાં ઘાસ ચરવાના કાર્યમાં નિમગ્ન થયેલાં હતાં. એ સ્થાનમાંથી એક મહામનોહર દૃશ્ય તેને દૃષ્ટિગોચર થવા લાગ્યું. ચારેતરફ હિમથી આચ્છાદિત તથા સૂર્યનાં કિરણોથી ચમકતાં જુલિયન્ આલ્પ્સ્ નામક પર્વતનાં શિખરો આકાશ નામક નીલવર્ણ તથા વિશાળ શામિયાના પર્યન્ત પોતાના શિરને પહોંચાડીને જાણે આકાશસાથે પ્રતિસ્પર્ધા કરતાં હોયની! એવોજ ભાસ થતો હતો અને વચ્ચોવચ્ચ તે ગોલાકાર ક્ષેત્રનો વિસ્તાર થયેલો હતો. હિમરાશિપર સૂર્યનાં તીક્ષ્ણ કિરણોના પાતથી તથા તેની છાયા ક્ષેત્રમાં પડવાથી તે સ્થાન એટલું બધું ઉજ્જ્વલ થઇ ગયું હતું કે તેનાપર કોઈ પણ પ્રકારે દૃષ્ટિ સ્થિર થઇ શકતી નહોતી. પરંતુ જેમ જેમ તે આગળ વધવા લાગ્યો, તેમ તેમ અનેક ઉજ્જડ ક્ષેત્રો તથા ગૃહો તેના જોવામાં આવતાં ગયાં કે જે ગૃહો હિમના રાશિપાતથી ભાંગીને ભૂક્કાં થઇ ગયાં હતાં. પરંતુ તે જનશૂન્ય તથા સુવિશાલ દૃશ્ય અતિશય મનોહારક જણાતું હતું. ત્યાંની શાંતિનો કોઇ પણ મનુષ્યના કંઠસ્વરદ્વારા કદાપિ ભંગ થતો ન હોતો.

આ સર્વ દૃશ્યોના વિચારરૂપ સાગરમાં નિમજ્જિત ઑટો આગળ અને આગળ જ વધતો ગયો અને કેટલાક સમય પછી તે એક એવા સ્થળમાં જઇ પહોંચ્યો કે જ્યાંથી એક ઉંચોનીચો માર્ગ પર્વતોના મધ્યમાંથી ઉપરના ભાગમાં જતો હતો. હવે એ સ્થાનમાંથી તેને પ્રકૃતિની અદ્‌ભુત તથા મહાવિચિત્ર લીલાઓ સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગી. નવાં નવાં ચઢાણુ તથા ઉંચાં ઉંચાં શિખરો તેનાં નેત્રો સમક્ષ ઊભેલાં તેના જોવામાં આવ્યાં. તેનાં ચરણોની નીચે એવી ભયાનક ગર્ત્તાઓ દૃષ્ટિગોચર થવા લાગી કે જેમનાં મુખો અજગરોનાં મુખો પ્રમાણે ફાટેલાં હતાં.

કલકલ નાદસહિત વહન કરતા જલસ્રોતો તેની દૃષ્ટિયે પડયા કે જે જલસ્રોતો પર્વતના ઉચ્ચ ભાગમાંથી વિસ્ખલિત સ્વરૂપમાં નીચે પડતા હતા તેમ જ વૃક્ષોથી મંડિત દૂરનાં પર્વતશિખરો એવાં દેખાતાં હતાં કે જાણે આકાશમાં કોઇએ ચિત્રો આલેખ્યાં હોયની! પરંતુ તે સર્વ પર્વતશિખરો હિમથી આચ્છાદિત થયેલાં હતાં. ઑટો ચાલતો ચાલતો એક એવા સ્થાનમાં જઇ પહોંચ્યો કે જ્યાંથી માર્ગ

એક ચઢાણપરથી જમણી બાજૂએ વળીને એક મોટી ગર્ત્તાના મુખ પર્યન્ત જઇને અટકી જતો હતો; પરંતુ જ્યારે ઑટોએ ત્યાં ઉભા રહીને તથા દૃષ્ટિને સ્થિર કરીને જોયું, એટલે તેના જાણવામાં આવ્યું કે, તે ગર્ત્તામાંની બહાર નીકળેલી શિલાઓને તોડીને તેમની નિઃસરણી બનાવવામાં આવી હતી અને તેથી જો ઇચ્છા હોય તો મનુષ્ય તેમાં તત્કાળ ઉતરી શકે તેમ હતું. આ રહસ્ય જાણવામાં આવતાંજ તેના મનમાં એવો વિચાર આવ્યો કેઃ "આ નિઃસરણી અવશ્ય કોઇ મનુષ્યની જ બનાવેલી હોવી જોઇએ !" અને એથી ઑટોએ તે ગર્ત્તામાં ઉતરવાનો તથા આગળ વધવાનો નિશ્ચય કર્યો. ઑટોએ તે ગર્ત્તામાં ઉતર્યા પૂર્વે પોતાની આસપાસ ચારે તરફ કોઇ અન્ય માર્ગને શોધવા-માટે દૃષ્ટિ દોડાવી, પરન્તુ તેને ચારેતરફની પહાડીઓ દીવાલ પ્રમાણે ઉભેલી દેખાઇ કે જેમનાપર માર્ગ હોવાની વાર્ત્તા તો દૂર રહી, પણ મનુષ્યથી ચઢી શકાય, એ કલ્પના પણ સર્વથા અશકય હતી. નિરુપાય થઇને ઑટો તે ગર્ત્તામાં ઉતરવા લાગ્યો. ઑટો તે ગર્ત્તામાંની આંતરિક અવસ્થાને જાણવામાટે અતિશય આતુર થઈ રહ્યો હતો અને પોતે એક વીરપુરુષ હતો એટલે સાહસને ધારણ કરીને એક બે ફીટની પહોળાઇના ઢળાણવાળા પાષાણના માર્ગમાં તે કોઈ પણ પ્રકારના સંકોચ વિના ચાલવા લાગ્યો. તે ગર્ત્તામાંનો એ માર્ગ સોમાં પિસ્તાળીસ ફીટ એવી રીતે ઢળાણવાળો જ હતો અને જો તેનાપરથી મનુષ્ય જરા પણ આડો અવળો નમી જાય, તો નીચેની ઉંડી ગર્ત્તામાં જઇ પડે અને તેની લાશ પણ ન મળી શકે, એવું જોખમ તે માર્ગમાં ચાલવામાં સમાયલું હતું. તેણે પોતાના પૃષ્ઠભાગને ગર્ત્તાની જમણી બાજૂની દીવાલસાથે લગાવી દીધો અને ત્યારપછી તે ભયાનક ઢળાણપરથી નીચે ઉતરવાના કાર્યનો આરંભ કરી દીધો. એવી રીતે લગભગ અડધા કલાક સુધી તે નીચે અને નીચે ઉતરતો ગયો અને ગર્ત્તાના ગર્ભમાં એટલા સમયમાં તેણે એક વાર પણ દૃષ્ટિપાત ન કર્યો; કારણકેઃ 'જો એ ગર્ત્તાની ગહનતાને જોઇને મારાં ચરણ ચળી જશે, તો હું આમાં પડી જઇશ અને અત્યારે જ મારાં સો વર્ષ પૂરાં થઇ જશે !' એવો તેના મનમાં પ્રતિપળ ભય રહ્યા કરતો હતો. અંતે તેણે તે ભયાનક માર્ગને સમાપ્ત કર્યો અને ત્યાં આગળ પોતાને પર્વતમાંથી નીકળેલા એક મોટા ખડકપર ઉભેલો જોયો. એ સ્થાનમાં માર્ગ કાંઇક પહોળો થતો ગયો હતો અને કેટલેક દૂર ચાલ્યા પછી એક એવો ખડક તેના જોવામાં આવ્યો કે જે ભૂકંપના કારણથી બે ભાગોમાં વિભક્ત થઇ ગયો હતો. અહીંથી માર્ગ ઉપર

ચઢતો દેખાયો અને ઍટો એ માર્ગમાં સો વાર જેટલો ઉપર ચઢ્યા પછી કાષ્ઠના એક એવા દ્વારપાસે આવીને ઉભો રહ્યો કે જે દ્વાર લોઢાનાં ચોગઠામાં બેસાડેલું હતું અને જેના સમસ્ત ભાગમાં થોડા થોડાં અંતરે લોઢાના અનેક ફૂલદાર કાંટા જડવામાં આવ્યા હતા.

માર્ગ સંકુચિત હોવાથી ઍટો નીચી દૃષ્ટિ કરીને ચાલ્યો જતો હતો; કારણકે. ઊંચાનીચા તથા તૂટ્યા ફૂટ્યા માર્ગનો તેના મનમાં બહુજ ભય રહ્યા કરતો હતો. હવે તેણે અચાનક પોતાની દૃષ્ટિને ઊંચી કરી તો એક ફાટેલા ખડકપર એક બહુ જ ઊંચી દીવાલ એક તરફથી બીજી તરફ ગયેલી તેના જોવામાં આવી અને તે દીવાલના મધ્યમાં ઉપર્યુક્ત દ્વાર પણ તેને દેખાયું.

તે દીવાલ એટલીબધી ઊંચી હતી કે તેના અન્તર્ભાગમાંની અવસ્થાને જાણવાનું કાર્ય બહુધા અશક્ય સમાન જ હતું. તો પણ તેની બાહ્ય સ્થિતિને જોતાં ઍટોનો એટલો નિશ્ચય તો અવશ્ય થયો કે: 'બહુધા આવા પાર્વતીય પ્રદેશોમાં જે કેટલાક દુર્ગો હોય છે તેવા કોઇ દુર્ગની તે બાહ્ય દીવાલ હતી. તે દુર્ગો પ્રકૃતિના કૌશલ્ય તથા મનુષ્યના ચાતુર્ય અને પરિશ્રમના યોગે એવા તો દૃઢ તથા અભેદ્ય થઇ જાય છે કે તેમને હસ્તગત કરવાના કાર્યમાં કેટલીકવાર મહાભારત સૈન્ય પણ અસમર્થ થઇ પડે છે.' ઍટો એક પ્રકારના વિચારમાં નિમગ્ન થઇને ઉભો હતો એટલામાં તે દૃઢ લોહમંડિત કાષ્ઠદ્વારમાંથી એક બારીના ઉઘડવાનો ધ્વનિ તેના કાનોમાં આવીને અથડાયો અને તે સાથે કોઇ અદૃષ્ટ મનુષ્યનો નીચે પ્રમાણેનો આર્ત્તનાદ પણ તેણે સાંભળ્યોઃ—

"તમો ભલે ગમે તે હો; પરન્તુ મારાપર દયા કરો; મને કોઇ પણ પ્રયત્ન કરીને બચાવો; મને આ મહાભયંકર અને નરકાલય સમાન કારાગૃહમાંથી મુક્ત કરો; કારણ કે, બહુ દીર્ઘ કાળથી આ કારાગૃહમાંનાં કષ્ટોને ભોગવીને હું કંટાળી ગયો છું અને મારૂં આ કારાગૃહમાંનું જીવન મને હવે અસહ્ય ભારરૂપ જ ભાસ્યા કરે છે!"

આ આર્ત્તનાદ સાંભળતાં જ ઍટોની દૃષ્ટિ તે દ્વારમાંની ઉઘડેલી બારી તરફ આકર્ષાઇ અને જ્યારે ઉપર્યુક્ત આર્ત્તનાદ કરનારના મુખમંડળપર તેની દૃષ્ટિ જઇ પડી, તે વેળાયે અચાનક ઍટોના મુખમાંથી એક આશ્ચર્યદર્શક દીર્ઘ ચીત્કાર નીકળી ગયો; કારણ કે, તે પોતે તે આર્ત્તનાદકારિણી વ્યક્તિના મુખમંડળથી સારી રીતે પરિચિત હતો.

પરંતુ તે મુખમંડળે પ્રકટ થઇને ઍટોને સંબોધીને જેવો ઉપર્યુક્ત અર્ત્તનાદ કર્યો કે તે જ વેળાયે તેના મુખમાંથી હજી તો અં-

તિમ શબ્દો પૂરા બહાર પણ નીકળ્યા નહોતા અને ઑટો તો હજી તેની સાથે કાંઇક સંભાષણ કરવાના વિચારમાં જ હતો એટલામાં તો તે મુખમંડળ ત્યાંથી અદૃશ્ય થઇ ગયું અને ત્યાર પછી તરત જ જાણે કોઈ એક અપરિચિત મનુષ્ય કોઇ અન્ય મનુષ્યને બહુ જ કઠોર સ્વરથી અપશબ્દો સંભળાવતો હોયની! એવો ધ્વનિ ઑટોના સાંભળવામાં આવ્યો અને તે સાથે જ તે બારી પ્રથમ પ્રમાણે બંધ થઇ ગઈ.

## પ્રકરણ ૧૦ મું
### રહસ્યમયી ઘટનામાલિકા

ઑટો દિઙ્મૂઢ થઇને મહદ્ આશ્ચર્યથી પોતાનાં નેત્રો સમક્ષ જે કાંઇ હતું તેને જોતો પાષાણપ્રતિમા સમાન સ્થિરતાથી ત્યાં જ ઉભો રહી ગયો. થોડીવાર પછી તે મનોગત કહેવા લાગ્યો કે: “એ મુખમંડળ—હા, એ તે જ મુખમંડળ હતું: પરંતુ હાય! એ મુખમંડળ દુ:ખની બાધાથી કેવું નિસ્તેજ તથા પાંડુવર્ણ થઇ ગયું છે! અરે હું જ્યારે વાયનામાંથી આ પ્રવાસમાટે બહાર નીકળ્યો, તે વેળાયે તો એ પુરુષ વાયનામાં જ હતો. આ જો કે સત્ય વાર્ત્તા છે: પરંતુ મેં મંજિલો બહુ જ નાની નાની કરેલી હોવાથી કદાચિત્ તેટલા અવસરમાં એ અહીં આવ્યો હોય અને કોઇ સંકટજાળમાં સપડાઈ ગયો હોય, તો તેમ બનવું કાંઇ અશક્ય તો નથી જ. પરંતુ નહિ; કારણ કે, મને સંબોધીને તો એણે એ શબ્દો ઉચ્ચાર્યા હતા કે; ‘મને આ મહાભયંકર અને નરકાલય સમાન કારાગૃહમાંથી મુક્ત કરો; કારણ કે, બહુ દીર્ઘ કાળથી આ કારાગૃહમાંનાં કષ્ટોને ભોગવીને હું કંટાળી ગયો છું અને મારૂં આ કારાગૃહમાંનું જીવન મને હવે અસહ્ય ભારરૂપ જ ભાસ્યા કરે છે!’ આતો એક મહદ્ આશ્ચર્યકારિણી ઘટના જ કહી શકાય. કદાચિત્ હું એમ પણ માની લઉં કે, જે દિવસે મેં વાયનામાંથી પ્રસ્થાન કર્યું હતું, તે જ દિવસે એ પણ વાયનામાંથી નીકળ્યો હશે અને બહુ જ ઉતાવળથી આ સ્થાનમાં આવી પહોંચ્યો હશે તેમ જ અહીં આવતાંની સાથે જ કારાગૃહવાસી થયો હશે, તોપણ તે કાલાવધિ પંદર અથવા વીસ દિવસ કરતાં વધારે દિવસનો તો નથી જ થતો! અને એ તો પોતાના કારાગૃહવાસનો અવધિ બહુ દીર્ઘ કાળનો બતાવે છે; તો એનું કારણ એ જ હોવું

જોઇએ કે, અચાનક આપત્તિના યોગે એના હૃદયમાં અસહ્ય આઘાત થવાથી એના મસ્તિષ્કમાં ઉન્માદની બાધા થઇ ગઈ હશે."

ઑટો અદ્યાપિ ભાગ્યે જ આવા પ્રકારના નિશ્ચયપર આવ્યો હતો, એટલામાં સામેનો દરવાજો લોઢાના નકૂચાપર ફરીને ઉઘડી ગયો અને તેમાંથી ૭ શસ્ત્રધારક મનુષ્યો નીકળીને ઑટો તરફ આગળ વધતા દેખાયા. તેમણે આવતાંની સાથે જ યુવક ચિત્રકારને પકડી લીધો, તેનાં નેત્રોપર પટ્ટી બાંધી દીધી અને ત્યારપછી તેને ઉપાડીને તેઓ પાછા તે દરવાજામાં થઇને દીવાલના અંતર્ગર્ભમાં ચાલ્યા ગયા.

કેટલાક સમયપર્યન્ત તો તેઓ એક સમતલ ભૂમિપર ચાલતા રહ્યા. તેમના જોડાના ધ્વનિ તથા તેના પ્રતિધ્વનિથી, તેઓ એક મહરાબદાર તથા પત્થરના પાકા બાંધેલા માર્ગપર ચાલ્યા જતા હતા, એ તત્કાળ ઑટોના જાણવામાં આવી ગયું. થોડીવારપછી તે શસ્ત્રધારી મનુષ્યો એક ગોળ નિઃસરણીપર ચઢવા લાગ્યા. તે નિઃસરણીનાં સોપાનોને કોણ જાણે શા કારણથી ઑટો ગણતો જતો હતો અને જ્યારે તેની સમાપ્તિ થઇ ત્યારે તેનાં સોપાનોની સંખ્યા સીતેરની હતી, એમ ઑટોના જાણવામાં આવ્યું. હવે તે મનુષ્યોએ ઑટોને પોતાના હાથમાંથી નીચે ઉતારી દીધો અને તેને ચાલવાની આજ્ઞા આપી દીધી. નિરુપાયવશતાથી ઑટોને ચાલવું જ પડયું. જ્યારે નિઃસરણીનો અંત આવી ગયો એટલે ઑટો તેના તે સાથીઓ સહિત ત્યાં જ થોભી ગયો. જો કે તેની આંખોપરની પટ્ટી તો હજી જેમની તેમ કાયમ જ હતી, તોપણ ઑટોએ અમુક ખખડાટના યોગે જાણી લીધું કે તે ૭ મનુષ્યોમાંનો એક મનુષ્ય દ્વારને ખોલવાનો યત્ન કરી રહ્યો હતો, પણ દ્વાર ઉઘડી શકતું નહોતું. અંતે હતાશ થઈને તે મનુષ્યે પોતાના સાથીઓને કહ્યું કે: "આપણે કેટલાંક ક્ષણો પર્યન્ત અહીં પ્રતીક્ષા કરતા ઉભા રહેવું પડશે."

ભાગ્યે જ તે મનુષ્યે એ વાક્યની સમાપ્તિ કરી હશે, એટલામાં તો પાસેના ઓરડામાંથી ઑર્ગન્ નામક વાદ્યનો સુસ્વર ધ્વનિ આવીને તેમનાં શ્રવણોમાં પ્રવેશ કરવા લાગ્યો. તેના મૃદુ તથા મનોરંજક સ્વરથી સમસ્ત આગાર ગુંજાયમાન થતો દેખાયો. એ પછી થોડી વારમાં જ તે વાદ્યના સ્વર સાથે પોતાના કંઠસ્વરનું સંમેલન કરીને કેટલાક મનુષ્યો ઇશ્વરપ્રાર્થનાનું ગીત ગાતા સંભળાયા. તેમણે જે રાગનો આલાપ આરંભ્યો હતો તે રાગ એવો તો મધુર હતો તેમ જ ગાયકોનો કંઠસ્વર પણ તે રાગને એટલો બધો અનુકૂળ હતો કે તેના

શ્રવણથી કેટલાક સમયને માટે તો ઑટો પોતાના શિરપર આવી પડેલી આપત્તિના અસ્તિત્વને સર્વથા ભૂલી જ ગયો ! તે પોતાનાં નેત્રોપર બંધાયલી પટ્ટીને પણ ભૂલી ગયો; પેલી બારીમાંથી નીકળેલા મુખમંડળને પણ ભૂલી ગયો કે જેને જોઇને એકવાર તે મહદ્ આશ્ચર્યમાં પડી ગયો હતો અને તે સાથે પોતાના અસ્તિત્વને પણ ક્ષણમાત્રનેમાટે ભૂલી ગયો. પરંતુ વાદ્ય સાથે ગવાતા ગીતના અંતિમ ચરણની સમાપ્તિ થઈ અને ગાયકોએ તે અંતિમ ચરણથી આગારને ગુંજાયમાન કરીને મૌનનું અવલંબન કર્યું; એટલે તત્કાળ ઑટોને પોતાની વિસ્મૃત અવસ્થાનું પુનઃ સ્મરણ થઇ આવ્યું અને એ વેળાયે જ કોઈ વ્યક્તિએ તેના સ્કંધપર હાથ રાખીને તેના કાનમાં કહ્યું કે: “હવે આપણે અહીંથી આગળ વધવું જોઇએ.”

આ વેળાયે જે દ્વારને ઉઘાડવાની અત્યારસુધીની ચેષ્ટાઓ વ્યર્થ થઈ હતી અને જે દ્વાર અંદરથી બંધ હતું, તે દ્વાર પણ ઉઘડી ગયું અને તે મનુષ્યોએ ઑટો પિયાનલ્લાને સાથે લઇને તે દ્વારમાં પ્રવેશ કર્યો. તેઓ આગળ ચાલ્યા અને જે ઓરડામાં તેઓ અત્યારે ચાલતા હતા તે ઓરડો લાંબો તથા પહોળો હોવો જોઇએ, એવું અનુમાન કરી શકાતું હતું. ચાલતા ચાલતા તેઓ એક એવા સ્થાનમાં થઇને ચાલ્યા કે જે સ્થાનમાં તે મનુષ્યોના મુખમાંથી બળાત્કારે પરમાત્માની પ્રશંસાના શબ્દો નીકળી પડયા અને તેથી ઑટો અનુમાન કરી શકયો કે, એ દેવમંદિર (ચર્ચ) જ હોવું જોઈએ. એ ચર્ચ હોય કે ન હોય, પણ એ ઓરડાનો પણ અંત આવી ગયો અને ત્યારપછી તેઓ એક ખુલ્લી જગ્યામાં આવી પહોંચ્યા. આ સ્થાનમાં જાણે પોતાના શરીરને વાયુની શીતલ લહરીઓ સ્પર્શ કરી રહી હોયની ! એવો ઑટોને ભાસ થયો અને ખરેખર હતું પણ તેમ જ; કારણ કે, હિમશીતલ વાયુની લહરીનો થોડી થોડીવારે તેના શરીરને સ્પર્શ થયા કરતો હતો.

તે મનુષ્યો ત્યારપછી તે ખુલ્લી જગ્યાને પણ સમાપ્ત કરીને ઑટોસહિત બીજા એક બંધ દરવાજા પાસે આવીને ઉભા રહી ગયા અને તેમનામાંનો એક મનુષ્ય પુનઃ તે દરવાજાને ઉઘાડવાનો ઉદ્યોગ કરવા લાગ્યો. પરંતુ તેના ઉદ્યોગથી જ્યારે દરવાજો ન ઉઘડયો એટલે તે કાંઇક ચીડાઈને બોલ્યો કે: “ભગવાન્ તેનું સત્યાનાશ કાઢે ! આ દરવાજાને પણ તેણે બંધ કરી દીધો છે !”

તેના આ ઉદ્ગારને સાંભળીને તેના સાથીઓમાંના બીજા એકે તેને ઉદ્દેશીને કહ્યું કે: “ત્યારે કાર્લ, તું ચાવી લાવવાને ચાલતો થા;

તારા આવતાં સુધી અમો અહીં તારી વાટ જોતા ઉભા રહીશું."

એ પછી તેમનામાંના તૃતીય મનુષ્યે કહ્યું કે: "કાર્લ્ તો જાણે ચાવી લેવાને જશે અને તેને પાછા આવતાં દશ મિનિટનો સમય અવશ્ય થશે; પણ એટલામાં હિમના વાયુની લહરીઓ આપણા પ્રાણ લઈ લેશે, તેનું કેમ ?"

એના ઉત્તરમાં ચતુર્થ મનુષ્યે જણાવ્યું કે: "તો ભાઈઓ, ત્યાં કેમ નથી ચાલતા વારૂ ? જો કે તે સ્થાન પણ શીતલ તો છે જ, તો પણ અહીં કરતાં ત્યાં કાંઇક ઉષ્ણતા હોવાથી આપણને વિશેષ આરામ મળવાનો સંભવ છે."

"વારૂ ત્યારે હું તમોને તે સ્થાનમાં જ આવીને મળીશ." એમ કહીને કાર્લ્ ચાવી લેવામાટે ત્યાંથી ચાલતો થઇ ગયો.

હવે ઑટોને લઇને બાકીના પાંચ મનુષ્યોનો સમુદાય જમણી બાજૂએ વળ્યો અને અલ્પ સમયમાં જ જેનાપર હિમનો જાડો થર જામી ગયો હતો એવી એક નિઃસરણીપર ચઢીને તે સમુદાય ત્યાં અટકી ગયો. ઑટોએ અનુમાનથી જાણી લીધું કે, અત્યારે તેઓ એક છાપરાની નીચે ઊભા હતા; કારણ કે, ઉપરથી થતા હિમના પાતનો ધ્વનિ છાપરાપરથી સંભળાતો હતો; પરંતુ હિમથી શીતલ થયેલો વાયુ એ સ્થાનમાં પણ આવીને પોતાના સ્પર્શથી તેમનાં શરીરોને થથરાવી દેતો હતો.

એ સ્થાનમાં ઊભા રહ્યા પછી તેમનામાંના એક મનુષ્યે કહ્યું કે: "કેમ ભાઈ, ત્યાં કેટલા છે ?"

"ઓગણચાળીસ;" તેના એક બીજા સાથીએ ઉત્તર આપ્યું: "ગઇ કાલે તૃતીય પ્રહરના સમયે તેમનામાં એક બીજો પણ આવી મળ્યો છે અને તેને કાર્લ્ તથા મેં જિ.ન્જિલન્ પાસેની જમીનમાંથી ખોદી કાઢયો હતો."

એ ઉત્તર મળતાં તે પ્રથમ મનુષ્યે જ પુનઃ બહુ ગંભીર તથા ધીર સ્વરથી કહ્યું કે: "પણ ભાઇઓ, તમારો એવો નિશ્ચય છે ખરો કે તેઓ બિચારા ભૂલ્યા ભટકયાઓને સહાયતા આપે છે અને પ્રવાસીઓને મળે છે ?"

એનું ઉત્તર આપતાં એક બીજા મનુષ્યે જણાવ્યું કે: "મિત્રો, એમાં તો કોઈ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ કે, તેઓ જનશૂન્ય સ્થાનોમાં વસે છે અને જ્યારે કોઇ અજ્ઞ પ્રવાસી કોઇ ગહન ગર્ત્તામાં પડી જવાની અણીપર આવેલો અથવા તો અન્ય કોઇ ભયાનક

સંકટમાં આવી પડેલો તેમના જોવામાં આવે છે, એટલે તેઓ તે ક્ષણે જ પ્રકટ થઇને તે પ્રવાસીને તે સંકટથી જાણીતો કરી દે છે. ”

“ પવિત્ર કુમારિકા આપણું રક્ષણ કરો ! ” પ્રથમ વક્તાએ ઉદ્ગાર કાઢ્યો: “ જો કોઈ દિવસ તે બિચારાના કોઇ એક આત્મા સાથે મારો સાક્ષાત્કાર થયો હોત, તો તેના ભયથી હું અચેતન થઈને પૃથ્વીપર પછડાઇ પડયો હોત, એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ. ”

એના ઉત્તરમાં, અત્યારસુધી જે મનુષ્ય એક વાર પણ બોલ્યો નહોતો અને જેના કંઠસ્વરને સાંભળવાનો ઑટોમાટે આ પ્રથમ અવસર હતો, તે મનુષ્ય કઠોર તથા ઉચ્ચ સ્વરથી બોલ્યો કે: “ તું એક મૂર્ખશિરોમણિ છે અને તમો પણ એનાથી ઓછા મૂર્ખ નથી કે જેના વિશે તમો કાંઇ પણ જાણતા નથી તે ભૂત તથા પિશાચોની વાર્તાથી વિના કારણ ભયભીત થાઓછો અને તેમાં વિશ્વાસ રાખો છો ! ”

તેના આ કથનને સાંભળીને તેના સાથીઓમાંના એકે કહ્યું કે: “ ક્રિટ્‌જનો તો આ વિશ્વની સર્વ ઘટનાઓમાં કેવળ અવિશ્વાસ અને અવિશ્વાસ જ રહ્યા કરે છે; આના જેવો નાસ્તિક અત્યાર સુધીમાં બીજો કોઇ પણ મારા જોવા કે સાંભળવામાં આવ્યો નથી. ”

એ આક્ષેપનું નિવારણ કરતો ક્રિટ્‌જ. કહેવા લાગ્યો કે: “ મારા મિત્રો, વસ્તુસ્થિતિ તમો કહો છો તેવા પ્રકારની નથી. આવી વ્યર્થ વાર્ત્તાઓમાં મારો લેશ માત્ર પણ વિશ્વાસ નથી અને તેનું કારણ એ છે કે આ પર્વતોમાં આજે પચાસ સાઠ વર્ષથી મારો નિવાસ છે: એક બાળકમાંથી યુવા પણ હું અહીં જ થયો હતો અને યુવામાંથી સાઠ વર્ષનો વૃદ્ધ પણ આ સ્થાનમાં જ થયો છું, અને તેથી આ પર્વતોમાંની કોઇ પણ ગર્ત્તા, કોઈ પણ ઝરણ, કોઈ પણ ગુહા અને કોઇ પણ ચઢાણ મારાથી અજ્ઞાત છે જ નહિ; સારાંશ કે, અહીંનાં સર્વ સ્થાનોથી હું સારી રીતે જાણીતો છું અને એવી એવી તો મેં શતાવધિ ઘટનાઓ અહીં જોયેલી છે કે જેમનો વૃત્તાન્ત અનેક વાર મેં તમોને કહી સંભળાવ્યો છે; પરન્તુ તમારા કથન અનુસાર કોઈ પ્રેત આત્મા, ભૂત અથવા પિશાચ અદ્યાપિ એકવાર પણ મારા જોવામાં આવ્યો નથી. અસ્તુ: અત્યારે આવા પ્રકારના વાર્ત્તાલાપનો પ્રસંગ નથી; જુઓ કાર્લ ચાવી લઈને આવી પહોંચ્યો છે એટલે હવે આપણે આગળ વધવુંજ જોઇએ. ”

તેમના આ સંભાષણથી ઑટો પિયાનલ્લાની ઉત્કંઠા બહુ જ વધી ગઈ, તેનું હૃદય એ ભયંકર વાર્ત્તાના શ્રવણથી કાંઇક કંપાય-

ભાન થયું અને તેથી આંખોપરની પટ્ટીને દૂર હટાવીને પોતાની ચારે તરફના દશ્યને તથા તે વાર્ત્તાલાપ કરનારા મનુષ્યોનાં મુખમંડળોને જોવાંમાટેની તેના મનમાં તીવ્ર ઇચ્છા થઇ; પરંતુ જેવો તેણે પોતાની એ ઇચ્છાને પૂર્ણ કરવામાટે આંખોની પટ્ટી તરફ પોતાના હાથને લંબાવ્યો કે તે ક્ષણે જ એક કઠોર તથા બલાઢ્ય હસ્તે એક ઝટકો મારીને તેને એ કાર્ય કરતો અટકાવ્યો અને તેથી ઍરોનો હાથ જ્યાં હતો ત્યાંનો ત્યાં જ સ્તંભી ગયો.

તે જનસમુદાય ત્યાંથી વળી પાછો આગળ વધ્યો અને એક દ્વાર પાસે જઈ પહોંચ્યો. કાર્લે ચાવી લગાડીને તે દ્વારને ઉઘાડ્યું અને ત્યાર પછી તે સર્વ જનોએ તેમાં પ્રવેશ કર્યો. અંદર પ્રવેશ કર્યા પછી દ્વારને તેમણે અંદરથી વાસી દીધું. ઍરોના જાણવામાં આવ્યું કે, હવે તેઓ એક બીજાજ આગારમાં ચાલતા હતા કે જેમાં હિમ-શીતલ વાયુની લહરીઓનો સર્વથા અભાવ હતો તેમજ ઉષ્ણ વાયુની લહરીઓનો પણ તેમના શરીરને અલ્પ પ્રમાણમાં જ સ્પર્શ થતો હતો.

એ પછી તેઓ એક પહોળી નિઃસરણીપર ચઢ્યા અને ઉપરના આગારના દ્વાર પાસે આવીને ઉભા રહ્યા. તે દ્વારને તેમનામાંના એક મનુષ્યે ઉઘાડી નાખ્યું. હવે પેલા ભીષણ સ્વરવાળા ક્રિટ્‌જે ઍરોના હાથને પોતાના હાથમાં પકડી લીધો અને કહ્યું કે: “ યુવક, હવે મારી સાથે આવો ; ” અને પછી તેણે પોતાના અન્ય સાથીઓને આજ્ઞા આપી કે: “ મારા મિત્રો, તમો પણ ખાઇ પીને તાજા તવાના થઇ જાઓ; કારણ કે, અડધા કલાકમાં તો પાછા તમારે તૈયાર થઈ રહેવાનું છે.”

પોતાના સાથીઓને આ પ્રમાણેની આજ્ઞા આપીને ક્રિટ્‌જ ઍરો પિયાનલ્લાને લઇને આગળ વધ્યો અને ત્યાર પછી જે દ્વારમાં થઇને તેઓ અંદર આવ્યા હતા, તે દ્વારને બંધ કરી દેવામાં આવ્યું. એ વેળાયે પાછળ રહેલા સાથીઓનો પદધ્વનિ પોતાથી દૂર થતો ઍરોને જણાતો હતો અને થોડીવારમાં તે દૂર થતો પદધ્વનિ પણ સંભળાતો બંધ થઇ ગયો. હવે ઍરોના શરીરને એક પ્રકારની ઉષ્ણતાનો સ્પર્શ થવા લાગ્યો. એ ક્ષણે જ તેનાં નેત્રોપરની પટ્ટીને પણ કાઢી નાખવામાં આવી અને તેણે પોતાને એક સુસ-જ્જિત આગારના એક વિશાળ કક્ષમાં ઊભેલો જોયો. તે કક્ષની એક તરફની દીવાલના મધ્યભાગમાં એક અંગીઠી રાખેલી હતી અને તેમાં અગ્નિ સળગતો હતો કે જેમાંનો ધૂમાડો ભીંતમાંની ચિમનીમાં થઇને

બહાર નીકળી જતો હતો, તથા કક્ષના મધ્ય ભાગમાં ઉત્તમ આચ્છાદનથી આચ્છાદિત એક ટેબ્લપર નાના પ્રકારના ખાદ્ય પદાર્થોને ગોઠવીને રાખવામાં આવ્યા હતા.

તેની પાસે, જેના કેશ દુગ્ધ સમાન શ્વેત થયેલા હતા અને જેણે અર્ધ પહાડી મનુષ્ય સમાન તથા અર્ધ સૈનિક સમાન પોષાક ધારણ કરેલો હતો તેવો, કઠોર મુખમુદ્રાવાળો, એક વૃદ્ધ પુરુષ ઊભો હતો અને તેનું નામ ક્રિટ્ર્જ હતું. તે વૃદ્ધે જ્યારે ઑટો પિયાનલ્લાને ત્યાંની સર્વ વસ્તુઓનું અતિશય આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિથી નિરીક્ષણ કરતો જોયો એટલે તે જરાક હસ્યો અને ત્યાર પછી પોતાના ઉચ્ચ તથા કર્કશ સ્વરથી કહેવા લાગ્યો કે:—

"યુવક મનુષ્ય, મારી એવી દૃઢ ધારણા છે કે, તમો અત્યારે, તમોને કોઇ દૈવી અથવા પૈશાચિક સત્તા જ અહીં ખેંચી લાવી છે, એ વિચારથી આશ્ચર્યમાં પડી ગયા છો: પરંતુ હું તમોને વિશ્વાસપૂર્વક કહું છું કે, સત્ય વાર્તા એ નથી અને તમોને સાધારણ તથા સામાન્ય પદ્ધતિથી જ અહીં લાવવામાં આવ્યા છે. જો ધૈર્યથી તમો પોતે જ વિચાર કરશો, તો પણ એ સત્ય વાર્તા તમારા જાણવામાં આવી શકશે."

"હું અત્યારે અહી જુલિયન્ આલ્પ્સ્ પર્વતનાં હિમાચ્છાદિત શિખરોના મધ્યભાગમાં છું;" ઑટો પિયાનલ્લા ટેબ્લ પર દૃષ્ટિપાત કરીને કહેવા લાગ્યો: "છતાં અહીં આ ટેબ્લપર ઉષ્ણુ ઈટલી દેશનાં ફળો તથા ઉષ્ણ દેશનાં આ તાજાં પુષ્પોને જોઇને મારા આશ્ચર્યનો અવધિ થાય છે; આ વસ્તુઓ મને આશ્ચર્યના મહાસાગરમાં ડુબાવી દે છે."

"તમારા હૃદયમાં આ વસ્તુઓથી જ આશ્ચર્ય થાય છે કેમ !" તે પાર્વતીય પુરુષે ગંભીર સ્વરથી કહેવા માંડ્યું: "પરંતુ જરા બેસી જાઓ અને કાંઈક ખાનપાનનું સેવન કરી લ્યો; કારણ કે, પ્રાતઃકાલના ભ્રમણથી અવશ્ય તમારી ક્ષુધા પ્રદીપ્ત થયેલી હોવી જોઇએ."

આ શબ્દોના ઉચ્ચાર સાથે ક્રિટ્ર્જ પોતે પણ ટેબ્લ પાસેની કુરસીપર બેસી ગયો અને ભોજ્ય પદાર્થોથી ભરેલી રકાબીઓને પોતા તરફ ખેંચીને પોતાના ભોજનકાર્યનો તેણે તત્કાળ આરંભ કરી દીધો. તેની આ ક્રિયાને જોઈને ઑટો પણ એક બીજી કુરસીપર બેઠો અને ઉદરપૂજા કરવા લાગ્યો. તે આવી રીતે નિશ્ચિન્ત થઇને ભોજન કરવા બેઠો હતો તેનું એક બીજું કારણ હતું અને તે એ કે, 'મને પકડનારામાંનું કોઈ મારી ભયંકર હાનિ કરે તેમ નથી,' એવો તેના હૃદયમાં નિશ્ચય થઇ ગયો હતો.

જમતાં જમતાં તે ઓરડાની વિશિષ્ટ રચના તથા વ્યવસ્થાથી અવગત થવામાટે ઑટોએ સર્વત્ર દષ્ટિપાત કર્યો અને તેમ કરતાં તેના જાણુવામાં આવ્યું કે, તે ઓરડામાં કોઇ ગવાક્ષ અથવા છિદ્રનું અસ્તિત્વ હતું જ નહિ; પરંતુ તે ઓરડામાં પ્રકાશના આગમનમાટે જેમાંથી આકાશ પણ સ્પષ્ટ દષ્ટિગોચર થતું હતું એવું એક વિશાળ છિદ્ર ઉપરની છતમાં પ્રાકૃતિક દીપક પ્રમાણે પાડવામાં આવ્યું હતું. એવી રીતે ત્યાંની સમસ્ત પરિસ્થિતિને જોઇને તે પોતે અત્યારે કેવા પ્રકારના સ્થાનમાં બેઠો હતો, એનું ઑટો અવશ્ય કાંઇક અનુમાન કરી શક્યો.

"તરુણ પુરુષ," ક્રિટ્ઝે ભોજનકાર્યથી મુક્ત થઇ પોતાના છરી કાંટાને દૂર ખસેડીને બોલવાનો આરંભ કર્યો: "તમે આ પર્વતોથી સર્વથા અજ્ઞ હો એવી મારી માન્યતા નથી; તો કૃપા કરીને કહેશો કે, અત્યારે તમો આ પર્વતના કયા સ્થાનમાં છો અને ક્યાં છો ?"

"હું આ જુલિયન્ આલ્પ્સ્ પર્વતમાલાના પ્રદેશથી સર્વથા અજ્ઞ છું અને આ પ્રદેશમાં પ્રથમ વાર જ આવ્યો છું;" ઑટો કહેવા લાગ્યો: "અત્યાર પૂર્વે જુલિયન્ આલ્પ્સ્ પર્વતના આ હિમાચ્છાદિત શિખરભાગમાં હું એક વાર પણ આવ્યો નથી; આજે જ આ પ્રદેશમાં મેં પદસંચાર કર્યો છે અને તેથી અત્યારે હું આ પ્રદેશના કયા સ્થાનમાં તથા ક્યાં બેઠો છું, એનું મને લેશ માત્ર પણ જ્ઞાન કે ભાન છે જ નહિ."

"તો પછી તમો તે ગહનતમ ગર્ત્તામાં કેવી રીતે આવી શક્યા કે જેમાં આવતાં આ પાર્વતીય પ્રદેશના નિવાસીના મનમાં પણ ભય થયા કરે છે ?" ક્રિટ્ઝે ઑટોના મુખમંડળમાં પોતાની દષ્ટિને એકાગ્ર કરીને પૂછ્યું.

"એ ગર્ત્તાનો માર્ગ અચાનક જ મને મળી ગયો હતો;" ઑટોએ ગંભીરતાથી ઉત્તર આપ્યું: "અને એ ગર્ત્તાના માર્ગને જોઈને તેની આંતરિક અવસ્થાને જાણુવાની મારા મનમાં એક પ્રકારની એવી પ્રબળ ઇચ્છા તથા ઉત્કંઠા થઈ આવી કે,........"

"તમારા મનમાં કેવળ ઇચ્છા તથા ઉત્કંઠા જ થઇ આવી હતી અને શું સાહસનો તમારામાં અભાવ જ રહ્યો હતો ?" ક્રિટ્ઝે તેને વચ્ચે જ બોલતો અટકાવીને આ પ્રમાણેનો વિલક્ષણ પ્રશ્ન તેને પૂછ્યો.

"તમો મારી તે ઇચ્છા અથવા ઉત્કંઠાને સાહસના અથવા તો બીજા કોઈ પણ નામથી ઓળખવાને સ્વતંત્ર છો;" ઑટોએ

ક્રિટ્જના પ્રશ્નથી કાંઇક શર્માઇને ધીમા સ્વરથી કહ્યું ! "કોઇ પણ પ્રકારે મેં તે ગર્ત્તાને સારી રીતે જોવાનો મારા મનમાં નિશ્ચય કરી લીધો હતો; કારણકે, હું મારા ગૃહમાંથી ભ્રમણની ઇચ્છાથી જ બહાર નીકળ્યો હતો અને જ્યુલિયન્ આલ્પ્સ્‌નાં સર્વ ગુપ્ત સ્થાનોને જોવાની મારી પરમ આકાંક્ષા હતી. છતાં એ સ્થાનમાંના મારા આગમનથી જો તમારી કોઇ પણ પ્રકારની હાનિ થઇ હોય, તો તેમાટે હું અંતઃકરણ પૂર્વક તમારી ક્ષમા માગું છું અથવા તો તમારી ઇચ્છા હોય તે પ્રમાણે એ અપરાધનો બદલો વાળી આપવાને હું તૈયાર છું. મારી આ પ્રાર્થનાનો સ્વીકાર કરીને આશા છે કે, તમો સત્વર જ મને મારી સ્વતંત્રતા પાછી આપશો અને મને બંધનમુક્ત કરશો."

"તરુણ પુરુષ, તમો અતિશય નિષ્કપટ ભાવથી તથા સ્વચ્છ ચિત્તથી આ ઉત્તર આપો છો;" ક્રિટ્જ. કહેવા લાગ્યોઃ "અને તેથી તમો આ પાર્વતીય પ્રદેશમાં અવશ્ય એક નવીન આગંતુક છો, એવો મારો દૃઢ નિશ્ચય થઇ ચૂકયો છે. હું આશા રાખું છું કે, થોડા દિવસમાં જ તમો એક ઉત્તમ પર્વતનિવાસી બની જશો. પંદર દિવસમાં કે એક માસના અવધિમાં તો તમો અમારા કાનને પણ મરોડવા મંડી જશો; અસ્તુઃ ત્યારે હવે આ સર્વ વાર્ત્તાને જવા દો. હું તમને એક વિશિષ્ટ વાર્ત્તા પૂછવા માગું છું અને તે એ છે કે, જ્યારે તમોએ પેલી બારીમાંથી બંદી પુરુષના મુખમંડળને જોયું હતું, તે વેળાયે તમારા મુખમાંથી એક આશ્ચર્યદર્શક ચીત્કાર શા કારણથી નીકળ્યો હતો વારુ ?"

"કારણ કે, તે મુખમંડળને હું ઓળખતો હતો." ઑટોએ કહ્યું.

"ત્યારે શું તે વ્યક્તિસાથે તમારો પરિચય પણ છે ખરો કે ?" ક્રિટ્જે. કાંઇક અધિક કઠોરતાથી આ પ્રશ્ન પૂછયો.

"નહિ; મારા જીવનકાળમાં એકવાર પણ તેની સાથે બોલવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો નથી; પરંતુ વાચનામાં મેં તેને અનેકવાર જોયેલો છે અને તેથી તેને હું આંખે દીઠો સારી રીતે ઓળખું છું." ઑટોએ પૂર્વવત્ સરળતાથી જ ઉત્તર આપ્યું.

ઑટોના આ શબ્દોના શ્રવણથી ક્રિટ્જના મુખમંડળમાં કઠોરતાની અધિક છટા દેખાવા લાગી અને કેટલીકવાર સુધી તે એક પ્રકારના ગંભીર વિચારમાં પડી ગયો. ત્યારપછી તે ઑટોને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કેઃ "તરુણ મનુષ્ય ! તમો સર્વથા નિશ્ચિન્ત રહો; કારણ કે, તમારી અહીં કશી પણ હાનિ થવાનો સંભવ

નથી. છતાં એ પણ તમારે જાણી લેવું જોઇએ કે, જ્યાંસુધી તે બંદી મનુષ્યને જોવાના સંબંધમાં કોઇને એક શબ્દ પણ ન કહેવાની તમો દૃઢ પ્રતિજ્ઞા કરશો નહિ, ત્યાં સુધી મારાથી તમને અહીંથી જવા દેવાની અને તમારી પૂર્વ સ્વતંત્રતાને ભોગવવાની આજ્ઞા આપી શકાય તેમ નથી."

"આવી પ્રતિજ્ઞા મારાથી કેવી રીતે કરી શકાય વારૂ ?" ઑટોએ ઉદ્ગારના સ્વરૂપમાં કહેવા માંડ્યું: "જે નરકાલય સમાન કારાગૃહમાં અત્યારે તે પડેલો છે, તેમાંથી છોડવવામાટેની તેણે મને પ્રાર્થના નહોતી કરી કે શું ? તે એક મનુષ્ય છે; માત્ર એટલું જ નહિ, પણ મારો એક નિકટનો સંબંધી છે એને તેટલા-માટે મારે તેના કષ્ટનિવારણનો પ્રયત્ન કરવો જ જોઇએ."

"તે તમારો નિકટનો સંબંધી છે ?" ક્રિટ્જે આશ્ચર્યથી પૂછ્યું: "ત્યારે તમારૂં પોતાનું નામ શું છે વારૂ ?"

"ઑટો પિયાનલ્લા." ઑટોએ પોતાના નામનો ઉચ્ચાર કર્યો.

"બસ, હવે હું તમારા આશયને બરાબર સમજી શક્યો છું." ક્રિટ્ઝ એ શબ્દોના ઉચ્ચાર સાથે કુરસીપરથી ઉઠીને ઉભો થઇ ગયો અને ઓરડામાં આમ તેમ ભ્રમણ કરવા લાગ્યો. અંતે તેણે ઑટોને સંબોધીને કહેવા માંડ્યું કે: "તરુણ પુરુષ, મારી વાર્તાને જરા ધ્યાનપૂર્વક સાંભળી લ્યો. મારે તમને એક અનુરોધ કરવાનો છે અને જો મારા તે અનુરોધને સ્વીકારીને તમો કેવળ એક જ સંતોષ-કારક શબ્દનો ઉચ્ચાર કરશો, તો તમારો તે એક જ શબ્દ અમારાં-માટે સંપૂર્ણ છે; કારણ કે, તમોને એક પ્રતિષ્ઠિત તથા વચનશીલ મનુષ્ય તરીકે હું સારી રીતે ઓળખું છું."

"બહુ સારૂં, જે કહેવાનું હોય તે આનન્દથી કહો." ઑટોએ કહ્યું.

"જુઓ, તમોને થોડીવારમાં જ અહીંથી મુક્ત કરીને રવાના કરી દેવામાં આવશે." ક્રિટ્જે પોતાના ભાષણનો એ પ્રમાણે આરંભ કરીને કહેવા માંડ્યું કે: "તો મારા સમક્ષ એવી પ્રતિજ્ઞા કરો કે, અહીંથી છૂટ્યા પછી જે પુરુષે પેલી બારીમાંથી મસ્તકને બહાર કાઢીને તમારી પાસેથી દયાની યાચના કરી હતી, તે પુરુષને છોડવવાનો લેશ માત્ર પણ ઉદ્યોગ ન કરતાં તમો સીધા વાયના તરફ ચાલ્યા જશો અને જો ત્યાં પહોંચ્યા પછી તે મનુષ્ય સ્વતંત્રાવસ્થા-માં સ્વતંત્રતાના સંપૂર્ણ આનન્દને ભોગવતો જર્મનીની રાજધાની વાયનામાં તમારા જોવામાં આવે, તો પછી ભવિષ્યમાં કોઇ વાર પણ

પુનઃ આ સ્થાનમાં આવવાનો અને આ આગારમાં પ્રવેશ કરવાનો ઉદ્યોગ કરશો નહિ. જો આ પ્રમાણેની પ્રતિજ્ઞા કરવાને તમો તૈયાર હો, તો આ ક્ષણે જ તમારી સ્વતંત્રતા તમને પાછી આપી દેવા-માટે હું તૈયાર છું તેમ જ તમારી પાસેથી એ વચન લેવાની પણ હું આવશ્યકતા ધારૂં છું કે, આ વિશે તમો કોઇને એક શબ્દ પણ કહેશો નહિ. કહો, ત્યારે મારી આ વાર્તાને તમો સ્વીકારો છો ?"

"નહિ; કોઈ પણ પ્રકારની પ્રતિજ્ઞા કરવાની કિંવા કોઇ પણ પ્રકારનું વચન આપવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી;" ઑટોએ એક ક્ષણ માત્રના પણ વિલંબ વિના તત્કાળ દૃઢતાથી ઉત્તર આપવા માંડ્યું: "જો તે મનુષ્યને અહીંથી મુક્ત કરવામાં આવ્યો હશે અથવા મુક્ત કરવામાં આવશે, તો તો એ નિશ્ચિત છે કે પોતાને મળેલા અન્યાયનો બદલો તમારી પાસેથી લેવાને તે પો-તેજ તૈયાર થઇ જશે અને તમારા આ અપરાધનો તમને પૂરો દંડ આપશે અથવા અપાવશે; કારણ કે, તમોએ કોઈ પણ પ્રકારના અપરાધ વિનાજ તે બિચારાને આવા ભયંકર સ્થાનમાં બંદી કરી રાખ્યો છે. વાયનામાં ગયા પછી જો તે સ્વતંત્રતાનો ઉપભોગ લેતો મારા જોવામાં આવશે, તો પછી વિનાકારણ હું તમારી પાછળ પડું, એ તમારી શંકા નિરાધાર છે. પરંતુ જ્યાં સુધી હું તેને વા-યનામાં સ્વતંત્રતાથી ફરતો જોઇશ નહિ, ત્યાં સુધી હું તમારા સમક્ષ કોઇ પણ પ્રકારની પ્રતિજ્ઞા કરીશ નહિ. એ સાથે હું તમને એ પણ સ્પષ્ટતાથી જણાવી દઉં છું કે, જો તમો મારી સાથે કોઇ પણ પ્રકા-રનું અત્યાચારમય વર્ત્તન કરશો અથવા તો મને કષ્ટ આપશો; તો તમારે તેના કરતાં બમણા અથવા ચારગણા અત્યાચાર તથા કષ્ટને સહન કરવામાટે તૈયાર થઈ રહેવું પડશે, એમાં લેશ માત્ર પણ સંશય ધારશો નહિ."

"ધન્ય છે; યુવક, તમારા સાહસને કે પોતાના શત્રુ સમક્ષ પણ તમો આવા સ્પષ્ટ તથા નિષ્કપટ ઉદ્ગાર કાઢવાનું સાહસ કરી શકો છો !" એમ કહીને ફ્રિટ્ઝે તેને મિત્ર તરીકે આવાહન કરતાં કહ્યું કે: "આવો ત્યારે હવે આપણે એક બીજાની સલામતીના જામને ગટગટાવીએ."

ફ્રિટ્ઝે રક્તવર્ણ તથા બહુમૂલ્ય મદિરાનાં બે પાત્રો ભર્યાં અને ત્યારપછી બન્નેએ અત્યારે કરેલી પોતપોતાની પ્રતિજ્ઞાનું સ્મરણ કરીને તે પાત્રોમાંની મદિરાને મુખદ્વારા પોતાના ઉદરમાં પધરાવી

દીધી. પરંતુ ઑટોએ પાત્રને ખાલી કરીને જેવું ટેબ્લપર રાખ્યું કે તે ક્ષણે જ તે કુરસીપર લથડી ગયો અને તેના મસ્તિષ્કમાં મદિરાનું કાંઈક વિલક્ષણ પરિણામ થતું દેખાવા લાગ્યું. એ ચાર ક્ષણમાંજ તે ચેતનહીન અવસ્થામાં આવી પડયો.

* * * * *

જ્યારે ઑટોની મદિરાજન્ય નિદ્રાનો ભંગ થયો, ત્યારે સૂર્યનારાયણનો આકાશમાં ઉદય થઇ ચૂકયો હતો, તેની તીક્ષ્ણ પ્રખરતાનો સર્વત્ર વિસ્તાર થયેલો હતો અને ઑટો પોતે એક ઉષ્ણ પ્રદેશમાં આવી પડયો હતો, એ પ્રમાણેનું દસ્ય તેના જોવામાં આવ્યું. ઑટો અત્યારે એક એવા વિશાળ મેદાનમાં પડયો હતો કે જે મેદાનમાં લીલા ઘાસનો મખમલી ગાલીચો પથરાયલો હતો અને જેમાં અનેક પ્રકારનાં સુંદર પુષ્પો વિકસિત થયેલાં હતાં. તેણે આકાશમાં દૃષ્ટિપાત કર્યો, તો તેને સૂર્ય આકાશના મધ્યભાગમાં આવેલો દેખાયો અને તેથી તે તત્કાળ મધ્યાન્હકાળની કલ્પના કરી શકયો. તે ઉતાવળથી પોતાના સ્થાનપરથી ઉઠયો અને પોતાની વિસ્ખલિત થયેલી સ્મરણશકિતને એકત્ર કરવા લાગ્યો. અનુક્રમે તે સર્વ ગુપ્ત રહસ્યોનું તેને સ્મરણ થવા લાગ્યું કે જે રહસ્યમયી ઘટનામાલિકાથી તે અલ્પ સમય પૂર્વે જ ભિન્ન થયો હતો. પરંતુ અત્યારે તે કયાં અને કયા સ્થાનમાં હતો વારૂ ? જુલિયન્ આલ્પ્સ્ નામક પર્વતમાલા અત્યારે બહુ જ દૂરના અંતરપર દેખાતી હતી અને જ્યારે સૂર્યના અવલોકનથી તેણે દિશાનો નિશ્ચય કર્યો એટલે તેના જાણવામાં આવ્યું કે, પ્રથમ તો તે પર્વતશ્રેણી કાર્નિલાની ઉત્તરમાં દેખાતી હતી અને અત્યારે તેની દક્ષિણે ઊભેલી જોવામાં આવતી હતી. એ ઉપરાંત તે હરિતતૃણમંડિત ક્ષેત્રો, ચાંદી સમાન ચમકતા જલસ્રોતો, સુંદર તથા આન્દોલિત વૃક્ષોના મધ્યભાગમાંની પર્ણકુટીઓ અને દૂરની ઉદ્યાનવાટિકાઓ પણ દૃષ્ટિગોચર થવાથી તેનો નિશ્ચય થઈ ગયો કે, અત્યારે તે પોતે કાર્નિલાના શીત પ્રદેશમાં નહોતો. ત્યારે તે કયાં હતો વારૂ ? શું તે એક મહાવિલક્ષણ તથા આશ્ચર્યકારક સ્વપ્નને જોઈને જાગ્યો હતો ? અથવા તો તે પિશાચોના ચુંગાલમાં ફસી ગયો હતો ? નહિ, તેણે સ્વપ્ન પણ જોયું ન હોતું અને તે કોઇ પિશાચના ચુંગાલમાં પણ ફસ્યો ન હોતો; કારણકે, પૂર્વે વર્ણવાયલી ઘટનાઓ ઑટોના હૃદયમાં એવી તો દૃઢ જામી ગઇ હતી કે, તે કોઇ પણ પ્રકારની ભ્રમણામાં પડી જાય એવો સંભવ હતો જ નહિ અને તેનો પોતા-

ની સ્મરણશક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ હતો. તે આવા પ્રકારના વિચારોમાં નિમગ્ન થયેલો હતો એટલામાં એક કૃષિકારને તેણે પોતા પાસે આવતો જોયો. જ્યારે તે કૃષિકાર વધારે નિકટમાં આવ્યો, એટલે ઑટોએ તેના પહેરવેશથી પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે તે કૃષિકાર કાર્નિલાનો નિવાસી તો નહોતો જ. આ કારણથી ઑટોએ તે કૃષિકારને સભ્યતાથી પૂછ્યું કે: " યોગ્ય મિત્ર ! કૃપા કરીને એટલું મને જણાવશો કે, અત્યારે હું કયાં અને કયા પ્રદેશમાં છું ? " ઑટોએ આ પ્રશ્ન તો પૂછયો પરંતુ આ પ્રશ્ન વિલક્ષણ પ્રકારનો અને વિચિત્ર હતો એનું તેને પોતાના મસ્તિષ્કની વિસ્મયાપન્ન અવસ્થામાં લેશ માત્ર પણ ભાન રહ્યું નહિ.

તે કૃષિકારને તેનો આ પ્રશ્ન વિચિત્ર જણાયો અને તેથી પ્રથમ તો આંખો ફાડીને તે ઑટોને જોવા લાગ્યો. થોડીવાર પછી તેણે ઈટાલીયન ભાષામાં ઉત્તર આપ્યું કે: " તમો અત્યારે બેન્ વેનુટો નામક કૃષિકારના ક્ષેત્રમાં છો અને અત્યારે તમારા સમક્ષ જે આ સેવક ઊભો છે, તે બેન્ વેનુટો પોતે જ છે. "

ઑટોની જન્મભાષા પણ ઈટાલિયન્ હોવાથી તેણે તે જ ભાષામાં આગળ વધીને પૂછ્યું કે: " પરંતુ આ દેશ કયો છે અને આ દેશમાં કોનો અધિકાર છે, તે કૃપા કરીને દર્શાવશો ? "

" આ દેશ કયો છે અને આ દેશમાં કોનો અધિકાર છે ? " ઑટોના પ્રશ્નનો પુનરુચ્ચાર કરીને તે કૃષિકાર બે ડગલાં પાછળ હટી ગયો; કારણ કે, તેણે આ પ્રશ્નથી તેને પાગલ અથવા ઉન્માદી જ ધારી લીધો હતો અને ત્યાર પછી તે દૂરથી જ કહેવા લાગ્યો કે " તમે અત્યારે ઈટલી દેશમાં છો, એ વાર્ત્તાને તમો નથી જાણતા કે શું ? જો એ વિશે તમારા મનમાં કાંઈ સંશય હોય, તો તમો પોતાને ક્યા દેશની ભૂમિમાં બેઠેલા ધારો છો ? દીન તરુણ ! મને તમારી આ વિક્ષિપ્ત દશાને જોઈને બહુ જ દયા આવે છે ! "

આટલા શબ્દો ઉચ્ચારીને તે કૃષિકાર તે ક્ષણે જ ઑટો પિચાનલ્લાને આશ્ચર્યના સમુદ્રમાં ગોથાં ખાતો છોડીને ત્યાંથી વાયુના વેગને ધારણ કરી શીઘ્ર પલાયન કરી ગયો.

# પ્રકરણ ૧૧ મું

## ઇટાલિયન્ કૃષિકાર

ઑારો હવે તે ફૂલોથી ભરેલા મખમલી ફર્શપર બેસી ગયો અને વીતેલી વાતોનો એકાગ્રચિત્તથી વિચાર કરવા લાગ્યો. તેણે જ્યાં સુધી ફ્રિટ્ઝના હાથથી શરાબનો ભરેલો એક જામ લઇને પીધો હતો ત્યાં સુધીની ઘટનાઓને તો સૂક્ષ્મતાથી તે ગણી ગયો, પરંતુ તે મદિરાના પાન પછી જે સમય વીત્યો હતો તે કેટલો સમય થયો હશે, એની તે લેશ માત્ર પણ કલ્પના કરી શક્યો નહિ. અત્યારે તેને ક્ષુધા જરા પણ જણાતી નહોતી અને તેથી તેણે એવું અનુમાન કર્યું કે, જુલિયન્ આલ્પ્સવાળી ઘટના આગલે દિવસે જ બનેલી હોવી જોઇએ. તેણે પોતાના ગજવામાં હાથ નાખતાં તેના જાણવામાં આવ્યું કે, તેના રૂપિયા અને કાગળ વગેરે ગજવામાં જેમના તેમ જ પડયા હતા; તેમાંની એક પણ વસ્તુ અદૃશ્ય થઇ નહોતી. અર્થાત્ એ વિશે એક પ્રકારથી નિશ્ચિન્ત થઇને તે ઉઠયો અને ત્યાંથી કેટલાક અંતરપર દેખાતી એક પર્ણકુટીની દિશામાં ચાલવા લાગ્યો. તે ઝૂપડી પર્વતની તળેટીમાં આવેલી હતી અને પેલો કૃષિકાર ન્હાસીને તે તરફ જ ગયો હતો.

જ્યારે ઑારો તે પર્ણકુટીના દ્વારમાં જઇને ઉભો રહ્યો તે વેળાયે તેણે એક અતિશય સ્વરૂપસુંદરી બાળાને, એક મનોહારિણી ઈટાલિયન્ ગ્રામ્ય કુમારિકાને તે પર્ણકુટીની બારીમાં બેસીને ચરખાપર રૂ કાંતતી જોઇ અને તે બાળાપાસેથી ત્યાં કેટલાક સમય પર્યન્ત વિશ્રામ કરવામાટેની આજ્ઞા માગી. બાળાએ અતિશય પ્રસન્નતાથી તેને પર્ણકુટીમાં બોલાવ્યો અને પોતાના કુટીરમાં ખાનપાનાદિનાં જે કાંઇ સાધનો ઉપસ્થિત હતાં તે તેના મુખસમક્ષ લાવીને હાજર કરી દીધાં. ઑારોએ ભોજન કરતાં તે સુંદર બાળાસાથે વાર્ત્તાલાપનો આરંભ કરી દીધો અને એક કે બે પ્રશ્નોથીજ તેણે જાણી લીધું કે આજે કઈ તારીખ હતી અને તેને ગઇ કાલની તારીખ સાથે મેળવીને તે નિશ્ચયપૂર્વક જાણી શક્યો કે, તેની કલ્પના સત્ય હતી અને જુલિયન્ આલ્પ્સમાંની ઘટના અવશ્ય ગઇ કાલે જ બની હતી. પરંતુ એ પ્રશ્નો તેણે તે બાળાને એવી તો ચતુરતા તથા દક્ષતાથી પૂછયા હતા કે, જેથી તે બાળાના મનમાં કોઇ પણ પ્રકારના આશ્ચર્ય કિંવા સંશયનો ઉદ્ભવ ન થાય; કારણ કે, કૃષિકાર બેન્ વેનુટોના મનમાં તેના આશ્ચર્યકારક

વિલક્ષણ પ્રશ્નોથી વિસ્મય તથા શંકાનો ઉદ્‌ભવ થયો હતો, એ ઘટનાને ઍાટો ભૂલી ગયો નહોતો. તેણે કેટલીકવાર સુધી મૌનનું અવલંબન કરીને વિચાર કર્યા પછી તે બાળાને પૂછ્યું કે;

"આ પર્વતોને ઉલ્લંઘીને કાર્નિઑાલામાં પહોંચતા મને કેટલોક સમય લાગશે વારૂ ?"

"સિનોર, ત્યાં પહોંચતાં તમને ત્રણ દિવસ થશે." તે બાળાએ ઉત્તર આપવા માંડયું: "જો કે અહીંથી ત્યાં સુધીનો પંથ કાંઈ એટલો બધો લાંબો નથી, પરંતુ પર્વતના માર્ગમાં એટલા બધા ચકરાવા લઇ લઇને જવું પડે છે કે તેમાં જ એટલો સમય લાગી જાય છે."

"ત્રણ દિવસ!" ઍાટો પિયાનલ્લાએ આશ્ચર્યદર્શક સ્વરથી ઉદ્‌ગાર કાઢયો; પરંતુ ત્યારપછી તત્કાળ તેણે પોતાની જિવ્હાને રોકી લીધી; કારણ કે, તે એ બાળાને એ જણાવવાનું સાહસ ન કરી શકયો કે, 'કાર્નિઑાલામાંથી ઇટલીમાં માત્ર હું એક જ દિવસના અવધિમાં આવી પહોંચ્યો છું.' અર્થાત્ પોતાના ઉદ્દેશને બીજા સ્વરૂપમાં વ્યક્ત કરીને તેણે પુનઃ પૂછ્યું કે: "તો શું એવો કોઇ માર્ગ અથવા એવો કોઈ ટૂંકો ચકરાવો તમારી જાણમાં નથી કે જેમાં ચાલવાથી ત્રણ દિવસ કરતાં કાંઇક ઓછા સમયમાં મારાથી ત્યાં પહોંચી શકાય ?"

"સિનોર, મારા જન્મકાળથી હું આ પર્ણકુટીમાં જ વસું છું;" તે બાળાએ ઍાટોના પ્રશ્નનું ઉત્તર આપતાં કહેવા માંડયું: "છતાં અદ્યાપિ મેં તમને જણાવેલા માર્ગ વિના અન્ય કોઇ ટૂંકા માર્ગ વિશેની વાર્તા મારા સાંભળવામાં આવી નથી. મારા પિતાજી ભોજનમાટે અલ્પ સમયમાં જ અહીં આવી લાગશે અને મારી ધારણા છે કે, આ વિષયમાં મારા કરતાં તેઓ તમને વધારે જોઇતી ખબર આપી શકશે."

ઍાટો તથા તે કૃષિકાર કન્યાનો પરસ્પર આ પ્રમાણેનો સંવાદ ચાલી રહ્યો હતો એટલામાં પ્રૌઢ વયનો એક પુરુષ પર્ણકુટીના દ્વારમાં પ્રવેશતો તેમના જોવામાં આવ્યો. તે પુરુષને જોતાં જ તે કન્યાએ ઍાટોને સંબોધીને કહ્યું કે: "મહાશય, મારા પિતાશ્રી આ આવ્યા. એઓ આ પર્વતો અને પાર્વતીય માર્ગો વિશે જે કાંઇ જાણે છે, તે આપને અતિશય પ્રસન્નતાપૂર્વક જણાવશે; માટે જે કાંઇ પણ પૂછવાનું હોય તે એમને સંકોચવિના પૂછી લ્યો."

"જી હા, સિનોર, હું જે કાંઈ પણ આ પાર્વતીય પ્રદેશ અને

તેના માર્ગોના સંબંધમાં જાણું છું તે સર્વ આનંદથી આપને કહી સંભળાવવાને તૈયાર છું." તે કૃષિકારે બાળાના વચનને માન આપીને ઍારોને ઉદ્દેશી એ શબ્દો ઉચ્ચાર્યા.

ત્યાર પછી ઍારોએ તે કૃષિકારની કન્યા આગળ જે પ્રશ્નો રજૂ કર્યા હતા, તે જ પ્રશ્નો નવેસરથી એ કૃષિકારને પણ પૂછ્યા. ઍારોના એ પ્રશ્નો સાંભળતાં જ કૃષિકારના મુખમંડળમાં ભય, સંશય તથા ગભરાટનાં ચિન્હો દૃષ્ટિગોચર થવા લાગ્યાં અને ત્યાર પછી પોતાની કાળી આંખોને તે યુવક ચિત્રકારના મુખમંડળમાં સ્થિર કરીને તેણે પૂછ્યું કેઃ "કેમ મહાશય, આપ આ પ્રશ્નો કોઇ વિશિષ્ટ તાત્પર્યથી પૂછો છો કે એક સાધારણ પ્રવાસી તરીકે પોતાના માર્ગને અલ્પ સમયમાં કાપીને પોતાના ધારેલા સ્થાનમાં સત્વર પહોંચી જવામાટે જ આપે આ પ્રશ્નો મારા સમક્ષ રજૂ કર્યા છે ?"

ઍારો પિયાનલ્લાએ તે કૃષિકારના બોલવામાં કાંઇક વક્રતાનું દર્શન કરવાથી શાંત ભાવથી સત્ય વાર્ત્તાને વ્યક્ત કરીને કહેવા માંડ્યું કેઃ "જુઓ, મહાશય, હવે હું તમને જે કાંઇ સત્ય વાર્ત્તા છે તે સ્પષ્ટ શબ્દોમાં જ કહી સંભળાવું છું. બાબત જાણે એમ છે કે, ગઈ કાલે પ્રાતઃકાળમાં હું કાર્નિઍાલામાં હતો, ઉષઃકાળમાંજ પર્વતોમાં પર્યટન કરવામાટે નીકળ્યો હતો અને લગભગ એક પ્રહર પર્યન્ત તે પહાડોની બરફીલી ચોટિયોપર ભ્રમતો રહ્યો હતો. ભ્રમતો ભ્રમતો હું એક એવા ભયાનક માર્ગમાં જઇ પહોંચ્યો કે જ્યાં પ્રકૃતિનાં અનિવાર્ય કષ્ટોનું નિવારણ કરીને મનુષ્યે પોતાની બુદ્ધિમત્તાથી એક ભયાનક ખીણમાંથી એક માર્ગ બનાવ્યો હતો અને જે માર્ગના અંતમાં એક લાંબી તથા ઊંચી દીવાલ ઊભેલી જોવામાં આવતી હતી. તે દીવાલમાંનો એક દરવાજો ઊઘડી ગયો અને તેમાંથી કેટલાક હથિયારબંધ માણસોએ બહાર નીકળીને તત્કાળ મને પકડી લીધો. તેમણે મારી આંખોપર પટ્ટી બાંધી દીધી અને ત્યાર પછી કેટલાક ઓરડાઓને પસાર કરી એક મોટા ઓરડામાં મને લાવીને મારી આંખોપરની પટ્ટીને છોડી નાખી. તે વેળાયે મેં મને પોતાને એક સુંદર કક્ષમાં ઉભેલો જોયો અને મારી પાસે જ એક વૃદ્ધ પુરુષ પણ ઉભો હતો કે જેને તેના સાથીઓ ફ્રિટ્ઝના નામથી બોલાવતા હતા. કેટલીકવાર સુધી મારો અને ફ્રિટ્ઝનો પરસ્પર વાર્ત્તાલાપ ચાલતો રહ્યો કે જેના વિવેચનની અત્યારે કશી પણ આવશ્યકતા નથી. ત્યારપછી મેં એક પાત્ર ભરીને મદિરાપાન કર્યું અને તે મદિરાનું પાન કરતાં જ હું નિશ્ચેષ્ટ થઇ ગયો. જ્યારે હું શુદ્ધિમાં આવ્યો, કે જે

ઘટનાને લગભગ એક કલાક જ થયો હશે, ત્યારે હું ઈટલીમાં તમારા આ નિવાસસ્થાનથી થોડા જ અંતરપરના એક લીલા મેદાનમાં પડ્યો હતો, એમ મારા જોવામાં આવ્યું."

એ અંતિમ વાક્ય સાથે ઍાટોએ પોતાના વૃત્તાન્તની સમાપ્તિ કરી નાખી અને કૃષિકારના મુખમાંથી નીકળતા ઉત્તરના શ્રવણમાટે તે વ્યગ્રતાપૂર્વક ઉત્સુક થઇ રહ્યો. કૃષિકારે તત્કાળ કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ. કૃષિકારે ઍાટોના એ વૃત્તાન્તને સાંભળીને પોતાના મસ્તકને પોતાના હસ્તનો આધાર આપીને ઝુકાવી લીધું અને તે ગહન વિચારમાં પડી ગયો.

તેની આવી અવસ્થાને જોઇને ઍાટો પિયાનલ્લા તેને સંબોધીને કહેવા લાગ્યો કે: "ત્યારે મહાશય, મારા આ વૃત્તાન્તને શું આપ કોઇ આશ્ચર્યમય અદ્ભુત વૃત્તાન્ત ધારો છો કિંવા એની સત્યતા વિશે આપના હૃદયમાં કાંઇ સંશય ઉત્પન્ન થાય છે? જો એમ જ હોય, તો હું આપને વળી પણ વિશ્વાસ બંધાવીને કહું છું કે, જેવો મારા સમસ્ત જીવનકાળમાં હું સાવચેત રહ્યો છું તેવોજ આ ક્ષણે પણ સાવધાન છું. એ સાથે એ પણ મારે આપને જણાવી દેવું જોઇએ કે, આપને ઠગવાનો મારો લેશ માત્ર પણ ઉદ્દેશ નથી; કારણ કે, તેથી મને કશો લાભ થાય એવી સંભાવના છે જ નહિ."

ઍાટોના આ ઉદ્‌ગારોને સાંભળીને તે કૃષિકારે પોતાના મસ્તકને ઉન્નત કર્યું અને ત્યારપછી તે ઍાટોપ્રતિ દૃષ્ટિપાત કરીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "હું કેવળ તમારા ઉચ્ચારેલા પ્રત્યેક શબ્દમાં વિશ્વાસ કરૂં છું; એટલુંજ નહિ, પણ હું એ સારી રીતે જાણું છું કે, તમે જે કાંઇ પણ કહ્યું છે તે અક્ષરશઃ સત્ય તથા યથાર્થજ કહ્યું છે. તમારા કથનમાં અસત્યનો અંશ માત્ર પણ નથી."

"ત્યારે શું આપ એ ભેદને સારી રીતે જાણો છો?" કૃષિકારના એ ઉત્તરથી અત્યંત આશ્ચર્યચકિત થઇને ઍાટોએ પૂછ્યું.

"જી હા, સિનોર, હું એ ભેદને સારી રીતે જાણું છું;" કૃષિકારે ઉત્તર આપવા માંડ્યું: "કારણ કે, એક વાર હું પણ તેજ માર્ગમાં ભ્રમણ કરી ચૂક્યો છું કે જે માર્ગનું આપ વર્ણન કરો છો."

"શું પિતાજી, તમે પણ!" કૃષિકારની સુંદરી કન્યાએ વચ્ચે જ અતિશય આશ્ચર્યદર્શક ઉદ્‌ગાર કાઢ્યો.

"હા, મારી પ્રિય કન્યકે, હું પણ!" કૃષિકારે પોતાની કન્યાને ઉદ્દેશીને કહેવા માંડયું: "પણ નીના, મેં તે ભેદભરેલા તથા રહસ્યપૂર્ણ વ્યાપારનો એક પણ શબ્દ અદ્યાપિ કોઇ જીવતા મનુષ્યને કહ્યો નથી; કારણ કે, મને પકડનારાઓએ મને અનેક પ્રકારની ધમકીઓ આપીને એ રહસ્યને ગુપ્ત રાખવાની જ ફરજ પાડી હતી; પરંતુ આજે કોઇ કારણથી તેનો આટલો સ્ફોટ મારા મુખથી થઇ ગયો છે. હવે જ્યારે એ ભેદ આટલા પ્રમાણમાં મારા મુખમાંથી બહાર નીકળી ગયો છે, તો હવે મારી એ સમસ્ત ગુપ્ત રહસ્યને પ્રકાશિત કરવાની ઇચ્છા છે અને તેથી એ રહસ્યનો હું અત્યારે જ પ્રકાશ કરીશ."

સુંદરી નીનાએ પોતાની કુરસીને ખસેડીને પોતાના પિતાની કુરસીના નિકટમાં રાખી અને ઑટો પિયાનલ્લા પણ એકાગ્રતાનો અવતાર થઇને તે કૃષિકારના વૃત્તાન્તને ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો. કૃષિકારે પોતાના વૃત્તાન્તનો નીચે પ્રમાણે આરંભ કર્યો:—

"નીના, એ લગભગ છ વર્ષ પૂર્વની ઘટના છે અને એનું તને સ્મરણ પણ હોવું જોઈએ કે તારી માતાનું મરણ થવાથી મારે કાર્નિઑલા જવું પડયું હતું," એ પછી તેણે ઑટોને સંબોધીને કહ્યું કે: "સિનોર, મારી પત્ની જર્મનીના રાજ્યમાં સ્થાયી વાસ કરી રહેલા પોતાના એક સંબંધીને મળવામાટે ગઈ હતી અને ત્યાં જ તે એક અસાધ્ય રોગનો ભોગ થઇ પડી હતી. જે વેળાયે મારી પત્નીનાં નેત્રો સદાને માટે મીચાઈ જવાની અણીપર હતાં, તે પળે જ હું અમારા તે સંબંધીને ઘેર જઈ પહોંચ્યો હતો. મારી પત્નીના શબને ભૂમિદાહ એટલે કે દફનાવવાની ક્રિયા કર્યા પછી હું મારા ઘર તરફ આવવાને ત્યાંથી એકલો જ નીકળ્યો: કારણકે, ઘેર પહોંચવામાં મને જેટલો અધિક વિલંબ થશે, તેટલાજ પ્રમાણમાં મારી પુત્રી નીના વધારે ગભરાઇ જશે, એવો મારા મનમાં ખટકો રહ્યા કરતો હતો. જે વેળાયે મેં મારા પ્રવાસનો પ્રારંભ કર્યો, તે વેળા પ્રાતઃકાળની હતી અને તે એક અત્યંત મનોહર તથા રમણીય પ્રાતઃકાળ હતો; પરંતુ મારી પત્નીના અચાનક પરલોકવાસની ઘટનાથી મારા હૃદયમાં અસહ્ય આઘાત થયો હતો અને તેથી મારૂં મસ્તિષ્ક ઠેકાણે ન હોવાથી સરળ માર્ગને ત્યાગીને હું એક બીજા જ માર્ગે ચઢી ગયો. હું ભૂલો પડયો, પણ અંતે મેં એક રસ્તો પકડી લીધો કે જે રસ્તાએ મને એક ઘણી જ મોટી અને ઊંડી ખીણના મોઢાપર લાવીને ઊભો રાખી દીધો. મને ત્યાં એ વાર્ત્તાનું બહુ જ

આશ્ચર્ય થવા લાગ્યું કે, આવો વિશાળ માર્ગ કોઇ વસતિસ્થાનમાં જઇને સમાપ્ત થવાને બદલે એ ભયાનક ખીણુના મોઢાપર આવીને શા કારણથી સમાપ્ત થયો હશે વારૂ ? આવા વિચારથી હું આમતેમ જોવા લાગ્યો અને છેવટે તે જ ઢળાણુ અને સાંકડો માર્ગ મારા જોવામાં આવ્યાં કે જેમનો વૃત્તાન્ત અત્યારે જ આપે કહી સંભળાવ્યો છે. મારૂં બહુધા સમસ્ત જીવન ઇટલી દેશનાં વિશાળ પર્વતો તથા ભયાનક ખ.ણોમાં ઊતરવા તથા ચાલવામાં વાતેલું હોવાથી મને તે સ્થળે ઊતરવામાં તથા તે ઢળાણપર ચાલવામાં કોઈ પણ પ્રકારનો ભય જણાયો નહિ. ઊતરતો ઊતરતો જ્યારે હું તે ખુલ્લા રસ્તાપર જઇ પહોંચ્યો કે જ્યાં આપ પણ પહોંચ્યા હતા, એટલે પછી તે જ માર્ગમાં ચાલતો ચાલતો છેવટે તે જ લાંબી દીવાલની નીચે જઇને ઊભો રહ્યો કે જે દીવાલ ચઢાણુના એક-છેડાથી બીજા છેડા સુધી બરાબર લંબાયલી હતી. પછી હું ત્યાં ઊભો રહીને વિચાર કરવા લાગ્યો કે, હવે શું કરવું ? પાછા ફરવું કે દરવાજાને ખખડાવવો ? હું હજી તો આવા વિચારમાં જ હતો, એટલામાં તો દરવાજામાંની બારી ધડાકા સાથે ઊઘડી ગઈ અને તે બારીમાં એક પીળી પરંતુ અતિશય સ્વરૂપવતી મુખમુદ્રા મારા જોવામાં આવી........"

"અરે, આ શું ?" ઑટોએ વચ્ચે જ આશ્ચર્ય દર્શાવ્યું.

કૃષિકારે પોતાના વૃત્તાન્તને આગળ લંબાવીને કહ્યું કેઃ "અને જે મનુષ્યની તે મુખમુદ્રા હતી, તે મનુષ્ય, મારાપર તેની દૃષ્ટિ પડતાં જ, મને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ 'હે દયાલુ આગંતુક, તમે ભલે ગમે તે હો, છતાં હું પરમેશ્વરના નામથી તમારાં ચરણોમાં પ્રાર્થના કરૂં છું કે, આ ભયાનક સ્થાનમાંથી, કે જ્યાં હું કેટલાંક વર્ષોથી પડયો પડયો સડયા કરૂં છું, છોડવો; તમો કેવળ લેર્જીક પાસે જાઓ અને ગવર્નરને એટલું જ કહો કે, બેરન્ જેર્નિન્......' "

"બેરન્ જેર્નિન્ ? અરે તે બેરન્ જેર્નિન્ હતો અને તે ઘટનાને આજે છ વર્ષ જેટલો દીર્ઘકાળ થઈ ગયો છે ?" ઑટોએ વચ્ચે જ તેના ભાષણને અટકાવીને એ પ્રમાણેનો પોકાર કર્યો.

"જી હા, એ ઘટનાને છ વર્ષ વીતી ગયાં છે !" કૃષિકારે શાંતિથી ઉત્તર આપ્યું અને વધારામાં જણાવ્યું કેઃ "મારી એ કાળગણનામાં લેશ માત્ર પણ પ્રમાદનો સંભવ નથી."

"વારૂ ત્યારે આપના વૃત્તાન્તમાં આગળ વધો; પરંતુ આ એક અત્યંત આશ્ચર્યયુક્ત વાર્તા છે; મહાકુતૂહલવર્ધક ઘટના છે, એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ." ઑટોએ કહ્યું.

કૃષિકાર પોતાના વૃત્તાન્તમાં આગળ વધીને કહેવા લાગ્યો કેઃ "તે બંદિવાને, કારણ કે, તેની અવસ્થાથી મેં તેને બંદિવાન્ તરીકે જ ઓળખ્યો હતો, પોતાના એ વાક્યની સમાપ્તિ પણ કરી નહોતી એટલામાં અચાનક કોઇએ તેને પાછળથી પકડીને ત્યાંથી દૂર હટાવી દીધો અને ત્યાર પછી દરવાજો ઊઘડી ગયો અને તેમાંથી કેટલાક શસ્ત્રધર મનુષ્યો જેમ આપે અત્યારે કહ્યું હતું તેમ, બહાર નીકળી આવ્યા ને મારી તરફ દોડવા. તે ક્ષણે જ હું તેમના હાથોમાં જઈ પડ્યો, મારી આંખોપર પટ્ટી બાંધી દેવામાં આવી અને તેઓ મને તે જ મકાનમાં લઇ ગયા. હું તે સ્થાનને મકાન એટલામાટે કહું છું કે, ત્યાં પગલાંના અવાજથી તે મકાન હોવું જોઇએ, એવો જ મને ભાસ થયા કરતો હતો. કેટલાક ઓરડામાંથી પસાર થયા પછી મારી સાથેના સૈનિકો એક સુસજ્જિત કક્ષમાં ઊભા રહી ગયા કે જે ઓરડામાંની કોઇ પણ દિશામાં કોઈ પણ બારી હતી જ નહિ..."

"પરંતુ તે ઓરડાની છતમાં કેવળ એક ગોળ છિદ્ર હતું અને તેમાંથી જ સૂર્યનો પ્રકાશ ઓરડામાં આવતો હતો; કેમ ખરૂં કે નહિ? બસ; એ જ ઓરડામાં મને પણ લઈ જવામાં આવ્યો હતો, અને એનું વર્ણન હું અત્યાર પૂર્વે કરી પણ ચૂક્યો છું." ઑટો પિયાનસ્લાએ વળી પણ વચ્ચે જ ગોકાર કરીને કહ્યું.

"પરંતુ તમારી પેઠે મારી આંખોપરની પટ્ટી તરત ઉતારી લેવામાં આવી નહોતી;" કૃષિકાર પોતાના વૃત્તાન્તને વિસ્તારતો આગળ વધીને કહેવા લાગ્યો: "કિન્તુ મારી સાથે કેવા પ્રકારનું વર્તન કરવું ઉચિત હતું, એ વિશે તેઓ પોતપોતામાં વાદવિવાદ ચલાવવા લાગ્યા. કેટલાકોએ તો મને મારી નાખવાનો જ અભિપ્રાય દર્શાવ્યો અને પોતાના એ અભિપ્રાયની પુષ્ટિમાં એ કારણ દર્શાવ્યું કે, 'મૃત મનુષ્ય કોઇ પણ કથા કહી શકતું નથી!' બીજા કેટલાકોએ એવો અભિપ્રાય આપ્યો કેઃ 'જો એને એના મરણના સમય પર્યન્ત અહીંજ કારાગૃહમાં રાખવામાં આવે, તો પણ ઠીક છે.' પરંતુ જે વૃદ્ધ પુરુષ ક્રિટ્ઝ. વિશે તમો બોલી ચૂકયા છો તે ક્રિટ્ઝે મારી વકીલાત કરી અને સૈનિકોના તે મંડળપર તેનો અધિકાર ચાલતો હોવાથી તેના અભિપ્રાયને સર્વ જનોએ સ્વીકારી લીધો અને ત્યારપછી મારી આંખોપરની પટ્ટી ખોલી નાખવામાં આવી અને ભોજનમાટેનો મને આગ્રહ કરવામાં આવ્યો. પરંતુ એ વેળાએ શાંતિથી ભોજન કરી શકાય અથવા તો જળપાનથી શુષ્ક કંઠને શીતલ કરી શકાય, એવી મારા મનની અવસ્થા નહોતી. ભયાનક વાદવિવાદના

અંતે શાંતિથી કેટલાકોએ મારા મરણને નિપજાવવાનો જે અભિપ્રાય દર્શાવ્યો હતો, તેથી મારા હૃદયમાં ભયનો અનિવાર્ય અધિકાર વ્યાપી ગયો હતો. થોડીવાર પછી ક્રિટ્જે. મને સંબોધીને ગંભીર સ્વરથી કહ્યું કે, 'જુઓ, હું તમને આ મકાનમાંથી બહાર તો કાઢું છું અને બંધનમુક્ત કરૂં છું; પરંતુ જો અહીં નિહાળેલી ઘટનાનો એક અક્ષર પણ તમો કોઈની આગળ ઉચ્ચારશો, તો એ અપરાધનો તમારી પાસેથી મહાભયંકર બદલો લેવામાં આવશે, એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી.' ક્રિટ્જના મુખમાંથી નીકળેલાં વચનો અદ્યાપિ મારા સ્મરણમાં છે. તેણે એમ પણ કહ્યું હતું કે: 'તમે એ નથી જાણતા કે, અત્યારે તમે કોના ચુંગાલમાં છો; પરંતુ હું તમને એ વિશ્વાસપૂર્વક કહું છું કે, તમારા ભાગ્યે તમને એવા મનુષ્યોના હાથમાં લાવી નાખ્યા છે, કે જો તમો તેમના સર્વનાશનો ઉદ્યોગ આદરશો, તો તમારા રક્ષણમાટે એક મોટી સેના રોકાયલી હશે, તો પણ અવશ્ય તમને નિર્દયતાથી મારી નાખવામાં આવશે. એટલામાટે તમને એજ ઉચિત છે કે, પોતાના પ્રાણોપર દયા કરીને આ રહસ્યને પ્રકાશમાં લાવવાનો પ્રાણહારક ઉદ્યમ કદાપિ કરશો નહિ.' એ પછી તેના સાથીઓમાંના એક સાથીએ બળાત્કારે મને મદિરા પાઈ. તે મદિરાનું પાન કરતાં જ હું નિશ્ચેષ્ટ થઈ ગયો અને જ્યારે બીજે દિવસે મધ્યાન્હકાળે હું શુદ્ધિમાં આવ્યો તે વેળાએ મેં મને પોતાને મારી પર્ણકુટીથી લગભગ એક સો ગજના અંતરપર પડેલો જોયો."

કૃષિકારની એ કથા સાંભળી આશ્ચર્યચકિત થઈને ઍાટો કહેવા લાગ્યો કે: "આપણાપર વીતેલી ઘટના એક જ પ્રકારની છે; પણ હવે હું પણ આપને જણાવી દઉં છું કે, મેં પણ દરવાજાની બારીમાં એક મનુષ્યના નિસ્તેજ તથા પાંડુવર્ણ મુખમંડળને જોયું હતું એને તેની એજ પ્રાર્થના પણ સાંભળી હતી. પરંતુ આ કથામાંની સર્વથી વિશેષ વિલક્ષણ ઘટના તો એ છે કે, તે મનુષ્યને મેં ઓળખી પણ લીધો હતો; તે અવશ્ય બૅરન્ જેર્નિન્ હતો."

"ત્યારે શું મેં તેને જોયો હતો, ત્યારથી અત્યાર સુધી તે કારાગૃહમાં જ એક બંદિજન તરીકે પડેલો છે?" કૃષિકારે પૂછ્યું.

"નહિ, ત્યારપછીનાં કેટલાંક વર્ષ પર્યંત તે વાયનામાં હતો." એ પ્રમાણેનું ઉત્તર આપીને ઍાટોએ વધારામાં દર્શાવ્યું કે: "અને એ ઘટનાને હું સારી રીતે જાણું છું તેનું એ કારણ છે કે, તે મારી એક માત્ર ભગિનીનો સ્વામી એટલે કે મારો બનેવી થાય છે."

"ત્યારે તો તે દુર્ભાગી મનુષ્યને તે કારાગૃહની આપત્તિઓ તથા ત્યાંનાં કષ્ટોને બળાત્કારે સહન કરાવવામાટે તેઓ બીજી વાર પકડીને ત્યાં લઇ આવેલા હોવા જોઇએ." કૃષિકાર બોલ્યો.

"ખરેખર તે એક દુર્ભાગી પુરુષજ છે;" ઑટો કહેવા લાગ્યો; "પરંતુ એ સમજી શકાતું નથી કે જ્યાં તે આટલા દિવસ કારાગૃહમાં રહી ચૂકયો હતો, તેજ સ્થાનમાં તે વળી પાછો બીજી વાર શામાટે આવ્યો હશે? અધિક આશ્ચર્યકારિણી ઘટના તો એ છે કે જ્યારે તે એ નરકાગારમાંથી છૂટી ગયો હતો તે વેળાએ પોતાની સ્વતંત્રતાની વેળામાં તેણે પોતાને આવી રીતે કારાગૃહમાં પૂરીને અગાધ કષ્ટ આપનારા દુષ્ટ મનુષ્યો પાસેથી યોગ્ય બદલો લેવાનો પૂર્ણ પ્રબંધ શામાટે ન કર્યો? શઠો સાથે શઠતા કેમ ન કરી બતાવી અને તેમને જતા કેમ કરી દીધા?"

"મારી માન્યતા પ્રમાણે તો મને એમજ જણાય છે કે, આ સર્વ ઘટનાઓમાં કોઈ એક મહાભારત ગુપ્ત રહસ્ય રહેલું હોવું જોઈએ; પરંતુ મને જે ધમકીઓ આપવામાં આવી હતી અને જે ભયથી મારી જિવ્હા અત્યાર સુધીમાં એ વિશેના એક અક્ષરને પણ ઉચ્ચારી શકી નહોતી..........."

કૃષિકાર આગળ બોલવા જતો હતો એટલામાં ઑટો પિયાનલ્લા વચ્ચે જ તેને બોલતો અટકાવીને કહેવા લાગ્યો કે: "નહિ, મહાશય, બેરન્ જેર્નિન્ એવી ધમકીઓથી ડરી જનાર ડરપોક માણુસ નથી; તેમ જ જ્યારે તે પાછો વાયનામાં આવ્યો હતો તે વેળાયે સરકાર પાસેથી તેણે પોતાની આગલી સમસ્ત ધનસંપત્તિને પાછી મેળવીને પોતાના કબ્જામાં કરી લીધી હતી, એથી આપ અનુમાન કરી શકો તેમ છે કે, એવો એક ધનાઢ્ય પુરુષ અતિશય સરળતાથી એક પ્રચંડ સેના એકત્ર કરીને એ આલ્પ્સનિવાસી પાર્વતીય દસ્યુઓ અથવા લુંટારાપર અને તેને પોતાને દીર્ઘકાળ પર્યન્ત કારાગૃહમાં રાખનાર દુષ્ટ જનોપર આક્રમણ કરીને તેમને ચતુર્ભુજ કરી શકે તેમ હતું. મેં સાંભળ્યું છે કે, બેરન્ જેર્નિન્ બાર કે તેર વર્ષ પર્યન્ત વાયનાથી બહાર રહ્યો હતો, પરંતુ વાયનામાં આવ્યા પછી તેણે પોતાના એ કારાગૃહવાસની વાર્ત્તા કોઇને પણ જણાવી હોય એવું મને સ્મરણ નથી. માત્ર એટલી વાર્ત્તા તેણે અવશ્ય જણાવી હતી કે તુર્કસ્તાનમાં ક્યાંક તે પકડાયો હતો અને કેટલાક સમય પર્યન્ત કેદ રહ્યો હતો; પરંતુ આ આલ્પ્સમાંના કારાગૃહવાસનું તો તેણે નામ માત્ર પણ લીધું નહોતું. આ સર્વ વાતો

હું આપને એટલામાટે જણાવું છું કે, આપનો મારામાં વિશ્વાસ બંધાયો છે અને મને પોતાના અંતઃકરણમાંની ગુપ્ત વાર્તાઓ આપે જણાવી દીધી છે. અસ્તુઃ ત્યારે આપની સર્વ વાર્તાઓનું તાત્પર્ય માત્ર એટલું જ છે કે, બેરન્ જોર્નન્ એ પાર્વતીય દુર્ગમાં બંદિવાન્ થઇને પડ્યો છે, એ તો નિશ્ચિત છે. તે મારો બનેવી છે અને તેનાં સ્વભાવ તથા વર્તન આદિને જો કે હું બહુજ ઘૃણાની દૃષ્ટિથી જોઉં છું અને એ સાંભળીને તમને કદાચિત્ આશ્ચર્ય પણ થશે કે તે કેવળ મારા નામ માત્રને જ જાણે છે અને મને દીઠે ઓળખતો પણ નથી, તો પણ કોઇ પણ પ્રકારે અને કોઇ પણ પ્રયત્નથી તેને એ કારાગૃહમાંથી છોડાવવો, એ કાર્યને હું મારૂં એક પરમ કર્ત્તવ્ય જ માનું છું. ”

“ પરંતુ, સિનોર, આ તમે ધારો છો તેવું સહજ અને સરળ કાર્ય નથી; ” કૃષિકાર મસ્તક ધૂણાવીને કહેવા લાગ્યોઃ “ કારણ કે, તે દુર્ગપર રખાયલી એક નાનકડી તોપ તે સાંકડા માર્ગમાં થઇને આવનારા એક મોટા સૈન્યને પણ ધૂળમાં મેળવી દેવાને સમર્થ છે, એ વિષયનો આપે કાંઇ પણ વિચાર કર્યો છે ખરો કે ? ”

“ પરંતુ તે દુર્ગમાં આવવા જવામાટેનો બીજો કોઇ માર્ગ પણ અવશ્ય હોવો જ જોઇએ; ” ઑટો કોઇપણ પ્રકારના ભય કિંવા સંકોચ વિના હિમ્મતથી કહેવા લાગ્યોઃ “ કારણ કે, જો તેમ ન હોય તો આપને અને મને મદિરાપાનથી નિશ્ચેષ્ટ કરીને અહીં લઇ આવવાનું શું કારણ હોઈ શકે વારૂ? આ પ્રયોગ તેમણે કેવળ તે માર્ગને આપણાથી સર્વથા અજ્ઞાત રાખવામાટે જ યોજેલો હોવો જોઇએ. તેમજ એ તો વિચારી જુઓ કે, જો એવો અન્ય કોઈ માર્ગ ન હોત, તેઓ બેથી ત્રણ દિવસના પ્રવાસની બહુજ અલ્પ કાળમાં સમાપ્તિ કેમ કરી શકત વારૂ ? ”

“ જ્યારથી હું એ ઘટનાના સંબંધમાં આવ્યો છું, ત્યારથી અત્યાર સુધી મારા મનમાં પણ સતત એવા પ્રકારનો જ સંશય આવ્યા કરે છે. ” કૃષિકારે ઑટોની કલ્પનાને પુષ્ટિ આપી.

“ જ્યારે એમ જ છે તો પછી આપના જેવા આ પાર્વતીય માર્ગોથી દીર્ઘકાળના સુપરિચિત પુરુષથી તે ગુપ્ત માર્ગ સર્વથા અજ્ઞાત કિંવા અજ્ઞેય રહી શકે એ કદાપિ શક્ય છે ખરૂં કે ? ” ઑટોએ અમુક પ્રકારના આશયથી કૃષિકારને એ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

“ સિનોર, ” કૃષિકાર નિઃશ્વાસ નાખીને કહેવા લાગ્યોઃ “ સત્ય વાર્તા તો એ છે કે, જ્યારે તે ભયાનક વૃદ્ધ પુરુષની ધમકીઓનું મને સ્મરણ થઈ આવે છે, તે વેળાએ મારૂં સમસ્ત શરીર

કંપી ઉઠે છે; કારણ કે, કોઇ કોઈવાર મારા મનમાં એવો વિચાર પણ થઈ આવે છે કે જાણે અત્યારે જ કમર કસીને તે છુપા રસ્તાને શોધી કાઢવામાટે અને તે દુષ્ટોના ભેદોને જાણી લેવામાટે તૈયાર થઇ જાઉં; પરંતુ વળી પાછો એવો વિચાર થાય છે કે, પોતાના કાંમધંધાને છોડીને બીજાનાં કામોમાં વ્યર્થ હસ્તાક્ષેપ કરવાથી મને શો લાભ થવાનો હતો વારૂ ? આ સર્વ વિચારો ઉપરાંત એક બીજો વિચાર પણ મને એ સાહસથી દૂર અને દૂર રાખ્યા કરે છે અને તે એ છે કે, જો હું કોઈ આપત્તિમાં આવી પડીશ અને મારા જીવનનો અંત આવી જશે, તો મારી પ્રિય પુત્રી નીનાનું શું થશે; કારણ કે, એ બિચારીને સંભાળનાર મારા વિના બીજું કોઈ પણ નથી. અર્થાત્ મારા મરણથી નીના સર્વથા અનાથા અને અસહાયા જ થઈ જશે. ”

કૃષિકાર આ પ્રમાણે પોતાના વિચારોને દર્શાવતો હતો તે વેળાએ ઍાટો એક અન્ય વિષયના વિચારમાં નિમગ્ન થયેલો હતો. અર્થાત્ કૃષિકારની વાર્ત્તાની સમાપ્તિ થતાં જ ઍાટો કહેવા લાગ્યો કે: “ જુઓ, બાબત જાણે એમ છે કે, મેં આ રહસ્ય અથવા ભેદને પ્રકાશમાં લાવવામાટેનો પૂરેપૂરો નિશ્ચય કરી લીધો છે. હું આપની એ વાર્ત્તાને તો અંતઃકરણપૂર્વક સ્વીકારૂં છું કે, જે સ્થાનને પ્રકૃતિએ અદ્‌ભુત દૃઢતાથી રક્ષેલું છે તે સ્થાનમાં એક મોટામાં મોટી સેના પણ સરળતાથી વિજય મેળવી શકે, એ તો સર્વથા અશક્યજ છે. ત્યારે હવે એ રહસ્યને પ્રકાશમાં લાવવાનો એક માત્ર એજ ઉપાય છે કે જે માર્ગ તે પાર્વતીય દુર્ગ તથા ઈટલીના મધ્યમાં આવેલો છે, તે ગુપ્ત માર્ગનો કોઈ પણ ઉપાયે પત્તો મેળવી લેવો. આમાં તો આપને કોઈ પ્રકારનો ભય કિવા સંકોચ થવાનો સંભવ નથી તેમજ આ કામનો બદલો પણ હું આપને આપની ઈચ્છા પ્રમાણે આપવાને તૈયાર છું. ”

“ આપની આ પ્રાર્થનાનો મારાથી અસ્વીકાર કરી શકાય તેમ નથી; કારણ કે, પર્વતોમાં ભટકીને તે માર્ગને શોધવાના કાર્યમાં આપને યોગ્ય સહાયતા આપવાથી મારી કોઇ પણ પ્રકારની હાનિ થવાનો સંભવ નથી; પરંતુ આપનાં અન્ય કાર્યોમાં આપના સહાયક તરીકે રહેવામાં મને સંકોચ થાય છે અને તેથી તે વિશે નિશ્ચયપૂર્વક અત્યારે જ મારાથી કાંઇ પણ ઉત્તર આપી શકાય તેમ નથી. ” કૃષિકારે ઍાટોની એક વાર્ત્તાનો સ્વીકાર કર્યો અને અન્ય ઈચ્છાનો અસ્વીકાર કર્યો.

" વારૂ, તો જો આપ એક જ કાર્યમાં મારી સહાયતા કરશો, તો પણ આપનો મારાપર મોટો ઉપકાર થશે. હવે જો આપની આજ્ઞા હોય તો જ્યાં સુધી આપણા આ કાર્યની સમાપ્તિ ન થઈ જાય, ત્યાં સુધી હું આપના આવાસમાં જ રહું, એવી મારી ઇચ્છા છે." ઑટોએ ગંભીરતાથી કહ્યું.

" સિનોર, મારી આ પર્ણકુટી તે તમારૂં પોતાનું જ ગૃહ છે અને તેથી તમારી ઇચ્છા હોય, ત્યાં સુધી આ પર્ણકુટીમાં રહો. મારૂં નામ મૅન્જિની છે અને આ નામના અધિકારીએ કદાપિ કોઈ પણ અતિથિને પોતાના દ્વારપરથી નિરાશ કરીને પાછો વળ્યો નથી. આજે આનંદથી અહીં વિશ્રામ કરો. આવતી કાલે પ્રાતઃકાલમાં સૂર્યના ઉદયથી પૂર્વેજ આપણે અહીંથી પ્રયાણ કરીશું અને તે માર્ગને શોધવાના કાર્યનો આરંભ કરી દઇશું."

આ પ્રમાણેનો વિવેક કરીને ઇટાલિયન્ કૃષિકાર મૅન્જિનીએ પોતાની પુત્રી નીનાને ભોજનની તૈયારીમાટેની આજ્ઞા આપી દીધી. નીના જે વેળાયે ટેબલ્પર ભોજ્ય પદાર્થોને લાવીને રાખવાના કાર્યમાં નિમગ્ન થયેલી હતી, તે વેળાયે તેને જોઇને ઑટો તેના સૌન્દર્યની પોતાના હૃદયમાં પ્રશંસા કરી રહ્યો હતો. ખરેખર તેની દૃષ્ટિને સ્વચ્છ તથા નિર્મળહૃદયા નીના એક દેવી તુલ્ય જ દેખાતી હતી. તે અત્યાર પૂર્વે જ જાણી ચૂક્યો હતો કે, નીના એક અપૂર્વ સુન્દરી બાળા હતી. તે બાળાની મુખાકૃતિ બહુજ આકર્ષક અને મનોહર હતી, તેનાં નેત્રો વિશાળ તથા કૃષ્ણવર્ણ હતાં, તેનું મુખમંડળ કોમળ તથા લઘુ હતું અને તેની દુગ્ધધવલા દંતપંક્તિ ઉત્કૃષ્ટ મૌક્તિક પંક્તિને પણ શર્માવી નાખે તેવી હતી. તે બાળાની ચામડીનો રંગ જો કે સ્વચ્છ હતો, પરંતુ ઘઉંવર્ણો હતો, એટલે કે, તેની અંગકાન્તિ પરિપકવ રંગની હતી.

સંધ્યાકાળ પર્યન્તના સહવાસ તથા વાર્તાલાપથી જેમ જેમ ઑટો તે બાળા સાથે અધિક પરિચિત થતો ગયો, તેમ તેમ સ્પષ્ટતાથી તેના જાણવામાં આવતું ગયું કે, તે બાળા બહુજ હસમુખી, મૃદુ સ્વભાવની અને મળતાવડી હતી. ઑટો પોતે પણ અતિશય સુંદર તથા તરુણ હોવાથી તેઓ બન્ને જાણી ગયાં કે તેમને એક બીજાના સમાગમથી એક પ્રકારનો અપૂર્વ આનંદ પ્રાપ્ત થતો હતો. તે બાળાને સત્યશીલતા તથા લજ્જા એ બે અમૂલ્ય રત્નોવડે પરમાત્માએ સંપૂર્ણ શૃંગારેલી હતી અને એ બે સદ્ગુણોએ ઑટોના મનમાં તેના વિશે એવો તો પૂજ્યભાવ પ્રકટાવ્યો કે તેના પરિણામે

મહુધા તે પોતાના હૃદયને તે બાળાનાં ચરણોમાં સમર્પી ચૂક્યો. રો પિયાનહ્યાને એક સારી કોટડી જુદી કાઢી આપવામાં આવી ને તેથી તેણે તે પર્ણકુટીમાં જ વિશ્રાંતિના ઉપભોગમાં નિશાનો સમય વીતાડી દીધો. સૂર્યોદયથી એક કલાક પહેલાં તે ઉઠયો અને વસ્ત્ર આદિ પહેરી લઇને પર્વતોમાં ભ્રમણ કરવા જવામાટે તૈયાર થઇને મૅન્જિ.નીની વાટ જોતો બેઠો. નીનાએ તત્કાળ ભોજન સામગ્રીને લાવીને તેના ટેબ્લપર હાજર કરી દીધી અને ઑટોએ નાસ્તો કરી લીધો એટલે મોન્જિ.નીએ તેને પોતાના તૈયાર હોવાની ખબર આપી દીધી અને ત્યાંથી નીકળવામાટેની તત્પરતા દર્શાવી. તેમના પ્રયાણની વેળાએ નીનાએ મધુર સ્મિત સહિત ઑટોને તેના પોતાના પિતાની સંભાળ રાખવામાટેની પ્રાર્થના કરી. મેન્જિ.નીએ પોતાની કન્યાને છાતી સરસી ચાંપી અને તેના ભાલપ્રદેશને ચુંબનવડે આર્દ્ર કરીને તે ઑટોની સાથે જુલિયન આલ્પ્સ ભણી જવાને ચાલતો થઈ ગયો.

---

## પ્રકરણ ૧૨ મું

### જુલિયન્ આલ્પ્સમાંનાં સાહસકર્મો

રમણીય પ્રાતઃકાળમાં ઑટો તથા મૅન્જિ.ની પર્વતના જે ભાગમાં ઉપર અને ઉપર ચઢતા જતા હતા, તે પર્વતભાગમાં નીલશ્વેતરંગીય ધૂમસનો પ્રસાર થયેલો દેખાતો હતો અને પર્વતનાં ઉચ્ચતમ શિખરોપર ગાઢા કાળા રંગનાં વાદળો છવાયલાં જોવામાં આવતાં હતાં. પર્વતોના નીચેના ભાગમાં જ્યાં સુધી દૃષ્ટિ પહોંચી શકતી હતી, ત્યાં સુધી કેવળ હરિયાળી અને હરિયાળી જ દૃષ્ટિગોચર થતી હતી અને કેટલાક લઘુ પર્વતો તો શિખરથી તલભાગ પર્યન્ત સર્વથા શ્યામવર્ણ અરણ્યોવડે જ આચ્છાદિત થયેલા હતા અને તેમનામાં વચ્ચે કેવળ નાનાં નાનાં ચઢાણોના કકડા જ દેખાતા હતા. એ પર્વતોમાં સ્થળે સ્થળે અતિશય સુંદર વૃક્ષો ઉભેલાં હતાં અને તે વૃક્ષો ત્યાંની ભૂમિ તથા ત્યાંના વાતાવરણમાં તે ઋતુમાં ઉદ્‌ભવતાં પુષ્પોવડે મંડિત હોવાથી એ વેળાયે ત્યાંનો એ વનપ્રદેશ અતિશય સુંદર તથા મનોહર દેખાતો હતો.

પ્રથમ તો એ પર્વતનું ચઢાણ બહુ જ સરળ દેખાતું હતું, પણ આગળ વધતાં માર્ગની ભયંકરતાનો તેમને પરિચય થવા લાગ્યો;

કારણ કે, તે માર્ગમાં સ્થળે સ્થળે અંધકારાવૃત્ત અને જંગલી વૃક્ષ, વલ્લરી આદિથી ઢંકાયલા એટલાબધા ખાડા આવતા હતા કે જેમની ગણના થવી અશક્ય હતી અને તે ઢંકાયલા ખાડા સાધારણ દૃષ્ટિથી દેખાય તેવા ન હોવાથી મનમાં વારંવાર અકસ્માતનો ભય રહ્યા કરતો હતો.. એક મોટા ચઢાણને સમાપ્ત કર્યા પછી ઑરોએ પોતાના સાથીને થોડા વખતને માટે ત્યાં થોભી જવાની પ્રાર્થના કરી અને ત્યાર પછી ઑરો સ્થિરતાથી ઉભો રહીને જ્યાંથી તે હમણાં જ પર્વતના ઉપરના ભાગમાં આવ્યો હતો તે ઈટાલિયન્ દૃશ્યને સ્થિરભાવથી જોવા લાગ્યો. જ્યારે તેણે ઉત્તર દિશાપ્રતિ પોતાના દૃષ્ટિનો પાત કર્યો, તે વેળાયે તે દેશનાં ફળદ્રૂપ ક્ષેત્રો, ત્યાંની હરિતતૃણશય્યા અને ત્યાંની ભૂમિમાં ઉત્પન્ન થતી વસ્તુઓને જોઇને તે આશ્ચર્યચકિત થઈ ગયો. જ્યારે તેણે દક્ષિણ દિશાપ્રતિ દૃષ્ટિપાત કર્યો એટલે ત્યાં પર્વતોની એક એવી શ્રેણી તેના જોવામાં આવી કે જે શ્રેણી એક પછી બીજી અને બીજી પછી ત્રીજી એવી રીતે એક પછી એક આગળ અને આગળ લંબાતી ગઈ હતી અને છેવટે દીર્ઘ અંતરપર પહોંચીને તે પર્વતો આકાશના નીલવર્ણમાં એવા તો મળી ગયા હતા કે તેઓ આકાશથી ભિન્ન પદાર્થ તરીકે ઓળખી જ શકાતા નહોતા.

હવે આકાશમાં સૂર્યનારાયણ કાંઈક વધારે ઉંચા ચઢી આવ્યા હતા અને વાદળાં ફાટીને આમ તેમ વિખરાઈ ગયાં હતાં એટલે એ પર્વતોનું દૃશ્ય આગળ કરતાં અધિક મનોહર અને તેની સાથે જ અધિક ભયંકર પણ થતું જતું હતું. એ પછી ઑરો તથા મૅજિનીએ ત્યાંથી આગળ વધવા માંડ્યું અને તે વેળાયે મૅજિનીએ ઑરોને ઉદ્દેશીને ગંભીરતાથી કહ્યું કેઃ—

"પેલા ગુપ્ત દુર્ગમાં જતો માર્ગ આપણને પર્વતની તળેટીમાં મળવાનો સંભવ છે જ નહિ અને તેટલામાટે તે માર્ગને એવા સ્થાનોમાં શોધવાની આવશ્યકતા છે કે જે સ્થાનો ઉજ્જડ હોય અને જ્યાં મનુષ્યોના ગમન આગમનરૂપ વ્યાપારનો સર્વથા અભાવ જ હોય; કારણ કે, જ્યારે તેમણે પોતાના દુર્ગના એક બાજૂના માર્ગને એટલોબધો ભયંકર કરી રાખ્યો છે, તો બીજી બાજૂનો ઇટલી દેશમાંથી ત્યાં જવાનો માર્ગ કદાચિત્ તેવો અને તેટલો કઠિન ન હોય, તો પણ કાંઇક ચકરાવાદાર અને પેચીલો તો અવશ્ય હશે જ, એવી મારી કલ્પના છે."

"તમારૂં કથન સત્ય છે;" ઑરો કહેવા લાગ્યોઃ "પરંતુ એક ઘટના એવી છે કે જે કદાચિત્ આપણા તે દુર્ગને શોધવાના કાર્યમાં

આપણને બહુ જ સારી સહાયતા આપી શકશે, એવી મારી માન્યતા છે."

"તે કઈ ઘટના વારૂ?" મૅજિનીએ આતુરતાથી પુછ્યું.

તેના ઉત્તરમાં ઑટો ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ "જ્યારે તમને તે દુર્ગનાં મદિરાપાનથી નિશ્ચેષ્ટ કરવામાં આવ્યા હતા, ત્યાર પછી શુદ્ધિમાં આવતાં તમોએ પોતાને પોતાની પર્ણકુટીથી એક સો ગજના અંતરપર પડેલા જોયા હતા અને જ્યારે ગઈ કાલે મધ્યાન્હ સમયે હું શુદ્ધિમાં આવ્યો હતો, ત્યારે મેં પણ મને પોતાને તમારી પર્ણકુટીથી તેટલા જ અંતરપર એક હરિયાળીવાળા મેદાનમાં પડેલો જોયો હતો. ત્યારે હવે વિચારવા યોગ્ય વિષય એ જ છે કે, જે લોકો આપણને ઉપાડીને લઇ આવ્યા હશે, તેઓ પોતાના ગુપ્ત માર્ગમાંથી નીકળીને જ્યાં સુધી બન્યું હશે ત્યાં સુધી કોઇ એક અલ્પ માર્ગને પૂરો કરીને તે ક્ષેત્ર પર્યન્ત આવ્યા હશે કે જ્યાં તેઓ આપણને મૂકી ગયા હતા; કારણ કે, તેમને દૂર સુધી ભટકવામાં કોઇ પણ પ્રકારનો લાભ હોઇ શકે જ નહિ. આ સર્વ કારણોથી પ્રથમ તો તે ક્ષેત્રોની આસપાસનાં જંગલો તથા પર્વતોમાં જ શોધ ચલાવવાની આવશ્યકતા છે અને ત્યાં જો તે માર્ગ જોવામાં ન આવે, તો પછી દૂરના ભાગમાં જવાનો આપણે યથાસાધ્ય ઉદ્યોગ કરીશું."

"આ દિશામાં મને પોતાને પણ એ જ વિચારો ખેંચી લાવ્યા છે;" મૅજિની પણ ઑટોના વિચારો સાથે મળતો થઇને કહેવા લાગ્યોઃ "આવો ત્યારે આપણે પેલા સામેના ચઢાણપર ચઢીએ અને તેની બીજી બાજૂએ જઇને બારીક શોધખોળનો આરંભ કરી દઇએ."

આવા પ્રકારના વાર્ત્તાલાપ પછી તરત જ તે બન્ને તે ચઢાણપર ચઢવા લાગ્યા અને કેટલાક સમય પછી ચારથી પાંચ માઇલના ઉંચાણપર પહોંચી ગયા. ત્યાંથી આગળ વધતાં તેઓ એક એવી સાંકડી ખીણમાં જઈ પહોંચ્યા કે જેની બન્ને બાજૂએ બહુ જ ઉંચા તથા ઝુકેલા ખડકો તથા અત્યંત ભયાનક ઘાટો આવેલા હતા. ત્યાંના દૃશ્યનો આકાર અતિશય ભીષણ હોવાથી તેને જોતાં હૃદયમાં ભીતિનો સંચાર થતો હતો અને તેમાં પ્રવેશવામાટે અંતરાત્મા વારંવાર ના અને ના જ પાડ્યા કરતો હતો. જેવા તે બન્ને જણ તે ચક્કરદાર ગુફામાં ઉતર્યા કે તત્કાળ શીતલ વાયુની એક લહરીએ આવીને તેમના મુખમંડળમાં આઘાત કર્યો અને ત્યાર પછી કોઈ એક પાર્વતીય નદીના મહાવેગથી થતા ખડકોપરના જલપાતનો નાદ તેમનાં

શ્રવણોમાં આવીને અથડાયો. તે જલપાતના પ્રતિધ્વનિથી, જાણે સહ-સ્ત્રાવધિ નદીઓ ગર્જનાપૂર્વક વહન કરી રહી હોયની ! એવો જ ભાસ થયા કરતો હતો. તેઓ વધારે આગળ વધ્યા એટલે શીતલ વાયુની લહરીઓ હિમાચ્છાદિત પર્વતશિખરો સાથે અથડાઇને તેમનાં શરીરોને આઘાત કરવા લાગી અને તેથી જાણે હિમના બાણો આવીને તેમનાં અસ્થિઓને વીંધી નાખતા હોયની ! એવો જ તેમને અનુભવ થવા લાગ્યો. તાત્પર્ય કે, કેવળ એક પ્રહરના પ્રવાસમાં જ, જાણે તેઓ કોઈ બહુ દૂરના દેશમાં આવી પહોંચ્યા હોયની ! એવો જ તેમને સત્ય ઘટનાવત્ ભ્રમ થવા લાગ્યો.

એ કોતર લગભગ એક ચતુર્થાંશ માઈલ પર્યન્ત સમરૂપથી લંબાયલું હતું અને ત્યાર પછી ખડકોપર ઉગેલાં શુષ્ક વૃક્ષોના મધ્યમાંથી આગળ વધીને એક બહુ જ મોટા ખડકના શિરોભાગપર જઇને અચાનક સમાપ્ત થઇ ગયું હતું. એ ખડકની નીચેના ભાગમાં એક જળપ્રવાહ ભયંકર વેગથી વહન કરી રહ્યો હતો. એ સ્થાનમાં ઉભા રહેવાથી આલ્પાઇન્નું એક મહાવિશાળ તથા આકાશભેદી દૃશ્ય દૃષ્ટિગોચર થતું હતું. એ ગહન પર્વતના આ બાજુના ભાગમાં તેઓ ઉભા હતા, પરંતુ સામેની બાજૂએ ઉંચા તથા પહોળા ખડકોના સ્તરો એકપર એક જામેલા હતા અને ડાબી તથા જમણી બાજૂએ જ્યાં સુધી દૃષ્ટિ પહોંચી શકતી હતી ત્યાં સુધી એ જ દૃશ્ય જોવામાં આવતું હતું. વહન કરતા જલપ્રવાહના તીરપ્રાંતમાં એ ઉભય પ્રવાસીઓનાં ચરણોની નીચે બહુ મોટાં મોટાં અને જૂનાં વૃક્ષો વાયુના તીવ્ર ઝપાટાથી ઝૂલી રહ્યાં હતાં અને તે જલપ્રવાહના તીરપ્રાન્તોની ભૂમિ ઉત્તમ હોવાથી ત્યાં નાના પ્રકારનાં મનોહર પુષ્પો પ્રફુલ્લિત થયેલાં દેખાતાં હતાં. જે પુષ્પોને આલ્પ્સના ગુલાબના નામથી ઓળખવામાં આવે છે, તે જ એ પુષ્પો હતાં.

ચાલતો ચાલતો અચાનક મૅજિની એક સ્થળે ઉભો રહી ગયો અને તે સ્થાનની યોગ્ય નિરીક્ષા કરીને કહેવા લાગ્યો કે: "હું અનુમાન કરૂં છું કે, આ ખીણના સામા કિનારાપર પહોંચવામાટેનો કોઈ પણ માર્ગ અહીં અવશ્ય હોવો જોઇએ. જુઓ અહીંની ઝાડીઓ અને અહીંના કાંટા મનુષ્યોના હાથથી સાફ થયેલાં દેખાય છે;" ત્યારપછી એક વિશિષ્ટ સ્થળપ્રતિ અંગુલીનિર્દેશ કરીને તે બોલ્યો કે: "અને મનુષ્યોએ અવશ્ય કોઇ ઉદ્દેશથી જ એ કાર્ય કરેલું હોવું જોઈએ, એ તો કોઈ પણ કળી શકે તેમ છે. વળી જુઓ, આ કપાયલાં ઝાડોનાં ઠુંઠાંમાંથી નવાં નવાં કૂંપળો નવીનતાથી નીકળતાં હોય, એમ જણાય છે."

મૅન્જિની કે જે પોતાના અનુભવના યોગે એ પર્વતોના માર્ગોથી સારી રીતે પરિચિત હતો, તેણે તે સ્થાનના સૂક્ષ્મ નિરીક્ષણ તથા પરીક્ષણના કાર્યનો આરંભ કરી દીધો અને તેના એ કાર્યમાં ચિત્રકાર ઑટો પણ તેને યોગ્ય સહાયતા આપવા લાગ્યો. અલ્પકાળમાં જ મૅન્જિનીના મુખમાંથી એક આનંદદર્શક ઉદ્‌ગાર નીકળ્યો. ઑટો તે ક્ષણેજ તેની પાસે ગયો અને તેણે જોયું તો વૃક્ષોના એક વિશાળ સમૂહની પાછળ તે ખીણની જમણી બાજૂના ખડકમાં એક લઘુ તથા અંધકારમયી ગુહા તેના જોવામાં આવી.

મૅન્જિની ઑટોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: "જુઓ, અહીં આ ગુપ્ત માર્ગ છે; અને જો તેમ ન હોય, તો આપણે મોટા ભૂલાવામાં પડયા છીએ, એમ પણ કહી શકાય. પરંતુ નહિ, જો ધ્યાન આપીને જોશો, તો અહીંની ઝાડી તથા અહીનાં નાનાં નાનાં વૃક્ષોને કેવળ એ માર્ગને સ્વચ્છ રાખવામાટે જ કાપી નાખવામાં આવ્યાં છે, એમ તમને જણાશે; તેમજ આ નાનાં નાનાં પાંદડાંને જોતાં પણ એમજ જણાય છે કે મનુષ્યોના પગોના દબાણથી એ પાંદડાં પણ ચગદાઈ ગયાં છે. પરંતુ અત્યારે મધ્યાન્હકાળ વીતી ગયો છે અને આકાશમાં મેઘો છવાઈ ગયા છે, એથી ભય થાય છે કે, અલ્પસમયમાં જ સર્વત્ર ઘોર અંધકારનો અધિકાર વ્યાપી જશે, અર્થાત્ અત્યારે આપણે અહીંથી પાછા ફરીએ એ જ મને ઉત્તમ જણાય છે અને આજના દિવસ પૂરતું આપણે સંપૂર્ણ કાર્ય કર્યું છે, એમ તમને પણ નથી જણાતું કે શું ? આજે હવે અહીં વધારે વાર થોભવું લાભકારક નથી; કારણકે, વાતાવરણમાં મને ભયંકર ચિન્હો દૃષ્ટિગોચર થાય છે."

"વાતાવરણમાં એવાં ભયંકર શાં ચિન્હો છે કે જેમને જોઇને તમો આટલી સીમાપર્યન્ત ભયભીત થઈ ગયા છો ?" ઑટોએ આતુરતાથી પૂછ્યું.

"હું બરફના તૂફાનના ચિન્હોને જોઇને જ આટલોબધો ગભરાઇ ગયો છું;" મૅન્જિનીએ ઉત્તર આપવા માંડયું: "અત્યારે જ્યાં બરફનો એક કકડો પણ દેખાતો નથી, ત્યાં એ તૂફાનનો આરંભ થયા પછી માત્ર એક કલાકમાં જ બરફના ઢગલા થઈ જશે અને આ ભૂમિ કેટલાક ફીટ બરફની ઊંડાઈમાં દટાઇ જશે."

"પરંતુ આ ગુફામાં ખરેખર કોઈ માર્ગ છે કે કેમ, એનો નિશ્ચય તો આપણે અવશ્ય કરી જ લેવો જોઇએ. આટલું જાણી લેવામાં કાંઈ કલાક કે બે કલાકનો સમય વીતવાનો નથી. આ કાર્ય

એ ચાર ક્ષણમાં જ પતી જાય તેવું છે અને તેથી એ કાર્યને મુલ્તવી ન રાખવું, એવો મારો અભિપ્રાય છે." ઑટોએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

કૃષિકાર મૅજિનીએ ઑટોના આ અભિપ્રાયનો પ્રતિવાદ ન કર્યો, કિન્તુ તે વૃક્ષોના સમૂહમાં પ્રવેશીને તે ગુહાના મુખપર જઇને ઊભો રહ્યો અને ત્યારપછી ગુહામાં ઊતરી ગયો. ઑટો કે જે તેની પાછળ થોડા અંતરપર ચાલતો હતો, તે પણ ગુહામાં ઊતરી પડયો અને તેના પાછળ પાછળ ચાલવા લાગ્યો.

લગભગ એક સો ગજ પર્યન્ત તો તે રસ્તો બહુ જ સાંકડો હતો, એટલે કે, તેની પહોળાઈ એક ગજ કરતાં પણ ઓછી હતી અને તેની ઉંચાઇ ચાર ફીટ કરતાં વધારે નહોતી; પરંતુ જ્યારે તેઓ સો ગજના અંતરને કાપીને આગળ વધ્યા એટલે પછી કાંઇક પહોળો માર્ગ તેમને મળવા લાગ્યો અને થોડા અંતરપર એક પર્વતાન્તભાગ જોવામાં આવ્યો કે જ્યાં જઇને એ ગુહાનો માર્ગ સમાપ્ત થતો હતો; પરંતુ એક બીજું વલણ તેની સામેથી, એટલે કે, તે પર્વતની બીજી બાજૂએથી આરંભાતું હતું અને તેની પહોળાઇ લગભગ ચાર ફીટની હતી.

ગુહાના જે મુખસ્થાનમાં વૃક્ષોનો સમુદાય વિસ્તરેલો હતો અને જ્યાંથી એ પ્રવાસીઓએ તેમાં પ્રવેશ કર્યો હતો, તે સ્થાનથી આ બીજી ગુહા સુધીનો અંતરાય લગભગ બસેં ગજનો હતો અને આ ગુહાની રચનાને જોતાં તરત જ જણાતું હતું કે, એની રચના મનુષ્યંકૃત નહિ, કિન્તુ સર્વથા પ્રાકૃતિક જ હતી, એટલે કે, પ્રકૃતિદેવીએ જ એની રચના કરી હતી.

અને આલ્પાઇન્ પ્રદેશમાંના આવાં અલૌકિક સ્થળોને નિર્માણ કરવામાટે પ્રકૃતિદેવીએ કેવાં ભયાનક સાધનોનો ઉપયોગ કર્યો હશે, એની કોઈથી પણ કલ્પના કરી શકાય તેમ નથી. મોટા મોટા પર્વતોને ભેદીને પોતાના શરીરને નીકળી જવા યોગ્ય માર્ગ કરી લેનારા અત્યંત શીઘ્રગામી જલપ્રવાહો; એક નિમેષમાત્રમાં ગગનચુંબિત વિશાળ પર્વતોને ચૂર્ણ કરી નાખનારા અને જોતજોતાંમાં શતાવધિ પર્વતોને પાતાલમાં ઊતારી દેનારા મહાભયાનક ભૂકમ્પો; જે જોતજોતાંમાં સહસ્રાવધિ અરણ્યોને બાળીને ભસ્મીભૂત કરી નાખે છે, તે વિદ્યુલ્લતા કિંવા દામિનીના નામથી સંસારમાં ઓળખાતી ચમકતી ધવલ રેખા; તેમ જ પર્વતોપરથી નીચે ઢળીને જે અત્યંત ગહન ગર્ત્તાઓને પણ માર્ગની સમાન રેષામાં લાવી મૂકે છે, તે હિમરાશિ; ઈત્યાદિ સાધનોનો જ પ્રકૃતિદેવી આવાં કાર્યોમાં ઉપયોગ કરે છે.

" હજી પણ આપણે આગળ વધીશું ? " મૅજિનીએ આકાશ-

પ્રતિ દૃષ્ટિ ઉઠાવીને કહ્યું: કારણકે, એ વેળાયે તેના હૃદયમાં પોતાની દુહિતાની ચિન્તાનો ઉદ્ભવ થવા માંડયો હતો, પરંતુ તે સાથે તેના અભિમાને આવી રીતે ઘેર પાછા ફરવામાટેની ઇચ્છાને કાયરતાથી વ્યક્ત કરવાની પણ તેને ના પાડી દીધી.

" તમોએ થોડીવાર પહેલાં જ કહ્યું હતું કે, મધ્યાન્હકાળ વીતી ગયો છે અને તેથી કેટલોક સમય આપણા હાથમાં હોવાથી હજી પણ આપણે કાંઇક આગળ વધી શકીએ તેમ છે; કારણકે, નહિ તો પછી આવતી કાલે પ્રાતઃકાળમાં પુનઃ તમારા ઘરથી અહીં સુધી આવવામાં પાછો આપણે આટલા જ સમયનો ભોગ આપવો પડશે." ઑટોએ સકારણ આગળ વધવાની ઇચ્છા દર્શાવી.

મૅજિની વળી પાછો કાંઈ પણ ઉત્તર આપ્યા વિના વીરતાથી આગળ વધતો પર્વતપર ચઢવા લાગ્યો અને એક એવા માર્ગમાં આવી લાગ્યો કે જે માર્ગ તે પર્વતની એક કોરપરથી જ જતો હતો અને તેના નિમ્નભાગમાં એક નિર્ઝરમાંનું જળ ઉછળતું અને ભયાનક શબ્દ કરતું પ્રવાહના રૂપમાં વહન કરી રહ્યું હતું.

એ બન્ને પ્રવાસીઓ લગભગ અડધા કલાક સુધી ક્યાંય પણ અટકયા વિના એ માર્ગમાં આગળ અને આગળ વધતા રહ્યા અને ત્યારપછી એ માર્ગનો પણ અંત આવતાં એક એવો માર્ગ તેમના જોવામાં આવ્યો કે જે માર્ગ સામેના ઉચ્ચ પર્વતોપરથી ચક્કર ખાતો અને ગુફાઓમાંથી નીકળીને ઉપરના ભાગમાં ચાલ્યો ગયો હતો.

પરંતુ જેવો આપણા એ પ્રવાસીઓએ પોતાના એ માર્ગને સમાપ્ત કર્યો કે તત્કાળ મેઘની ભયાનક ગર્જના વારંવાર તેમનાં શ્રવણોમાં આવીને અથડાવા લાગી. એ ગર્જના પર્વતોના મધ્યમાંથી સંભળાતી હતી, તે વિશાળ અને ગગનસ્પર્શી પર્વત આલ્પાઇનમાં મેઘગર્જનાનો પ્રતિધ્વનિ મહાભયાનક ભાસતો હતો અને જાણે શતાવધિ તોપોને એક સાથે જ દાગી દેવામાં આવી હોયની ! એવો જ ભ્રમ થયા કરતો હતો. આકાશ અતિશય ત્વરાથી અંધકારાચ્છન્ન થવા લાગ્યું અને ચતુર્દિશામાં અંધકારનો એવો તો વિસ્તાર થઈ ગયો કે તેના યોગે સંધ્યાકાળનો ભાસ થવા લાગ્યો. પર્વતના કૃષ્ણ શરીર-પર સૌદામિની વારંવાર આળોટતી દેખાવા લાગી અને તેનો પ્રકાશ હિમરાશિપર પડવાથી વળી વધારે ચમકાટવાળો દેખાતો હતો. શીતલ-તાનો હવે શરીરમાં એવો તો તીવ્ર સંચાર થવા લાગ્યો કે ઑટોની નાસિકામાંથી એ શૈત્યના યોગે રક્તના બે ચાર બિન્દુઓ નીકળી પડયા અને તે રક્તના બિન્દુ જામી ગયા. પરંતુ મૅજિની એજ

પાર્વતીય પ્રદેશનો નિવાસી હોવાથી અને તેણે અનેક વાર આવી આપત્તિઓને સહેલી હોવાથી તેને અધિક કષ્ટ થયું નહિ. બરફના તૂફાનને આવેલું જોઇને ઍંજિનીએ પોકાર કરીને કહ્યું કે:—

"બરફના તૂફાનનો આરંભ થઇ ચૂક્યો. આપણાથી હવે આગળ પણ વધી શકાય તેમ નથી, પેલી સાંકડી ઘાટીમાં થઇને પાછા ફરી શકાય તેમ પણ નથી તેમ જ આ સ્થાનમાં સ્થિરતાથી ઉભા રેહી શકાય તેમ પણ નથી; અર્થાત્ હવે અલ્પ સમયમાં અવશ્ય આ સ્થાનમાં આપણા આ શરીરોનો નાશ થઇ જશે. મને એવો ભય રહ્યા કરે છે કે આપણે અહીં ઊભા ને ઊભા જ બરફમાં જામી જઈશું. અસ્તુ: જે થવાનું હોય તે થાય, પણ હવે તો આગળ વધવામાં જ માલ છે."

આ પ્રમાણેના નિશ્ચયથી એ ઉભય પ્રવાસીઓ ત્યાંથી આગળ વધવા લાગ્યા. એ વેળાએ તે ઘાટપરના સાંકડા માર્ગમાંથી અત્યંત તીક્ષ્ણ સનસનાટ કરતો વાયુનો ઝપાટો આવ્યા કરતો હતો અને ધીમે ધીમે તેની તીક્ષ્ણતા એટલી બધી વધી ગઇ કે એ પ્રવાસીઓનાં ચરણો બહુ જ પરિશ્રમથી પૃથ્વીપટપર સ્થિર રહી શકતાં હતાં. વળી તે શીતલ વાયુસાથે બરફના ખંડો ઉડી ઉડીને એવા તો વેગથી આવતા હતા કે તેથી એ ઉભય પ્રવાસીઓનાં શરીરમાંનું રક્ત બંધાઈ જવાની અણીપર આવી પહોંચ્યું. હવે ભીષણતાથી હિમનો પાત થવા લાગ્યો અને તેના યોગે સમસ્ત પાર્વતીય પ્રદેશ અંધકારાવૃત્ત થઇ ગયો. એ બન્ને પ્રવાસીઓ તે અંધકારમાં અદૃશ્ય થઈ ગયા અથવા તો અંધકારના આવરણથી ઢંકાઇ ગયા.

હિમપાતની તીવ્રતા હવે ક્ષણે ક્ષણે અસહ્ય થતી જતી હતી અને શીતલ વાયુના અસહ્ય આઘાતો સાથે તેમનાં શરીરોપર હિમના ખંડોનો સબળ આઘાત પણ થવા લાગ્યો. હાય! તે બિચારાઓ અત્યારે અતિશય સંકટના સમયમાં આવી સપડાયા હતા. એ વેળાએ સમસ્ત પાર્વતીય પ્રદેશ ચારે તરફથી ભયંકર તૂફાનવડે ઘેરાયલો દેખાતો હતો; તૂફાનની તીક્ષ્ણતા, હિમપાતની ગર્જના અને હિમપતનનું મહાભયાનક સ્વરૂપ તેમજ મેઘગર્જન, વીજળીનો ચમકાટ તથા જળપ્રવાહોનું વહન ઈત્યાદિના નાદો મળીને મહાભીષણ કોલાહલને ઉત્પન્ન કરતા હતા. એ નાદોના સંમેલનને પ્રકૃતિદેવીનો નાદ જ કહેવો જોઇએ. જે લોકોને આલ્પ્સ્પર્વતશ્રેણીમાં જવાનો અને એ ભયાનક દૃશ્યોને જોવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોય છે, તે લોકો જ ત્યાંના એ પ્રકૃતિનાદની યથાર્થ કલ્પના કરી શકે છે.

ઑટો તથા મૅજિની બન્ને પ્રત્યેક પગલે ગોઠણ સુધી બરફમાં ઊતરી જતા હતા અને હિમપાતના યોગે વ્યાપેલા અંધકારમાં તેમને કાંઈ પણ સૂઝતું નહોતું. મેઘની ગર્જનાથી તેમના કાનોના પડદા ફાટી જતા હતા અને શીતલતાના પરિણામે તેમના હસ્તપાદાદિ અવયવો સર્વથા શક્તિહીન થઇ ગયા હતા. આપણા ઉભય પ્રવાસીઓ મહાભીષણ તથા અનિવાર્ય આપત્તિમાં આવી પડયા હતા; ઑટો પોતાની મૂર્ખતાનો વિચાર કરીને પોતે જ પોતાને ધિક્કારતો હતો અને મૅજિનીએ પાછા વળવાનો જે ઉપદેશ આપ્યો હતો તે ઉપદેશનો અસ્વીકાર કરીને તેણે જે પ્રમાદ કર્યો હતો તે પ્રમાદને વારંવાર સંભાર્યા કરતો હતો; અને મૅજિનીના હૃદયમાં કેવળ પોતાની પ્રિયતમા પુત્રીના દુ:ખની જ વેદના થયા કરતી હતી.

આવી સ્થિતિમાં લગભગ બે કલાક જેટલો કાળ વીતી ગયો અને ત્યારપછી જેટલા વેગથી એ હિમના તૂફાનનું આગમન થયું હતું અને જેટલી ત્વરાથી હિમના પાતનો આરંભ થયો હતો, તેટલી જ શીઘ્રતાથી હિમપાતનો અવરોધ થવા લાગ્યો. પ્રથમ તો હિમનું પતન બંધ થઈ ગયું, ત્યારપછી વાયુની તીવ્રતાનો અંત આવી ગયો, અંધકારનો પણ ધીમે ધીમે લોપ થઈ ગયો, ચતુર્દિશામાં પ્રકાશનો વિસ્તાર થવા લાગ્યો અને છેવટે મેઘની ગર્જના તથા વીજળીના ચમકાટની પણ અદૃશ્યતા થઇ ગઈ. માત્ર વીસ મિનિટ જેટલા અવકાશમાં જ તે ભયાનક નાદનું ક્યાંય નામ માત્ર પણ ન રહ્યું અને સર્વત્ર એક અચલ નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપી ગયું. છતાં અદ્યાપિ આકાશમાં મેઘો તો એક પ્રકારની વિલક્ષણ સુંદરતાથી વ્યાપેલા જ હતા અને તે મેઘોની નીચે વિસ્તરેલાં હિમાચ્છાદિત પર્વતશિખરો તથા પડેલા હિમખંડો એક પ્રકારની અદ્ભુત સુંદરતાને વિસ્તારી રહ્યાં હતાં. આપણા ઉભય પ્રવાસીઓએ પોતાનાં વસ્ત્રોપર બાઝેલા હિમકણોને ઝાટકીને વસ્ત્રોને સ્વચ્છ કરી નાખ્યાં.

'મૅજિની કેવળ વીરતાના ઉત્સાહથીજ જાણીજોઇને મારી સાથે આ આપત્તિઓમાં આવી પડ્યો છે;' એ વાર્ત્તાને ઑટો સારી રીતે જાણતો હતો અને તેથી તેણે બહુજ લજ્જિત થઇને તથા મૅજિનીને માનદર્શક દૃષ્ટિથી જોઈને કહ્યું કે: "વીર કૃષિકાર, હવે આપણે અહીંથી પાછા વળીએ તો સારૂં."

એના ઉત્તરમાં મૅજિની કહેવા લાગ્યો કે: "અત્યારે હવે આપણો અહીંથી પાછા વળવાનો ઉદ્યોગ સાર્થક થાય તેમ નથી. જે માર્ગમાં ચાલીને આપણે અહીં આવ્યા છીએ, તે ઘાટની કોરપરનો

માર્ગ અત્યારે બરફથી ઢંકાઈ ગયો હશે અને તેથી ચાલવાનો રસ્તો છુપાઇ ગયો હશે. અર્થાત્ પાછા વળવાનું કાર્ય અશક્ય હોવાથી હવે આગળ વધ્યા વિના આપણો છૂટકો જ નથી."

"પરંતુ તમારી ગેરહાજરીમાં તમારી દુહિતાની શી દશા થશે, એનો તમે કાંઇ પણ વિચાર કર્યો છે ખરો કે?" ઍાટોએ પૂછ્યું.

"પવિત્ર કુમારિકા મેરીના શપથ લઇને હું કહું છું કે મારી દીન દુહિતાની આજની નિશા નાના પ્રકારની ચિન્તાઓમાં જ વીતશે." ઍંજિની કહેવા લાગ્યોઃ "એટલું સારૂં થયું કે, ઘેરથી નીકળતી વેળાયે મેં તેને એટલું જણાવી દીધું હતું કે, જો ભાગ્યયોગે આજ રાત સુધીમાં અમો પાછા ઘેર ન આવી શકીએ, તો તારે કશી પણ ચિન્તા રાખવી નહિ. વળી હું આ પાર્વતીય માર્ગો ઇત્યાદિથી પરિચિત છું, એ તે સારીરીતે જાણે છે અને એટલામાટે અત્યારે હવે આપણે કોઇ પણ પ્રકારની એવી ચિન્તા કરવાની નથી. અસ્તુઃ જુઓ, સામે એક પાષાણચિન્હ દૃષ્ટિગોચર થાય છે અને તે એમ જ દર્શાવે છે કે જીવનરક્ષાનું કોઇ સ્થાન અવશ્ય બહુજ નિકટમાં છે."

"તે પાષાણપરનું ચિન્હ ક્યાં છે વારૂ?" ઍાટોએ પોતાની આસપાસ દૃષ્ટિપાત કરીને આતુરતાથી પૂછ્યું.

ઍાટોના એ પ્રશ્નને સાંભળીને ઍંજિનીએ સુકાયલા એક ઓકવૃક્ષમાં કોતરેલા એક ગોખલા પ્રતિ અંગુલીનિર્દેશ કર્યો. એ ગોખલો વૃક્ષના મૂળથી ત્રણ હાથની ઉંચાઇપર હતો અને તેમાં જેણે જેજસ્-ક્રાઈસ્ટને પોતાના ખોળામાં લીધેલો છે, એવી કુમારિકા મેરીની પાષાણમૂર્તિને બેસાડેલી હતી. એ મૂર્તિને જોતાં જ બન્ને એક સાથે તે ઓકવૃક્ષપ્રતિ આગળ વધ્યા અને તે પવિત્ર સ્થાનમાં પહોંચીને બન્ને ગોઠણમંડીયે પડી મૌનને ધારી આંતરિક પ્રેમથી સેન્ટ મેરીની પ્રાર્થના કરવા લાગ્યા. તેમણે પ્રાર્થનામાં જણાવ્યું કેઃ "હે પવિત્ર કુમારિકા મેરી! અમારા આ કાર્યની તું નિર્વિઘ્ન પરિસમાપ્તિ કરજે અને અમારી આશાને સફળ કરજે!" એ પછી તેઓ ત્યાંથી ઊઠ્યા અને પોતાના માર્ગમાં આગળ વધવા લાગ્યા.

અનીશ્વરવાદી કિંવા નાસ્તિક લોકો પ્રાર્થના આદિ ઘટનાઓને ભલે ઠઠ્ઠા મશ્કરીમાં ઉડાવી નાખતા હોય, પરંતુ એ તો એક સત્ય વાર્તા જ છે કે ભય તથા આપત્તિના સમયમાં ઇશ્વરની અથવા પોતાની કોઈ પણ ઇષ્ટદેવતાની પ્રાર્થના કરવાથી અંતઃકરણમાં અવશ્ય એક પ્રકારના વિશિષ્ટ ઉત્સાહ તથા સાહસનો ઉદ્દભવ થાય છે અને

'પરમાત્મા આપણો સંરક્ષક છે' એવા પ્રકારની મનુષ્યની જે શ્રદ્ધા હોય છે, તે શ્રદ્ધા મનુષ્યની સર્વ કઠિનતાઓને સરળ કરી દે છે અને તેમાં પણ વિશેષત: દશ દિશામાં અચલ અને અખંડ નિસ્તબ્ધતા વ્યાપેલી હોય તથા સર્વત્ર વિશાળ ભયાનક દશ્યો વિસ્તરેલાં હોય તેવા સમયમાં એ ધાર્મિક ધ્યાન વળી અધિક પ્રબળ થઈ જાય છે અને તેના યોગે મનુષ્યને બહુજ સારી સહાયતા મળી શકે છે.

"તમો કહેતા'તાને કે રક્ષામાટેનું કોઇ સ્થાન નિકટમાં જ છે ?" કેટલાક સમયના અખંડ મૌનના અવલંબન પછી ઑટોએ અચાનક ઍન્જિ્નીને ઉદ્દેશીને એ પ્રશ્ન પૂછયો. તેઓ અત્યારે તેમણે જ્યાં પ્રાર્થના કરી હતી અને જ્યાં તેમના હૃદયમાં એક નૂતન ઉત્સાહનો સંચાર થયો હતો તે સ્થાનથી કેટલાક અંતરપર નીકળી આવ્યા હતા અને હજી પણ ચાલ્યા જ જતા હતા. ઑટોએ પોતાના લઘુ પ્રશ્નના ઉત્તરની અધિક પ્રતીક્ષા ન કરતાં તે પ્રશ્નના અનુસંધાનમાં જ જણાવ્યું કે: "કદાચિત્ હોય પણ ખરૂં; પરંતુ તે સ્થાન જો પોતાની દુષ્ટતાને બહુજ છુપાવી રાખવાની ઇચ્છાવાળા પેલા પાજીઓના અધિકારમાં જ હશે, તો તો પછી ત્યાં ચાલવાથી અને વિનાકારણ આપણને પોતાને પોતાના હાથે જ એક નવીન આપત્તિમાં નાખવાથી શો લાભ થવાનો હતો વારૂ ? આ વિશે તમારો શો અભિપ્રાય છે, ઍન્જિ્ની ?"

આપણને કયાંક પણ મુકામ તો કરવો પડશે જ, એટલે હવે જોખમ હોય, તો પણ તે જોખમમાં પડવામાટે આપણે તૈયાર તો રહેવું જ જોઈએ." કૃષિકાર ઍન્જિ્નીએ પોતાનો અભિપ્રાય દર્શાવવા માંડયો: "પ્રથમ તો આપણે એ જ નથી જાણતા કે આ માર્ગ સીધો તે ગુપ્ત દુર્ગમાં જ જાય છે કે કોઈ બીજા ગુપ્ત સ્થાનમાં જઇને પૂરો થઇ જાય છે: બીજું, જો આ માર્ગ ત્યાંજ જતો હશે, તો આપણે જ્યાં આશ્રય લઇ શકીએ એવું કોઇ પણ સ્થાન નિકટમાં હશે અને તેથી આપણે તેમનાથી કેટલાક ગાઉના અંતરપર દૂર જ રહીશું. આપણાથી પર્વતોમાં તો રાત વીતાડી શકાય તેમ છે જ નહિ, એટલે આત્મરક્ષાને યોગ્ય જે પ્રથમ સ્થાન આપણા જોવામાં આવશે ત્યાં જ આપણે અટકી જઇશું. તે સ્થાન ગમે તેના અધિકારમાં હોય, એનો અત્યારે આપણે લેશ માત્ર પણ વિચાર કરવાનો નથી."

"જ્યારે એમ જ છે, તો પછી ચાલો આપણે શીઘ્ર ગતિથી જ ચાલવા માંડીએ." ઑટોએ કહ્યું.

પંદર મિનિટમાં જ તેઓ તે ચઢાણપર ચઢીને ઉપર પહોંચી

ગયા અને ત્યાંથી આગળ વધીને તેઓ એક પર્ણકુટીના દ્વાર સમક્ષ જઇને ઉભા રહ્યા. તે પર્ણકુટી બરફવડે આચ્છાદિત હોવાથી જ્યાં સુધી તેઓ તેના દ્વારમાં પહોંચ્યા નહોતા ત્યાં સુધી ત્યાં એવું કોઈ મકાન હતું કે નહિ, એટલું પણ તેમના જાણવામાં આવી શક્યું નહોતું. એ સ્થાનની ભૂમિ સમસ્તર અથવા સમતલ હતી અને ત્યાંથી બે માર્ગો પર્વતના શિખર તરફ ચક્કર ખાઇને ચાલ્યા જતા હતા. એમાંનો એક માર્ગ જમણી બાજૂએ હતો અને બીજો માર્ગ ડાબી બાજૂએ હતો. જમણી બાજૂના માર્ગ કરતાં ડાબી બાજૂનો માર્ગ કાંઇક વધારે પહોળો હતો અને તે માર્ગની એક બાજૂએ પાષાણમાંથી કોરી કાઢીને હાથનું એક ચિન્હ બનાવીને ઉભું કરી દેવામાં આવ્યું હતું. જમણી બાજૂનો બીજો માર્ગ બહુ જ સાંકરો, ઊંચોનીચો અને ઉગેલાં વૃક્ષો તથા ખડકો આદિથી વ્યાપ્ત હતો. એ ઉભય માર્ગોને જોઇને આપણા એ ઉભય સાહસી પ્રવાસીઓના અંતઃકરણમાં એક પ્રકારના વિચારનો આવિર્ભાવ થયો અને તેમણે એક બીજાના મુખને જોઇને એ જાણી લીધું કે, "જો એ બે માર્ગોમાંનો કોઈ પણ એક માર્ગ તે ગુપ્ત દુર્ગમાં જનારો હોય, તો તે જમણી બાજૂનો માર્ગ જ હોવો જોઇએ; કારણ કે, બીજા માર્ગને સ્વચ્છ રાખવામાટેનો પરિશ્રમ કરવામાં આવ્યો છે અને ત્યાં એક વિશેષ ચિન્હને પણ રાખવામાં આવ્યું છે કે જે હસ્તચિન્હ અંગુલીવડે જમણા હાથના માર્ગને જ દર્શાવે છે."

મૅજિનીએ પ્રથમ તો તે પર્ણકુટીના દ્વારને ખખડાવ્યું અને કેટલીકવાર સુધી અંદરથી કાંઇ પણ ઉત્તર ન મળ્યું એટલે પછી તે દ્વારને ઉઘાડીને તે પર્ણકુટીના અંદરના ભાગમાં ચાલ્યો ગયો. તે પર્ણકુટી બે વિભાગોમાં વિભક્ત હતી અને અત્યારે ત્યાં કોઈ પણ મનુષ્યપ્રાણીનો નિવાસ નહોતો; પરંતુ એક અંગીઠીની પાસે જ સૂકાં લાકડાંનો એક ઢગલો ખડકેલો હતો અને આરિયામાં રસોઈમાટેનાં કેટલાંક વાસણો ગોઠવીને રાખવામાં આવ્યાં હતાં. ત્યાંની એ વ્યવસ્થાને જોઇને મૅજિનીએ ઑરોને ઉદ્દેશીને કહ્યું કે: "એ પણ આપણાં સદ્‌ભાગ્ય છે કે હું કેટલીક ભોજનસામગ્રી મારી સાથે લેતો આવ્યો છું."

ઉતાવળથી અગ્નિને પ્રજળાવવામાં આવ્યો અને ત્યારપછી ત્યાં પડેલા ટેબલપર મૅજિનીએ ભોજ્ય વસ્તુઓને વિસ્તારી દીધી. અંગીઠીની પાસેજ તેઓ સ્ટૂલોપર બેસી ગયા અને ભોજનને ન્યાય આપતા પોતાની ક્ષુધાને શાંત કરવા લાગ્યા. ભોજન લેતાં આમતેમની

બીજી વાતો ઉપરાંત તેમણે એ વિશેનો નિશ્ચય પણ કરી લીધો કે: "આજની રાત આપણે આ પર્ણકુટીમાં જ વીતાડીશું અને પ્રાતઃ-કાળ થતાંજ પાછા આપણા પ્રવાસમાં આગળ વધીશું."

સૂર્યનારાયણ અસ્તાચલમાં ચાલ્યા ગયા; છતાં એ સ્થાનમાં અંધકારનો અધિક અધિકાર થયો નહિ; કારણ કે, તારાઓની કિંચિત્ મંદ તથા પાંડુવર્ણ જ્યોતિ હિમના મોટા મોટા ખડકોપર પડી પડીને આસપાસનાં સ્થાનોમાં પ્રકાશને વિસ્તાર્યા કરતી હતી. એ ઉભય પુરુષો પોતાનાં આવશ્યક કાર્યોથી નિવૃત્ત થઈને નિદ્રાસેવનનો વિચાર કરવા લાગ્યા અને તદનુસાર તેઓ ઊંઘી જવાની તૈયારીમાં હતા; પરંતુ એ ક્ષણે જ પર્ણકુટીના બાહ્ય ભાગમાંથી કેટલાંક મનુષ્યોના કંઠરવ તેમનાં શ્રવણોમાં આવીને અથડાયા અને તે સાંભળીને તેઓ ચમકી ગયા. થોડી વારમાં જ કોઈ મનુષ્યના બલિષ્ટ હાથોએ દ્વારને ખખડાવવાનો આરંભ કરી દીધો; કારણ કે, તેમણે પર્ણકુટીમાં પ્રવેશ કરતાંની સાથે જ પર્ણકુટીના દ્વારને અંદરથી સાંકળ ચઢાવીને બંધ કરી દીધું હતું.

---

## પ્રકરણ ૧૩ મું

---

### આલ્પ્સમાંની પર્ણકુટી

એ શબ્દ સાંભળતાંજ ઑટો તથા મૅજિની દ્વાર આગળ આવ્યા અને તેમણે તે ક્ષણે જ દ્વાર ઊઘાડી નાખ્યું. દ્વાર ઊઘડતાં જ એક સ્ત્રી તથા તેની સાથેના બે પુરુષોએ પર્ણકુટીમાં પ્રવેશ કર્યો. એમાંની એ આગંતુકા અબળાએ અતિશય મૂલ્યવાન્ શૉલ ઓઢેલી હતી. ઑટોએ તરત એક સ્ટૂલને અંગીઠી આગળ લાવીને રાખ્યું અને તે સ્ત્રીને તેની ઉપર બેસવાનું કહ્યું. મૅજિનીએ અંગીઠીમાં લાકડાં નાખીને અગ્નિને વધારે પ્રજ્વલિત કરી દીધો. તે સ્ત્રીની સાથે આવેલા તેના બે સાથીઓ જ્યુલિયન્ આલ્પ્સના કાર્નિઑલન્ વિભાગના નિવાસી પાર્વતીય જનો હોય, એમ સ્પષ્ટ દેખાઈ આવતું હતું. તે સ્ત્રી અગ્નિપાસે બેસી ગઈ એટલે તેના બે સાથીઓમાંના એક સાથીએ કહ્યું કે: "હવે આપણે ખચ્ચરોની પણ કાંઈક સાર સંભાળ લેવી જોઈએ. મને સ્મરણ છે ત્યાં સુધી આ પર્ણકુટીના નિકટમાં જ એક બીજું છાપરાવાળું મકાન હતું. પરંતુ મને અહીં આવ્યાને ઘણો કાળ થઈ ગયેલો હોવાથી હવે તે મકાન હોય કે ન હોય, એ નિશ્ચય પૂર્વક મારાથી કહી શકાય તેમ નથી."

આટલું બોલીને તે સ્ત્રીના બન્ને સાથીઓ બહાર ચાલ્યા ગયા અને ત્યાર પછી તે સ્ત્રીએ પોતાના શરીર તથા ગર્દનપર લપેટેલી શૉલને ઉતારી નાખવાનો પ્રયત્ન કર્યો; કારણ કે, તે શૉલ તેના સમસ્ત શરીરપર એવા પ્રકારે લપેટેલી હતી કે માત્ર તેના મુખમંડળનો જ થોડો ભાગ દૃષ્ટિગોચર થઇ શકતો હતો. શૈત્યના આઘાતથી શરીરને બચાવવામાટે એવી રીતે શૉલને વીંટાળવાની આવશ્યકતા હતી, પણ હવે પર્ણકુટીમાં અગ્નિની ઉષ્ણતા હોવાથી તેની આવશ્યક્તા રહી નહોતી, કિંબહુના તેથી તે સ્ત્રીને કંટાળો આવવા માંડ્યો હતો અને તેથી તે શૉલને કાઢી નાખવાનો તેનો પ્રયત્ન સ્વાભાવિક જ હતો. જ્યારે તે શૉલરૂપ મેઘનું નિવારણ થઇ ગયું એટલે પર્ણકુટીરૂપ સ્વચ્છ ગગનમંડળમાં એક ભુવનમોહિની નારીમૂર્ત્તિનો સૌન્દર્યપ્રકાશ વિસ્તરી રહ્યો. વાંચકોને અહીં એટલું જણાવવું જ બસ થશે કે, એ અબળા અન્ય કોઈ નહિ, પણ આપણી એક સમયની પરિચિતા પ્રમદા ઈરીન નૉટરસ્ જ હતી.

શૉલને ઉતાર્યા પછી ઈરીન, મૅજિની તથા ઑટો પિયાનક્ષાને ઉદ્દેશીને, જર્મન્ ભાષામાં કહેવા લાગી કે: “અજ્ઞાત મહાશયો, આપે ખરેખર મારાપર અત્યારે એવો તો ઉપકાર કર્યો છે કે જે ઉપકારને દર્શાવવાની મારી વાણીમાં લેશ માત્ર પણ શક્તિ નથી. જો દયાળુ હૃદયના આ બે પાર્વતીય પુરુષો મારા સહાયક ન થયા હોત, તો અત્યારે તો હું આ હિમાચ્છાદિત ભૂમિમાં ભટકતી, બરફના તૂફાનમાં અટવાતી અને અરણ્ય તથા પર્વતોમાં રઝળતી માથું ફૂટી ફૂટીને મરી જ ગઇ હોત ! કારણ કે, હું એક બીજા જ દેશની નિવાસિની છું અને તે દેશનાં જલવાયુ અહીંનાં જલવાયુથી સર્વથા ભિન્ન પ્રકારનાં છે.”

મૅજિનીએ જર્મન્ ભાષામાં જ ઉત્તર આપતાં તે સુંદરીને સંબોધીને કહ્યું કે: “મહાશયા, હું અનુમાનથી કહી શકું છું કે, આપના આ માર્ગદર્શકો સત્ય માર્ગને ભૂલી ગયા છે; કારણ કે, જો ઈટલી દેશમાં જ આપ જવાનાં હો, તો ત્યાંના માર્ગથી આપ બહુજ દૂર નીકળી આવ્યાં છો, એ નિર્વિવાદ છે.”

“હા, મારા વિશ્વાસપાત્ર અનુચરો વાયનામાં રોગગ્રસ્ત થયા અને ત્યાંજ સ્વર્ગવાસી થઇ ગયા તેથી અત્યારે હું એકલી અટૂલી જ જર્મનીથી નીકળીને ઇટલીદેશમાં જવામાટે પ્રવાસ કરી રહી છું. ત્યાંથી નૌકામાં બેસીને મારો મારી જન્મભૂમિ સીરિયામાં ચાલ્યા જવાનો વિચાર છે.” તે પ્રવાસિની પ્રમદાએ પોતાના આશયને દર્શાવ્યો.

“મહાશયા, તમો અન્ય દેશનાં નિવાસિની હોવા છતાં પણ જર્મન્

ભાષા એવી તો શુદ્ધ તથા પ્રવાહબદ્ધ બોલોછો કે તેથી કોઈના પણ મનમાં આશ્ચર્ય થાય એ સ્વાભાવિક જ છે." ઑટોએ કહ્યું.

"મેં જર્મનભાષાનો અભ્યાસ એક એવી વ્યક્તિ પાસેથી કર્યો છે કે જેને એ ભાષા મને શીખવતાં બહુ જ આનંદ થતો હતો અને જેની શિષ્યા થવાની મારા હૃદયમાં પણ પરમ મનીષા હતી!" ઈરીને કાંઇક શોકદર્શક સ્વરથી કહેવા માંડયું! "પરંતુ હાય! હું તેને પાછો કદાપિ જોઇ શકી નથી. એક ભયાનક તથા આશ્ચર્યમય ગુપ્ત રહસ્યે તેને ભેદના પટમાં છુપાવી લીધો છે અને તેથી ભવિષ્યમાં પણ હું કદાપિ તેને જોઇ શકવાની નથી!" આ શબ્દો ઉચ્ચારતાં ઈરીનનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો અને એ જ વેળાયે તેના બે સાથીઓ પણ પાછા પર્ણકુટીમાં આવી લાગ્યા.

તેના તે બે સાથીઓમાંનો એક સાથી ઈરીનને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: "પેલું છાપરાદાર મકાન અમને મળી ગયું અને ત્યાંઅમો બન્ને ખચ્ચરોને બાંધી આવ્યા છીએ એટલે ત્યાં હવે તેઓ આરામથી રાત વીતાડી શકશે. પરંતુ શ્રીમતી, આપની પ્રકૃતિ હવે કેમ છે વારૂ?"

એના ઉત્તરમાં ઈરીન કહેવા લાગી કે: "અગ્નિની ઉષ્ણતાના યોગે મારા શરીરમાં યોગ્ય શક્તિનો આવિર્ભાવ થયો છે અને તેથી હું આશા રાખું છું કે દિવસ ઊગતાંની સાથે આપણે અવશ્ય ઈટલી પ્રતિ જવાને અહીંથી પ્રયાણ કરી શકીશું."

"જો પવિત્ર કુમારિકા મેરીની કૃપા હશે, તો, મહાશયા, આપ આવતી કાલના સંધ્યાસમયે ઈટલીની ભૂમિમાં પહોંચી જશો. પરંતુ હું જ્યાં સુધી કલ્પના કરી શકું છું, ત્યાં સુધી આપણે મૂળ માર્ગને મૂકીને આઠથી દશ માઇલ આડાં નીકળી આવ્યાં છીએ." તે પાર્વતીય પુરુષે કહ્યું.

"અને મૂળ માર્ગ આવતી કાલે પ્રાતઃકાળમાં જ તમને મળી જશે, તોપણ શું આવતી કાલે સંધ્યાકાળ સુધીમાં ખચ્ચરોની સહાયતાથી તમો ઈટલીમાં પહોંચી શકશો?" મૅજિનીએ અમુક ઉદ્દેશથી તે પહાડી માણસને પૂછ્યું.

"મારી ધારણા છે ત્યાં સુધી તો અમો આવતી કાલની સંધ્યા સુધીમાં જ ઈટલીમાં પહોંચી શકીશું." પર્વતવાસી પુરુષે કહ્યું.

"ત્યારે અમારો અનુભવ સાંભળો;" એમ કહીને મૅજિનીએ પોતાની કથાનો વિસ્તાર કરવા માંડયો: "અમોએ પ્રાતઃકાળમાં આ પર્વતશ્રેણીમાં પ્રવેશ કર્યો હતો અને સૂર્યાસ્તથી તો બહુ સમય પૂર્વે

અમો આ પર્ણકુટીમાં આવી પહોંચ્યા હતા. વળી અમો પગેપાળા અને બરફના ભયંકર તૂફાનને અનુભવતા વિલંબથી અહીં પહોંચ્યા હતા એનો પણ તમોએ વિચાર કરવાનો છે."

"આલ્પ્સના કાર્નિઑલૅન્ વિભાગના કેટલાક વૃદ્ધ પર્વત નિવાસીઓમાં એવી એક વાર્તા ચાલ્યા કરે છે કે આ બે દેશોની સીમાના મધ્યમાં એક એક એવો માર્ગ પણ અસ્તિત્વ ધરાવે છે કે તે માર્ગમાં ચાલવાથી મૂળ માર્ગ કરતાં બરાબર અડધા સમયમાં જ ધારેલા સ્થાને પહોંચી શકાય છે. પરંતુ આજ સુધીમાં અમને તે ટૂંકો રસ્તો મળી શક્યો નથી અને તે રસ્તો ક્યાં છે, એનો અમને કોઇએ કશો પત્તો પણ આપ્યો નથી." તે પર્વતનિવાસીએ કહ્યું કે જેણે પ્રથમ ઈરીન સાથે સંભાષણનો આરંભ કર્યો હતો.

"તો અમો તમને નિશ્ચય તથા વિશ્વાસપૂર્વક જણાવીએ છીએ કે મેં અને મારા આ સહચરે મળીને તે ટૂંકા માર્ગને શોધી કાઢ્યો છે અને જો મારું અનુમાન સત્ય હોય, તો અમો તે માર્ગમાં ચાલીને જ આજે આ સ્થાનમાં પહોંચ્યા છીએ અને અમારી એવી ઇચ્છા છે કે આવતી કાલે પ્રાતઃકાળમાં અહીંથી જમણી બાજૂએ જે માર્ગ વળેલો છે તે માર્ગની બરાબર તપાસ કરવી અને તે ક્યાં સુધી લંબાયલો છે તેનો પત્તો મેળવવો." ઍજિનીએ કાંઈક અભિમાનની છટાથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"તો દોસ્તો, જો આપ કૃપા કરીને અમને તે ટુંકો માર્ગ બતાવી દેશો, તો આપનો અમારાપર મોટો ઉપકાર થશે; કારણકે, મારી એવી ઇચ્છા છે કે દીર્ઘ માર્ગના ચક્રમાં ન પડતાં પ્રાતઃકાળમાં તે ટુંકા માર્ગમાં ચાલીને જ આ શ્રીમતીને ઇટલીમાં પહોંચાડી દેવાય તો વધારે સારૂં." તે પર્વતનિવાસી પુરુષે ઍજિનીને પ્રાર્થનાના સ્વરૂપમાં કહ્યું.

"નહિ, તમારા ખચ્ચરો તે ટુંકા માર્ગમાં કદાપિ ચાલી શકે તેમ નથી," હવે ઑટોએ પોતાનો અભિપ્રાય દર્શાવવા માંડ્યો; "તેમજ વળી તમારાં આ શ્રીમતી મહાશયા પણ તે ભયાનક અને પર્વતોની ધારપરથી ચાલતા માર્ગને જોઇને ગભરાઇ જશે. એ નિઃસંશય છે; એટલે તે માર્ગમાં ચાલવાના વિચાર પૂર્વે આ વિષયોનો પણ તમારે વિચાર કરવાનો છે."

"ત્યારે તો અમારે વળી પણ તે જ લાંબા અને ચક્કરવાળા માર્ગનું જ અવલંબન કરવું પડશે." તે પાર્વતીય પુરુષે બોલવા માંડ્યું: "છતાં પણ આપ લોકોએ આપેલી આ સૂચનામાટે હું

આપનો આભારી છું. મારા યુવક મિત્ર, જ્યારે મને અવકાશનો કોઈ દિવસ મળશે, ત્યારે એ માર્ગને જોઈ લેવામાટે નીકળવાની અને જો કોઈ પગે ચાલીને આવનાર પ્રવાસી હશે તો તેને લઇને એ માર્ગમાં આવવાની મારી આકાંક્ષા હોવાથી જો કૃપા કરીને આપે મને તે માર્ગ બતાવી દીધો હોત, તો વળી આપનો અધિક ઉપકાર થાત; કારણ કે પગે ચાલતા પ્રવાસીઓને ઇચ્છિત સ્થળે પહોંચાડવાના કાર્યમાં એથી મને બહુજ સરળતા થવાનો સંભવ છે."

"અમો જે માર્ગ વિશે બોલીએ છીએ, તે ટુંકા માર્ગ વિશે અમો જે કાંઇ પણ જાણીએ છીએ તે આપને આનંદથી જણાવી દેવાને અમો તૈયાર છીએ;" ઑટો નિષ્કપટભાવથી કહેવા લાગ્યો: "છતાં પણ મારો આપને કઠિન ઉપદેશ છે કે તે માર્ગમાં સંચરવા પૂર્વે બહુ જ સંભાળ રાખજો; કારણ કે, એ અલ્પજ્ઞાત માર્ગ ભયથી ભરેલો હોવો જોઇએ, એવો મારા અંતઃકરણમાં સંપૂર્ણ ભય રહ્યા કરે છે અને તેથી મારો અભિપ્રાય છે કે તે માર્ગ પ્રવાસીઓના ગમન આગમનમાટે સર્વથા અયોગ્ય છે."

"તરુણ વીર પુરુષ, હું આપના કાર્યમાં કોઇ પણ પ્રકારની બાધા કરીશ, એવી શંકાથી ભયભીત થશો નહિ." તે પર્વતનિવાસીએ અમુક સંશય લાવીને રુક્ષ સ્વરથી કહ્યું.

"હું પરમાત્માના શપથપૂર્વક કહું છું કે, હે પર્વતનિવાસી પુરુષ, આપ મને અન્યાય આપી રહ્યા છો." ઑટો આત્માભિમાનથી કહેવા લાગ્યો: "સાંભળો, મારી તેમ જ મારા આ સહચરની એવી ઇચ્છા તો છેજ નહિ કે પ્રવાસીઓને આ માર્ગમાં લાવી ઊતાવળથી તેમના સ્થાનમાં પહોંચાડીને તેમની પાસેથી કમાણી કરવી; કારણકે, એ અમારો વ્યવસાય નથી. અર્થાત્ કોઈ પણ પ્રકારના સ્વાર્થના અંગે હું આપને આ ઉપદેશ આપું છું, એમ આપે માનવાનું નથી; કિન્તુ મેં જે વાર્તા આપને કહી છે તે અક્ષરશઃ સત્ય વાર્તા હોવાથી જ કહી છે. અમારા કાર્યને જાણવાથી તમને લાભ થવાનો નથી અને જો તમને અમો અમારો હેતુ જણાવી દઇએ, તો તેથી અમારા કાર્યમાં અધિક વિઘ્ન થવાનો સંભવ પણ બહુ જ ઓછો છે, તેમ જ લાભ પણ કાંઇ નથી. પણ હા, જો તમો અમારા કાર્યમાં અમારા સહાયક થવાને તૈયાર હો, તો અમો અમારા ઉદ્દેશથી તમને પરિચિત પણ કરીશું અને સદાનેમાટે તમારા આભારના ભારતળે દબાયલા રહીશું. અમો કપટી નહિ, પણ સરળ હૃદયના મનુષ્યો છીએ, એ કદાપિ ભૂલશો નહિ."

"મારી ધૃષ્ટતાની મને ક્ષમા આપશો;" તે પર્વતનિવાસી પુરુષ નમ્રતાને દર્શાવતો કહેવા લાગ્યો: "હવે સારી રીતે મારા જાણવામાં આવી ગયું છે કે આપ એક સ્વચ્છહૃદય અને સભ્ય મનુષ્ય છો. હું આપ જેવા યોગ્ય પુરુષોનો દાસાનુદાસ છું. પરંતુ એ તો આપ કૃપા કરીને જણાવો કે આપ જાણી જોઇને પોતાને આપત્તિમાં નાખવાને શા કારણથી તૈયાર થઇ ગયા છો?"

"અમારૂં એક એવું પ્રબળ કર્ત્તવ્ય છે કે જે અમને બળાત્કારે ખેંચીને તે આપત્તિની દિશામાં લઇ જાય છે. માત્ર એક સંબંધીમાટે હું આ સર્વ પરિશ્રમો કરી રહ્યો છું; કારણ કે, મારો તે સંબંધી પુરુષ કાર્નિઑાર્લૅનની સીમાથી થોડાક માઇલોના અંતરમાં આવેલા આ પર્વતોમાંના કોઇ એક સુદૃઢ સ્થાનમાં એક બંદિવાન્ થઇને પડેલો છે, એવી મારી દૃઢ માન્યતા છે." ઑાટોએ આપત્તિમાં પડવામાટેના કારણનો સ્ફોટ કરી બતાવ્યો.

"મારી ધારણા પ્રમાણે તો આટલામાં એવું કોઇ દૃઢ સ્થાન અથવા દુર્ગ ઇત્યાદિ કાંઈ પણ છે નહિ. હા, માત્ર એક સ્થાન છે કે જે પૂર્વે એક દુર્ગ હતો, પરંતુ અત્યારે કેપ્યુચિન્‌ના આશ્રમના નામથી ઓળખાય છે અને ત્યાંનો સર્વ અધિકાર પાદરીઓના હાથમાં જ છે." તે પાર્વતીય પુરુષે હવે પોતાની માહિતીના ભંડારને ખોલવા માંડયો.

તે પાર્વતીય પુરુષના મુખમાંથી નીકળેલા આ શબ્દો સાંભળતાં જ તે દુર્ગમાં તેના સાંભળવામાં આવેલો આર્ગન્ નામક વાદ્યનો ધ્વનિ અને પ્રભુપ્રાર્થનામય સંગીત આદિનું ઑાટોને સ્મરણ થઇ આવ્યું. તે દુર્ગમાંની એ ઘટનાઓ તેની સ્મૃતિમાં તરી આવી કે જે દુર્ગમાં એરન્ જેર્નિન્‌ને બંદિવાન કરીને રાખવામાં આવ્યો હતો. અહીં ધ્યાનમાં રાખવાનું છે કે ઑાટો તે સ્થાનને દુર્ગના નામથી જ ઓળખતો હતો. અર્થાત્ કેટલોક વિચાર કર્યા પછી ઑાટોએ પૂછ્યું કે: "ત્યારે શું તે આશ્રમમાં પહોંચવાનું કાર્ય અતિશય કઠિન છે?"

ઍૅજિન્‌ની પણ તેના એ પ્રશ્નના તાત્પર્યને સમજી ગયો અને તે પાર્વતીય પુરુષના મુખમાંથી નીકળતા ઉત્તરને સાંભળવામાટે આતુર થઇ રહ્યો.

તે પર્વતનિવાસી શાંતભાવથી કહેવા લાગ્યો કે: "ત્યાંનો માર્ગ જો કે ઘણો જ ચક્કરદાર અને આડો અવળો છે, છતાં તે માર્ગની પહોળાઇ એટલી બધી છે કે તેમાં બે ખચ્ચરો એક સાથે જોડાજોડ ચાલી શકે છે. તે માર્ગ સીધો તે દુર્ગના દ્વારપર્યન્ત ચાલ્યો ગયો

છે. વળી એ માર્ગ તે માર્ગમાંથી જ ફપાઇને નીકળેલો છે કે જે માર્ગ સીધો કાર્નિઓલાથી ઇટલી તરફ જાય છે અને જે માર્ગથી આવતાં અમો ભટકી ગયાં છીએ. ઘણાં વર્ષ પૂર્વે તે આશ્રમના પાદરીઓ તેમની યોગ્યતા તથા તેમના અતિથિસત્કાર આદિ ગુણોવડે સર્વત્ર વિખ્યાત હતા; પરંતુ તેમની તે યોગ્યતા ધીમે ધીમે ઘટતી ગઈ અને હવે તો કોઈ પણ મનુષ્યને ત્યાં જવાનું અને તેમના આશ્રમમાં રહેવાનું યોગ્ય લાગતું જ નથી. અત્યાર સુધી એ ભેદ મારા જાણવામાં આવી શકો નથી કે તે આશ્રમમાંના ધર્મગુરુઓ પોતાના નિર્વાહનાં સાધનોને ક્યાંથી અને કેવી રીતે મેળવી શકે છે; કારણ કે, તેમની પાસે નથી ભૂમિ, નથી પશુધન કે નથી એવી બીજી કોઇ કમાણી; તેમજ જ્યારથી અતિથિસત્કારના પોતાના ધર્મનો તેમણે ત્યાગ કર્યો છે ત્યારથી પ્રવાસીઓ ત્યાં ન જતા હોવાથી પ્રવાસીઓ પાસેથી થતી આવક પણ સર્વથા અટકી ગઇ છે; છતાં તેઓ કઇ કમાણીના જોરપર આટલા મોટા પરિવારને પાળી બેઠા છે, એ કાંઇ સમજી શકાતું નથી."

ઍૉટોએ ઍજિનીને એક પ્રકારની વિદ્યુદ્ગામિની અને હેતુપૂર્ણ દૃષ્ટિથી જોયો અને ત્યારપછી તે મૃદુતાથી તે પર્વતનિવાસીને પૂછવા લાગ્યો કે: "ત્યારે તે આશ્રમમાં વસતા ધર્મગુરુઓનાં અન્ય ચરિત્રો ઉત્તમ છે અને આ પાર્વતીય પ્રદેશમાં તેમનાં તે ચારિત્ર્યોની કીર્તિ છે ખરી કે કેમ?"

"જો આપનું, આ પ્રશ્નથી, એ જ જાણવાનું તાત્પર્ય હોય કે તેઓ પ્રવાસીઓને કોઇ પણ પ્રકારનું કષ્ટ પહોંચાડે છે કે કેમ, તો હું નિઃસંશય કહું છું કે તેઓ કોઇને કાંઇ પણ કષ્ટ આપતા નથી; કારણ કે, તેઓ નિરંતર પોતાનાં અને પોતાનાં કાર્યોમાં જ એટલા બધા નિમગ્ન રહ્યા કરે છે કે અન્યનાં કાર્યોમાં ધ્યાન આપવાનો અવકાશ તેમને ભાગ્યે જ મળી શકે છે." પર્વતનિવાસીએ ઉત્તર આપ્યું.

"મારા યોગ્ય મિત્ર," ઍૉટો ગંભીરતાથી કહેવા લાગ્યો: "તમારો ઉચ્ચારેલો પ્રત્યેક શબ્દ મારા એ અભિપ્રાયને દૃઢાવતો જાય છે કે ઇટલી તથા કાર્નિઓલાના મધ્યમાં વિસ્તરેલા જે ટુંકા માર્ગ વિશે હમણાં જ હું બોલી ચૂકયો છું, તે માર્ગમાંના અનિવાર્ય ભયનું મૂળ કારણ એ કેપ્યુચિનના આશ્રમમાં જ રહેલું છે."

"મારો પણ હવે એજ અભિપ્રાય છે." ઍજિનીએ કહ્યું.

"પરંતુ એવા વિચારોને હૃદયમાં સ્થાન આપવાનું કારણ?" પર્વતવાસી પુરુષે કાંઇક શંકાથી પ્રશ્ન કર્યો.

તેના એ પ્રશ્નના ઉત્તરમાં ઑટો પિયાનલ્સા કહેવા લાગ્યો કે: "તમો જ્યારે આટલાબધા સ્વચ્છ હૃદયના તથા સત્યાવલંબી મનુષ્ય છો, એટલે મને પણ એ જ યોગ્ય ભાસે છે કે, તમારી સાથે સર્વથા નિષ્કપટ ભાવથી જ વાર્તાલાપ કરવો અને તમારાથી કોઇ પણ ભેદને ગુપ્ત ન રાખવો. જો કે અમારી કથા અતિશય વિસ્તૃત છે; છતાં સંક્ષેપમાં એટલું જ હું જણાવું છું કે, જર્મનીનો એક ઉચ્ચશ્રેણીનો તથા અત્યંત પ્રતિષ્ઠિત ગૃહસ્થ તે આશ્રમમાં અથવા તો પાર્વતીય દુર્ગમાં એક બંદિવાનની દશામાં આવી પડ્યો છે અને પરમદિવસે મેં મારાં પોતાનાં નેત્રોથી તે બેરન્ જેર્નિન્‌ને તે સ્થાનમાં એક કંગાલ કયદીની હાલતમાં આર્ત્તનાદ કરતો જોયો છે ! તેમ જ......"

ઑટો આગળ બોલવા જતો હતો એટલામાં આટલા સમય પર્યન્ત મૌનનું અવલંબન કરીને બેઠેલી પ્રવાસિની ઇરીન્ આશ્ચર્યદર્શક ભાવથી વચ્ચે જ પોકાર કરીને બોલી ઊઠી કે: "કોણ ? બેરન્ જેર્નિન્ ? અજ્ઞાત મહાશય, આપે બેરન્ જેર્નિન્‌ના નામનો જ ઉચ્ચાર કર્યો કે નહિ ?"

"જી હા; શ્રીમતી !" સુંદરી ગ્રીક અબળાની ઉત્કંઠા તથા આતુરતાના ભાવથી આશ્ચર્યચકિત થઇને ઑટોએ ઉત્તર આપવા માંડ્યું: "બેરન્ જેર્નિન્ અત્યારે તે આશ્રમમાં એક બંદિવાન્ છે, કયદી છે !"

"ત્યારે શું એ એક જ નામના બે પુરુષોનો વાયનામાં નિવાસ છે ?" ઇરીને અતિશય અશાંતિથી આ પ્રશ્ન પૂછ્યો.

"નહિ, કદાપિ નહિ; માત્ર એટલું જ નહિ, પણ હું આપને એ તો નિશ્ચયપૂર્વક જણાવી શકું છું કે, વાયનામાં એ નામનો કેવળ એક જ પુરુષ છે." એ પ્રમાણેનું ઉત્તર આપીને ઑટો કહેવા લાગ્યો કે: "પરંતુ શ્રીમતી, આપના આ પ્રશ્નને સાંભળીને હું અત્યંત આશ્ચર્યમાં પડી ગયો છું અને તેટલામાટે જ પૂછું છું કે, આપે આ પ્રશ્ન શા કારણથી પૂછ્યો છે ? જો આપ મારા પ્રશ્નનું સત્ય ઉત્તર આપશો, તો હું જે કાંઇ પણ જાણતો હોઇશ, તે સર્વ આપને જણાવી દઇશ; કારણ કે: કેટલીક વાર મને પોતાને પણ એવો સંદેહ થયા કરે છે કે કાં તો બેરન્ જેર્નિન્ બે હોવા જોઇએ અને કાં તો એ બન્ને એક જ વેળાયે જન્મેલા જોડિયાભાઇ હોવા જોઇએ; કેમકે, એ ઉભયની આકૃતિમાં રંચ માત્ર પણ વિભિન્નતા જોવામાં આવી શકતી નથી."

"મહાશય, એ પ્રશ્ન તો મેં જ આપને પૂછ્યો છે;" ઈરીન્ કહેવા લાગી: "કારણ કે, મારો પ્રથમ અને અનન્ય પ્રેમ ઘણાં વર્ષ પૂર્વે થિયોડાર ફૉ. જેર્નિન્નાં ચરણોમાં જ સમર્પાયો હતો અને જે વેળાયે અમો ઉભયનો લગ્નવિધિ થવાનો હતો, તેવામાં જ તેઓ દમાસ્કસમાં આશ્ચર્યકારક રીતે અચાનક અદૃશ્ય થઈ ગયા હતા. કેટલાંક વર્ષોનો કાળ વીતી ગયા પછી મને એવા સમાચાર મળ્યા કે તેઓ વાયનામાં છે. આ સમાચાર સાંભળીને હું વાયના નગરમાં ગઈ અને આજથી બે માસ પૂર્વે મેં તે પુરુષને ત્યાં જોયો કે જે પુરુષ પોતાને અત્યારે બેરન્ જેર્નિન્ના નામથી ઓળખાવે છે અને બેરન્ જેર્નિન્ની પદવી તથા સંપત્તિનો ભોક્તા સ્વામી બની બેઠો છે. પરંતુ શ્રીમાન્ મહાશય, મારા જેવી એક પ્રેમોન્માદિની અને પ્રેમાસક્તા પ્રમદાનું હૃદય કદાપિ ઠગાતું નથી. જે પુરુષ અત્યારે વાયનામાં છે અને પોતાને બેરન્ જેર્નિન્ના નામથી બેધડક ઓળખાવે છે, તે પુરુષ તે દયાલુ, પ્રતિષ્ઠિત, સુન્દર તથા મર્યાદાશીલ થિયોડાર નથી તે નથી જ. જે થિયોડાર સાથે મારો પ્રેમ બંધાયો હતો, તે થિયોડાર એ હોઇ શકે જ નહિ; કારણ કે, તે તો એક મહા સુશીલ, વીર તથા ઉદારાત્મા યુવક હતો. જો કે તેને જોયાને આજે દીર્ઘકાળ થઇ ગયો છે અને કાળના પ્રભાવે કદાચિત્ તેના કેશોને શ્વેત કરી દીધા હોય, તો તે પણ સંભવિત છે; તેનાં નેત્રોમાં કદાચિત્ આગળ જેટલો ચમકાટ ન પણ રહ્યો હોય, તેના મુખમંડળમાં કરચોળિયો પણ પડી ગઇ હોય, તેનો સરળ દેહ કદાચિત્ વાંકો વળી ગયો હોય; એટલું જ નહિ પણ તેની તે સમયની ભાવનાઓમાં પણ કદાચિત મોટો અંતર થઇ ગયો હોય અને તેનું અંતઃકરણ સાંસારિક આનન્દમાં તલ્લીન થઇને સર્વથા નષ્ટ થઇ ગયું હોય, તથા તે અત્યારે અનેક પાપોનો ભાગી થવા લાગ્યો હોય, તો પણ તેના જેવી જ આકૃતિવાળા સહસ્રાવધિ પુરુષોના સમુદાયમાંથી હું મારા તે થિયોડારને એક નિમેષ માત્રમાં જ શોધી લેવાની શક્તિ ધરાવું છું."

"પરમાત્મા તમારા પર દયા કરે, શ્રીમતી!" ઑટો આશ્ચર્યને દર્શાવતો કહેવા લાગ્યો: "આપે અત્યારે મારા હૃદયમાં અનેકાનેક પ્રકારના વિચારોને ઉત્પન્ન કરી દીધા છે. એ જ બન્દિવાન્‌ને આજથી ૭ વર્ષ પૂર્વે એ જ સ્થાનમાં મારા આ સાથીએ પણ જોયો હતો અને પરમ દિવસ જ્યારે તે બંદિવાને મારી આગળ પોતાને મુક્ત કરવામાટેની પ્રાર્થના કરી હતી, ત્યારે તેણે એ શબ્દો પણ ઉચ્ચાર્યા હતા કે: 'હું અહીં ઘણા લાંબા સમયથી આ અવ-

સ્થામાં પડ્યો છું ! ' શ્રીમતી મહાશયા, જો આપ પોતાના થિયોડોર બેરન્ જેર્નિન્‌નો કાંઇ પણ વૃત્તાન્ત જાણતાં હો, તો કૃપા કરીને મને તે સંભળાવો; કારણ કે, મારો એ ઘટના સાથે એક ઘનિષ્ટ સંબંધ છે. વાયનામાં અત્યારે જે પુરુષ બેરન્ જેર્નિન્‌ના નામથી વિખ્યાત છે, તે મારો બનેવી છે, એટલે કે, મારી ભગિની ઇડાનો પતિ છે. "

" આ આલ્પાઇન્ અરણ્યમાં આપણો મેળાપ અચાનક નથી થયો; કિન્તુ પરમાત્માએ કોઇ વિશિષ્ટ ઉદ્દેશથી જ અહીં આપણો મેળાપ કરાવી આપ્યો છે, એમ જ મને જણાય છે. " ઈરીન્ કહેવા લાગી: " અર્થાત્ આપ પોતાની ધારણા પ્રમાણે એક એવા પુરુષની બંધનમુક્તિમાટે પરિશ્રમ કરી રહ્યા છો કે જેને આપ પોતાનો સંબંધી માનો છો અને હું એવા વિચારથી ભગ્નહૃદયા થઇને મારી જન્મભૂમિમાં જવાને ઉદ્યુક્ત થયેલી છું કે, મારો પ્રાણેશ, મારાં નેત્રોનો પ્રકાશ થિયોડોર કાં તો સ્વર્ગધામનો નિવાસી થયો છે અને કાં તો તેણે કોઈ અન્ય અબળા સાથે લગ્નસંબંધ કરી લીધો છે અને તેની જ આકૃતિનો એ કોઇ બીજો દુષ્ટાત્મા તેની પદવી તથા અતુલ સંપત્તિનો સ્વામી બની બેઠો છે. હું આપને સ્પષ્ટ શબ્દોમાં કહી દઉં છું કે, વાયનામાંનો અત્યારનો બેરન્ જેર્નિન્ તે અવશ્ય કોઈ વેષધારી કપટી પુરુષ છે, ખરો બેરન્ જેર્નિન્ નથી અને એ વિશે મારો દૃઢ નિશ્ચય છે. પરંતુ હું એક અબળા હોવાથી અને જ્યાં મારો કોઇ નામ માત્રનો પણ સહાયક નથી એવા પારકા પરદેશમાં આવી પડેલી હોવાથી આ આપત્તિને ટાળવાનો અને આ રહસ્યને પ્રકાશમાં લાવવાનો મારાથી શો પ્રયત્ન કરી શકાય વારૂ ? પણ હવે આપે અત્યારે મને એક અનુપમ અને અલભ્ય આશાનો પ્રકાશ બતાવ્યો છે ! આહ, આપે મને એ સમાચાર સંભળાવીને તો દીવાની જ બનાવી દીધી છે કે, મારો પ્રાણપ્રિય પ્રેમી થિયોડોર અદ્યાપિ જીવિત છે અને મારાથી વધારે અંતરપર નહિ, કિન્તુ નિકટમાં જ છે. હું પરમેશ્વરને સહસ્રશઃ ધન્યવાદ આપું છું કે, તેણે મને આ આલ્પ્સના હિમાચ્છાદિત સ્થાનમાં લાવીને આપ સાથે મારો મેળાપ કરાવી આપ્યો છે ! પરંતુ હજી મારો સમસ્ત વૃત્તાંત આપના સાંભળવામાં આવ્યો નથી; અર્થાત્ જ્યારે આપ મારા તે સાદ્યંત વૃત્તાન્તને સાંભળશો, ત્યારે જ આપ નિર્ણય કરી શકશો કે, આ સ્ત્રી સંપૂર્ણ દૃઢપ્રતિજ્ઞ છે કિંવા નહિ કે જે અબળાએ એકજ વાર એક પુરુષને પોતાનો પ્રેમ અર્પ્યો હતો અને ત્યાર પછી અસંખ્ય સુંદર પુરુષોથી ભરેલા આ સંસારમાં કોઇ

પણ પુરુષને અદ્યાપિ અનુરાગની અભિલાષાથી નથી જોયો તે નથી જ જોયો !!"

આ ઉદ્‌ગારો કાઢીને ઈરીન્ થોડીવારને માટે અવાક્ થઇ ગઈ. ત્યારપછી એક સરળહૃદયા બાલિકા પ્રમાણે દુઃખિત હૃદયથી તેણે પોતાના જન્મથી આજ સુધીનો ઇત્થંભૂત વૃત્તાંત ઑટોને કહી સંભળાવ્યો કે જેનાથી વાંચકો સારી રીતે પરિચિત છે. ઑટોએ તો તેના એ વૃત્તાન્તને ધ્યાનપૂર્વક સાંભળ્યો જ; પરન્તુ મૅજિ.ની તથા પેલા બે પર્વતનિવાસી માર્ગદર્શકોએ પણ હાર્દિક ઉદ્વેગથી તેની એ આત્મકથાનું શ્રવણ કર્યું અને તેના યોગે તે દેવી તુલ્ય ઈરીન્ વિશે તેમનાં હૃદયમાં અધિક માન તથા પૂજ્યભાવનો ઉદ્‌ભવ થયો.

જે વેળાયે ઈરીન પોતાનો વૃત્તાન્ત સંભળાવી રહી હતી, તે વેળાયે તેના મુખમંડળમાં એક પ્રકારની અવર્ણનીય અને અલૌકિક દિવ્યતાનો વિસ્તાર થયેલો દેખાતો હતો; તેનાં વિશાળ તથા કૃષ્ણવર્ણ નેત્રોમાંથી અગ્નિસ્ફુલિંગ બહિર્ગત થતા જણાતા હતા અને આશાના પરિણામે તેના ઓઠોમાં મંદહાસ્યની છટા પણ વિલસી રહી હતી. તે માનિનીના મુખારવિન્દમાં એક જ્યોતિર્મય પ્રકાશ પ્રસરેલો દેખાતો હતો; તેના ભાલપ્રદેશમાં પડેલા વળોનો લોપ થવાથી જાણે સમુદ્રે વિક્ષોભને ત્યાગીને ગંભીરતાને ધારણ કરી લીધી હોયની ! એવો જ ભાસ થતો હતો. તેનાં નેત્રો પ્રસન્નતાથી ચમકી રહ્યાં હતાં અને તેના કપોલોપર બન્ને બાજૂએ લટકી રહેલા કેશોમાં એક પ્રકારની અનિર્વચનીય કાન્તિનો સાક્ષાત્કાર થતો હતો. એ અબળાની આત્મકથા સાંભળતી વેળાયે તેના ચારે શ્રોતાઓના મુખમાં મૌનદેવીનો સંપૂર્ણ અધિકાર વ્યાપી ગયો હતો અને તે આત્મકથાની પૂર્ણાહુતિ થતાં તેના એકેએક અક્ષરના સત્ય હોવાનો તેમના અંતઃકરણમાં દૃઢ નિશ્ચય થઇ ગયો.

ઈરીન્ પોતાના વૃત્તાન્તની સમાપ્તિ કર્યા પછી કહેવા લાગી કે: "આપ મહાનુભાવોએ કૃપા કરીને અત્યારે જે ગુપ્ત રહસ્યનો મારા સમક્ષ સ્ફોટ કર્યો છે, તે ગુપ્ત રહસ્યને જાણીને મારા અંતઃકરણમાં કેવો અને કેટલો આનન્દ થયો છે, એનું આપ અનુમાન કરી શકો છો ખરા કે ? ખરેખર કોઇ ઇશ્વરીય પ્રેરણાથી જ હું ભટકતી આ સ્થાનમાં આવી ચઢી છું અને હું સત્ય કહું છું કે, કોઇ ગુપ્ત સ્વર મારાં શ્રવણોમાં એ શબ્દો કહ્યા કરે છે કે, મારો પ્રાણાધાર, મારો પ્રેમી થિયોડોર તે જ છે કે જે અત્યારે તે પાર્વતીય દુર્ગમાં એક બન્દિવાનની અવસ્થામાં પડેલો છે." એ પછી તે પોતાના પાર્વ-

તીય સહચરોને ઉદ્દેશીને કહેવા લાગી કે: "અને મારા મિત્રો, મને આશા છે કે, તમો પણ મને મારા આ કાર્યમાં યોગ્ય સાહાય્ય આપશો. આ કાર્યમાં મારા સહાયક થવાથી તમને કોઈ પણ પ્રકારની હાનિ થાય તેમ નથી; કારણ કે, હું ધનાઢ્ય છું અને તેથી તમને જે કાંઇ પણ હાનિ ભોગવવી પડશે તેના કરતાં બમણો બદલો હું તમને વાળી આપીશ અને તમને સર્વ પ્રકારે પ્રસન્ન કરીશ."

તે બન્ને પર્વતનિવાસીઓએ તે પ્રભાવવતી પ્રમદાના એ પ્રસ્તાવનો પ્રસન્નતાથી સ્વીકાર કરી લીધો અને તેઓ ઑટો પિયાનલ્લા તથા મૅજિની સાથે તેમના એ કાર્યમાં જોડાવાને તૈયાર થઇ ગયા. એ પછી તે પર્વતનિવાસીઓમાંના એકે પોતાના ખચ્ચરના જીનપરની કોથળીમાંની વસ્તુઓને ટેબલપર વિસ્તારી દીધી અને તે ભોજ્ય વસ્તુઓનો આહાર કરીને ઈરીને પોતાની ક્ષુધાને શમાવી દીધી. જ્યારે તે ભોજનના કાર્યથી નિવૃત્ત થઇ એટલે પછી તેના પાર્વતીય સહચરો તે જ ટેબલ પાસે આવીને બેઠા અને તેમણે ભોજનને યથેચ્છ ન્યાય આપીને પોતાનાં ઉદરોને આકંઠ ભરી લીધાં. એવી રીતે ભોજનની સર્વથા સમાપ્તિ થઇ ગયા પછી એ સર્વ પ્રવાસિમંડળી અગ્નિ આગળ બેસીને પુનઃ પૂર્વોક્ત વિષયનો વિચાર ચલાવવામાં નિમગ્ન થઇ ગઈ. ઑટો તથા મૅજિનીએ અનુક્રમે ઈરીન તથા તેના બે માર્ગદર્શકોને તે સર્વ વાર્ત્તાઓ જણાવી દીધી કે જેમનો તેમણે તે પાર્વતીય ગુપ્ત દુર્ગમાં સાક્ષાત્કાર તથા અનુભવ કર્યો હતો અને જે દુર્ગમાં બેરન્ જેર્નિન્‌ને એક કંગાલ કયદીની હાલતમાં રાખવામાં આવ્યો હતો. જ્યારે તેમણે પોતપોતાના અભિપ્રાય સહિત પોતપોતાના વૃત્તાન્તની સમાપ્તિ કરી દીધી એટલે પછી સર્વ મળીને તે દુર્ગની આંતરિક અવસ્થા વિશે વાદવિવાદ ચલાવવા લાગ્યા અને એ વાદવિવાદના અંતે તેમનો એવો જ નિશ્ચય થયો કે, બેરન્ જેર્નિન્‌ને તે ગુપ્ત દુર્ગમાંના સેન્ટ મેરીના મંદિરમાં જ બંદિવાન્ તરીકે રાખવામાં આવ્યો હતો. આ નિશ્ચયપર આવ્યા પછી ઑટો હવે પછીની કાર્યવ્યવસ્થાને દર્શાવતો કહેવા લાગ્યો કેઃ—

"ત્યારે હવે બેરન્ જેર્નિન્‌ને બંધનમુક્ત કરવામાટે મેં જે વ્યવસ્થા કરવાનો નિશ્ચય કર્યો છે, તે આપ સર્વજન ધ્યાનપૂર્વક સાંભળી લ્યો. જે આગારમાં બેરન્ જેર્નિન્‌ને કારાગૃહવાસી તરીકે રાખવામાં આવ્યો છે, તે સ્થાનના શસ્ત્રધર સૈનિકો—તેઓ ગમે તે હોય—મને તથા મૅજિનીને સારી રીતે ઓળખે છે; એટલામાટે ગંભીરતાથી અને નિર્ભયતાથી અમો બન્ને તે ગુહાવાળા માર્ગમાંથી ત્યાં

જઇને આશ્રયમાટે સ્થાનની માગણી કરી શકીએ તેમ નથી; કારણ કે, એથી તો ઊલટો જીવપર જ આવી બનવાનો ભય રહ્યા કરે છે. પરંતુ શ્રીમતી, આપ પોતે અને આપના આ પાર્વત સાથીઓ કોઇ પણ પ્રકારના ભય કિંવા સંકોચ વિના ત્યાં જઇ શકો તેમ છે અને જ્યારે આપ ત્યાં પહોંચી જાઓ, તે વેળાયે પ્રથમ એ નિશ્ચય કરી લેજો કે અમોએ જે પુરુષને બંદિવાનના આકારમાં ત્યાં જોયો હતો તે બૅરન્ જેર્નિન્ પોતે જ છે કે બીજો કોઇ પુરુષ છે અને જો તે બૅરન્ જેર્નિન્ પોતે જ હોય, તો અત્યારે તે એ દુર્ગમાં છે કે નથી. અસ્તુઃ આવતી કાલે પ્રાતઃકાળમાં જ આપના આ બે સાથીઓમાંના એક માર્ગદર્શકે જે માર્ગનો અત્યારે જ નિર્દેશ કર્યો છે તે માર્ગમાં થઇને તે દુર્ગપ્રતિ જવાને આપ ચાલતાં થશો, એટલે અમો બન્ને મિત્રો પણ ગુપ્ત માર્ગમાં થઇને તે દુર્ગની દિશામાં પ્રયાણ કરીશું; કારણ કે, એ માર્ગ દુર્ગપ્રતિ જાય છે, એનો નિશ્ચય તો થઈ જ ચૂક્યો છે. આપણી બન્ને ટુકડીઓ,—એક તરફથી આપના આ સાથીઓ સહિત આપ પોતે અને બીજી તરફથી અમો બન્ને મિત્રો,—જો શીઘ્રતાથી તે દુર્ગમાં પહોંચી જશે, તો આપણે જે કાંઈ ધારણા કરી છે, તે આપણી ધારણા અવશ્ય પાર પડશે. અર્થાત્ આપણા કાર્યની સિદ્ધિ થઈ ગયા પછી ત્યાંથી આપણે પાછાં ફરીશું તે પણ જૂદાં જૂદાં જ પાછા ફરીશું અને પાછાં આ સ્થાનમાંની આ પર્ણકુટીમાં જ આપણો મેળાપ થશે. એ ઉપરાંત જે વેળાયે આપણાં મસ્તકોપર કાર્યસિદ્ધિરૂપ મુકુટ શોભી રહ્યો હશે અને આપણે સર્વ જન પાછાં અહીં આવી જ રીતે એકત્ર થઇશું, તે વેળાયે જેવો પ્રસંગ હશે, તે પ્રમાણેનું જ વર્તન આપણે કરીશું.”

ઍાટોના આ વ્યવસ્થા વિષયક પ્રસ્તાવને ઈરીન્, તેના બે માર્ગદર્શક સાથીઓ તથા મૅજિનીએ હર્ષપૂર્વક સ્વીકારી લીધો. આ વેળાયે લગભગ મધ્યનિશાનો સમય થવા આવ્યો હતો અને પ્રાતઃકાળના કાર્યક્રમનો નિર્ણય તો થઇ જ ગયો હતો એટલે હવે નિશાના અવશિષ્ટ ભાગને તે સર્વેએ વિશ્રાંતિમાં વીતાડવાનો વિચાર કર્યો અને તેઓ નિદ્રાદેવીની ઉપાસના કરવા લાગ્યાં. પરંતુ અહીં એ જાણવાની આવશ્યકતા છે કે, ઍાટો, મૅજિની તથા ઈરીનના બે માર્ગદર્શકો અથવા પાર્વતીય સંરક્ષકો એક ઓરડામાં સૂતા અને ઈરીન્ પોતાની પૌરસ્ત્ય શૉલને પાછી પોતાના શરીરપર લપેટી લઇને બીજા ઓરડામાં જઇને સૂઇ ગઇ. રાત્રિ અન્ય કોઈ પણ પ્રકારની નવીન ઘટના વિના શાંતિમાં જ વીતી ગઈ. આકાશમાં અરુણનો ઉદય થતાં જ તે

સર્વ પ્રવાસીઓ નિદ્રામાંથી જાગ્રત થયા અને સૂર્યનો ઉદય થતાંની સાથે જ પ્રાતઃકાલિક ભોજનના કાર્યથી નિવૃત્ત થઇને તેમણે બે વિભાગમાં વિભક્ત થઇ પોતાના પ્રવાસનો આરંભ કરી દીધો.

## પ્રકરણ ૧૪ મું

### ધર્માશ્રમ અથવા ગુપ્ત દુર્ગ

હવે પ્રથમ આપણે ગ્રીક સુંદરી ઇરીન્ તથા તેના બે સુદૃઢ અને બલિષ્ઠ પર્વતનિવાસી બે માર્ગદર્શકોને જ અનુસરીશું. ઇરીન્ તથા તેના બે સહચરો ત્રણ બલવાન્ ખચ્ચરોના પૃષ્ઠભાગપર આરૂઢ થઇને જે માર્ગમાં અંધકારના યોગે ભૂલા પડીને તેઓ આગળ વધી આવ્યાં હતાં, તેજ માર્ગ પ્રતિ પાછાં વળીને ચાલવા લાગ્યાં. માત્ર એક જ કલાકના સમયમાં જે માર્ગમાં તેમને પ્રવાસ કરવાનો હતો તે માર્ગમાં તેઓ આવી પહોંચ્યાં. એ માર્ગની પહોળાઇ લગભગ ચાર ફીટની હતી અને તેની બન્ને બાજૂએ ભયાનક ખડકો આવેલા હતા. ક્યાંક ક્યાંક વળી એ ખડકોનો છેડો આવી જતો હતો અને ત્યાં વળી એવી ઊંડી અને ભયંકર ખીણો તથા ઝાડી દેખાતી હતી કે જેમને જોતાં જ શરીરપરનાં રોમાંચ ખડાં થઇ જતાં હતાં.

બન્ને બાજૂએ એવી ગહન ગર્ત્તાઓને વિસ્તરેલી જોઇને તે ઉભય માર્ગદર્શકોમાંના એકે બહુ જ ધીમા સ્વરથી ઇરીન્‌ને ઉદ્દેશીને કહ્યું કેઃ “ શ્રીમતી, આ માર્ગની બન્ને બાજૂએ ભયંકર ગહન ગર્ત્તાઓ વિસ્તરેલી છે અને ગત રાત્રે આપણે આ માર્ગમાં ચાલીને જ પેલી પર્ણકુટીમાં પહોંચ્યાં હતાં. ”

“ તો શું આપણે આવા ભયાનક માર્ગમાં ચાલતાં હતાં, એ વાર્ત્તા તમારા જાણવામાં નહોતી ? ” ઇરીને કંપિત હૃદયથી અને તે ગર્ત્તાઓ પ્રતિ દૃષ્ટિપાત કરીને એ પ્રશ્ન પૂછ્યો; કારણ કે, તે પોતાનાં નેત્રોવડે જોઇ રહી હતી કે, જો દિવસના સમયમાં પણ કોઈ પ્રવાસી જરા પણ આડું અવળું પગલું ભરી દે, તો ગર્ત્તામાં પડી જાય અને તેનાં અસ્થિઓ પણ હાથમાં ન આવે, એવી તે ભયંકર અને ગહન ગર્ત્તાઓ હતી.

ઇરીન્‌ના પ્રશ્નના ઉત્તરમાં તે માર્ગદર્શક કહેવા લાગ્યો કેઃ “ જો અમો જાણતા હોત કે આ માર્ગ આવો અને આટલો ભયાનક છે,

તો શપથ પરમેશ્વરના કે, અમો આ માર્ગનું નામ પણ ઉચ્ચારત નહિ. પરંતુ આ ખચ્ચરોના જામી ગયેલા પગો દિવસ હોય કે રાત હોય તો પણ જરાય આડાઅવળા પડે તેમ નથી, એટલે આપ કોઇ પણ પ્રકારની ચિન્તાને હૃદયમાં સ્થાન આપશો નહિ. એ તો આપ પણ જાણો જ છો કે જ્યારે આપણે માર્ગ ભૂલી ગયાં હતાં, તે વેળાયે આપણે ક્યાં જઇએ છીએ અને ક્યાં નહિ, એ હું પણ જાણતો નહોતો અને મારો આ સાથી પણ જાણતો નહોતો. પરંતુ આ માર્ગમાં આપણને ઘસડી લાવવામાં ઈશ્વરનો કોઇ બીજો જ ઉદ્દેશ સમાયલો હતો અને તેણે જ આપણને પેલી પર્ણકુટીમાં પહોંચાડ્યાં હતાં કે જ્યાં અચાનક એક પુરુષ આપણને મળી ગયો અને તેણે આપના ભગ્ન તથા નિરાશ થયેલા હૃદયમાં પુનઃ આશાસુધાનું સિંચન કરી દીધું તેમ જ આપને પ્રત્યેક પ્રકારની સહાયતા આપવાને પણ તે કટિબદ્ધ થઇ ગયો છે !”

“વારુ, પણ આપણે તે ધર્માશ્રમમાં એટલે કે આપણા ઇચ્છિત સ્થાનમાં ક્યારેક પહોંચીશું, એ તમો જણાવી શકો તેમ છે ખરું કે ?” ઈરીને આતુરતાથી એ પ્રશ્ન પૂછ્યો.

“સંધ્યાકાળથી પૂર્વે તો આપણાથી ત્યાં પહોંચી શકાય તેમ નથી જ.” માર્ગદર્શકે ઉત્તર આપ્યું.

તેઓ ગર્ત્તાઓની વચ્ચેના કોર જેવા માર્ગમાં આગળ વધવા લાગ્યાં; પરંતુ જેમ જેમ માર્ગ વધારે કપાતો જતો હતો તેમ તેમ ઈરીનના હૃદયમાંનો ભય પણ ઓછો થતો જતો હતો; કારણ કે હવે અનુભવથી એ વાર્ત્તા સારીરીતે તેના જાણવામાં આવી ગઈ હતી કે, ખચ્ચરોના જામી ગયેલા પગો રંચ માત્ર પણ આડા કે અવળા પડે તેમ છે જ નહિ. ચાલતાં ચાલતાં નીચેના ભાગમાં એક સરોવર તેમના જોવામાં આવ્યું કે જેના તીરપ્રાંતમાં નાના પ્રકારની વનસ્પતિઓ શોભી રહી હતી અને જેના સ્થિર જળમાં વિશાલાકાર પર્વત તથા તે પર્વતનાં હિમાચ્છાદિત શિખરોની પ્રતિચ્છાયા પડેલી સ્પષ્ટ દેખાતી હતી. તે પ્રતિચ્છાયાને જોઈને જાણે એક વિશાળ દર્પણમાં પર્વત તથા હિમાચ્છાદિત શિખરોના પ્રતિબિંબ પડેલા હોયની ! એવોજ ભાસ થયા કરતો હતો.

પરંતુ હવે આલ્પાઇન્ દશ્યોના વર્ણનના નિર્બળ પ્રયત્નો કરીને કરીને વાંચકોને કંટાળો આપવાની અમારી ઇચ્છા નથી; તેમજ ઈરીન્ તથા તેના બે માર્ગદર્શકોએ અનુભવેલી માર્ગમાંની અન્યાન્ય

ઘટનાઓનું વર્ણન પણ એટલું બધું આવશ્યકીય ન હોવાથી તેને ત્યાગીને અમો, તેઓ તે ધર્માશ્રમના દ્વારમાં જઇ પહોંચ્યાં ત્યારથીજ, આપણી કથાના અનુસંધાનમાં આગળ વધીશું. જ્યારે તેઓ એક દૃઢ આગારસમક્ષ આવીને ઉભાં રહ્યાં તે વેળાયે સૂર્યાસ્ત થવામાં હજી એક કલાકનો અવકાશ હતો. જે આગાર સમક્ષ તેઓ આવીને ઊભાં રહ્યાં હતાં તે આગાર તે જુલિયન્ આલ્પ્સ્ પર્વતનો જ એક ખંડ હતો અને તે નિસર્ગતઃ જ અંદરથી પોલાણવાળો હોવાથી તેમાં એ મઠ અથવા ધર્માશ્રમની સ્થાપના કરવામાં આવી હતી. એ મઠની ચારે બાજૂએ નૈસર્ગિક દીવાલો ઉભી હતી અને તેમની લગોલગ મનુષ્યના હાથોથી બનેલી એક બીજી દીવાલ પણ જોવામાં આવતી હતી. એ બીજી દીવાલ પ્રથમ દીવાલ સાથે જોડાયલી હોવાથી એવી તો દૃઢ થઇ ગઇ હતી કે ભયાનકથી ભયાનક ઝંઝાવાતના આઘાતથી પણ તેના પડવાનો સંભવ નહોતો તેમજ કોઇ શત્રુ એવા અભેદ્ય અને અજેય દુર્ગપર વિજય મેળવી શકે, એ પણ સર્વથા અસંભવનીય જ હતું.

પ્રથમ તો તે સ્થાનને જોઇને ત્યાં મનુષ્યવસતિનો સંશય માત્ર પણ આવી શકતો નહોતો અને કદાચિત્ એવો સંશય આવે, તો પણ પ્રશ્ન થતો હતો કે, ત્યાં મનુષ્યો કેવી રીતે રહી શકતાં હશે અને શા કારણથી રહેતાં હશે? કદાચિત્ તેમનો દુષ્ટ ઉદ્દેશ કોઇના જાણવામાં આવી જાય, તો પણ તેમને કોઇથી શી ઇજા પહોંચાડી શકાય તેમ હતું વારૂ? ધૂમાડો નીકળવામાટેની ચિમનીઓ પર્વતનાં વિશિષ્ટ સ્થળોમાં એવી તો ગુપ્તતાથી કાઢવામાં આવી હતી કે તે ચિમનીઓ ભાગ્યે જ કોઈના જોવામાં આવી શકતી હતી. ઉપર જણાવ્યા પ્રમાણે એ દુર્ગમાં જવામાટેના કેવળ બે માર્ગો જ હતા. પહેલો માર્ગ તે પાષાણનો જ હતો કે જેમાં એક મોટો દરવાજો હતો અને બીજો માર્ગ સુરંગનો હતો કે જે તેની પાછળના ભાગમાં વિસ્તરેલો હતો. જો કે એ ધર્માશ્રમમાં જવામાટેના બે માર્ગો હતા, તો પણ તે માર્ગોદ્વારા શત્રુઓ તે ધર્માશ્રમ અથવા ગુપ્ત દુર્ગ અને તેમાં વસતાં મનુષ્યોની કશી પણ હાનિ કરી શકે, એ વાર્ત્તા સર્વથા અસંભવનીય તથા અશક્ય જ હતી; કારણ કે, તે ધર્માશ્રમના દ્વારપર તથા સુરંગના મોઢાપર જે બે તોપો ગોઠવીને રાખવામાં આવી હતી, તે તોપોના યોગે તે સ્થાનમાં કોઈ વિશાળથી વિશાળ સૈન્યનો પણ ક્ષણ માત્રમાં સર્વનાશ કરી શકાય તેમ હતું. જ્યારે આપણાં એ પ્રવાસીઓ તે ધર્માશ્રમના સિંહદ્વારપર પહોંચી ગયાં એટલે એક પાર્વત્તીય

માર્ગદર્શકે પોતાના ખચ્ચરપરથી નીચે ઊતરીને તે દ્વારમાં લટકતા લોઢાના એક કડાને જોરથી ખેંચ્યું અને તેથી તેમાંની દોરી ખેંચાતાં તે દોરી સાથે સંબંધ ધરાવતો અંદરનો ઘંટ ઘનનન ઘનનન વાગવા લાગ્યો. એ ઘંટાનાદ થયા પછી અલ્પ સમયમાં જ તે સિંહદ્વારમાંની બારી ઊઘડી ગઇ અને રક્તમુખમુદ્રાવાળો એક પાદરી હાથમાં દીપક લઇને તેમાંથી બહાર નીકળી આવ્યો. એ પાદરીના મુખમંડળમાં એક પ્રકારની વિલક્ષણ ક્રૂરતા વિસ્તરી રહી હતી અને તે તેના હૃદયની નિર્દયતાની સ્પષ્ટ કલ્પના કરાવતી હતી.

એ ક્રૂરમુદ્ર ધર્મગુરુએ તે પ્રવાસીઓને કર્કશ સ્વરથી પૂછ્યું કે: "તમો કોણ છો અને આ સ્થાનમાં શામાટે આવ્યાં છો ?"

"પૂજ્ય પિતા, અમો પ્રવાસી છીએ અને કેવળ એક રાત્રિને માટે અમો આ સ્થાનમાં આશ્રય લેવા ઇચ્છીએ છીએ." બેમાંના એક પાર્વતીય માર્ગદર્શકે ગંભીર સ્વરથી ઉત્તર આપ્યું.

"તમારી સંખ્યા કેટલી છે ?" તે પાદરીએ પાછો પ્રશ્ન કર્યો.

"બધાં મળીને અમો ત્રણ જણ છીએ; એક પ્રવાસિની અબળા છે અને અમો બે તેમના માર્ગદર્શકો છીએ." તે માર્ગદર્શકે યોગ્ય ઉત્તર આપ્યું.

"વારુ, તો સન્નારી અને સત્પુરુષો, તમો સર્વ અંદર આવો; કારણ કે, રાત્રિના સમયમાં પ્રવાસિજનોને આ ભયંકર પ્રદેશમાં ગમે ત્યાં ભટકવા દેવાં, એ અમારૂં કાર્ય નથી; કિન્તુ તેમને આશ્રય આપીને તેમનો યોગ્ય સત્કાર કરવો, એજ અમારો વ્યવસાય છે અને એજ કારણથી અમારો અતિથિસત્કાર વિશ્વવિખ્યાત થયેલો છે." તે પાદરીએ ગંભીરતાથી અભિમાનપૂર્વક એ વાક્યો ઉચ્ચાર્યાં.

તે પાદરીના એ આત્મશ્લાઘાત્મક શબ્દોનું શ્રવણ કરીને તે પર્વતનિવાસી માર્ગદર્શક તેના સાંભળવામાં ન આવી શકે તેવા અતિશય મંદ સ્વરથી વિલક્ષણ મુદ્રા કરીને બબડ્યો કે: "ચાંડાલો, ધિક્કાર છે તમારી આ કૃત્રિમ આદરાતિથ્યશીલતાને અને તમારાં દુશ્ચરિત્રોને !"

તે પાદરી માર્ગદર્શકનો આ ઉદ્‌ગાર ન સાંભળી શક્યો તેનું એક બીજું કારણ એ પણ હતું કે, એ વેળાયે તે મોટા દ્વારને ઊઘાડવાના કાર્યમાં રોકાયલો હતો અને તે દ્વારના નકૂચામાંથી નીકળતા ધ્વનિમાં તે માર્ગદર્શકના શબ્દો લીન થઇ ગયા હતા.

"રૉડરિક્, અહીં આવ." દ્વાર ઊઘાડીને તે પાદરીએ એક મનુષ્યને આવાહન કર્યું.

પાદરીના મુખમાંથી એ શબ્દ નીકળતાં જ એક લાંબા કદનો અને પહોળી છાતીનો હથિયારબંધ મનુષ્ય તેની સામો આવીને ઊભો રહ્યો. તેને ઉદ્દેશીને પુનઃ તે પાદરી આજ્ઞા આપતો કહેવા લાગ્યો કેઃ "આ બે માર્ગદર્શકોને તથા ખચ્ચરોને તારી સાથે લઇ જા અને ખચ્ચરોને બાંધવાની જગ્યા એમને બતાવી દે. ત્યારપછી એમના પોતાના નિવાસમાટેની એક કોટડીમાં વ્યવસ્થા કરી આપીને એમને ભોજન આદિનો પણ યોગ્ય પ્રબંધ કરી આપ." એ પછી તેણે ઈરીનને ઉદ્દેશીને સભ્યતાથી કહ્યું કેઃ "શ્રીમતી, તમો મારી સાથે આવો. હું તમને અમારા આ ધર્માશ્રમની પ્રૌઢા પરિચારિકાના હસ્તમાં સોંપી દઈશ અને તે તમારો યોગ્ય આદરસત્કાર કરશે તથા તમારા નિવાસમાટેની સર્વ યોગ્ય વ્યવસ્થા કરી આપશે !"

ઈરીન્ તે પાદરીની પાછળ પાછળ ચાલવા લાગી કે જે તેને ઘણાક મોટા મોટા ઓરડાવાળા એક આગારને ઓળંગ્યા પછી એક ઈમારત આગળ લઇ આવ્યો અને તે હવેલીમાં બન્નેએ પ્રવેશ કર્યો. ત્યાંના એક નાના ઓરડામાં એક પ્રૌઢા સ્ત્રી લોઢાના સોયાવડે તે સમયના પર્વતવાસી લોકો પહેરતા હતા તેવા એક મોજાને ગુંથતી બેઠી હતી. પાદરીએ તે મોજાને ગુંથતી પ્રૌઢા સ્ત્રીને સંબોધીને કહ્યું કેઃ "ડેમ્ મિલ્ડ્રેડા, મારી સાથે જે આ શ્રીમતી આવેલાં છે, તેઓ અહીં રાતવાસો કરવાનાં હોવાથી હું એમને તારા અધિકારમાં સોંપું છું. એમને ભોજનાગારમાં લઇ જા અને ઉત્તમોત્તમ ભોજ્યપદાર્થો જમાડીને એમનો સત્કાર કર. પવિત્રકુમારિકા મેરી તને તારી આ અતિથિસેવાનો યોગ્ય પુરસ્કાર આપશે."

પાદરીના મુખમાંથી જે વેળાયે એ શબ્દો નીકળતા હતા, તે વેળાયે ઈરીન્ તેના મુખમંડળને એકાગ્ર દૃષ્ટિથી જોયા કરતી હતીઃ પરંતુ તે વધારે વાર ત્યાં ઊભો ન રહ્યો, કિન્તુ એટલી આજ્ઞા આપીને ત્યાંથી તે ક્ષણે જ ચાલતો થઇ ગયો. તેના ચાલ્યા જવા પછી તે પ્રૌઢાએ ટેબલપરના દીપકને પોતાના હાથમાં લઈ લીધો અને ઈરીનને કહ્યું કેઃ "બાઇ, મારી પાછળ ચાલ્યાં આવો."

ઈરીન્ તે પ્રૌઢા સ્ત્રીની પાછળ ચાલતી એક સાંકડી નિઃસરણી-પર ચઢીને ઉપરના એક સુસજ્જિત ઓરડામાં આવી પહોંચી. ત્યાં અંગીઠીમાં લાકડાં તો ભરેલાં જ રાખવામાં આવ્યાં હતાં એટલે તે પ્રૌઢા સ્ત્રીએ તત્કાળ તેમાં દીવાસળી મૂકીને અગ્નિ પ્રજ્વાળ્યો! અને અલ્પ સમયમાં જ તે અગ્નિમાંથી જ્વાળા નીકળવા લાગી. એ કાર્ય

કર્યા પછી વ્યવસ્થાપિકા કિંવા પરિચારિકા મિલ્ડ્રેડા "હું અલ્પ અવકાશમાં જ પાછી અહીં આવું છું; માટે આપ અહીં શાંતિથી બેસો;" એમ કહીને ત્યાંથી અન્યત્ર ચાલી ગઇ. તેની અનુપસ્થિતિમાં ઇરીને સૂક્ષ્મતાથી તે ઓરડાના નિરીક્ષણના કાર્યનો આરંભ કરી દીધો. નિરીક્ષણ કરતાં અચાનક તેના મુખમાંથી એક આશ્ચર્યદર્શક મંદ ચીત્કાર નીકળી ગયો. તેને પોતાની સર્વ પૂર્વ આશંકાઓ સત્ય સિદ્ધ થતી દેખાવા લાગી. તે ઓરડામાં કોઇ પણ બારી કિંવા છિદ્રનું અસ્તિત્વ નહોતું, કિન્તુ કેવળ ઉપરના છત્રમાં એક ગોળ છિદ્રનું અસ્તિત્વ હતું અને તેમાંથી સર્વત્રવ્યાપક આકાશમંડળ દૃષ્ટિગોચર થઇ શકતું હતું.

ઇરીનને હવે સ્મરણ થયું કે, એ ઓરડાનું વર્ણન કેવળ મૅજિ-નીએ જ નહિ, પરંતુ ઑટો પિયાનલ્લાએ પણ કર્યું હતું અને તેથી તે પોતાના હાથોને ઘસીને મનમાં જ કહેવા લાગી કે: "હા, આ તે જ સ્થાન છે કે જેમાં મારા પ્રાણાધાર થિયોડોરને આ ચાંડાલોએ એક કંગાલ કયદીની હાલતમાં પૂરી રાખ્યો છે!"

એ ક્ષણે જ દ્વાર ઊઘડયું અને ભિન્ન ભિન્ન જાતિના મેવાઓથી ભરેલી તથા મદિરાની બાટલીઓથી સુસજ્જિત કેટલીક રકાબીઓને લઇને પરિચારિકા મિલ્ડ્રેડાએ ઓરડામાં પ્રવેશ કર્યો. આવતાંની સાથે જ મિલ્ડ્રેડાએ ઇરીનને સંબોધીને સભ્યતાથી કહ્યું કે: "આ સર્વ સામગ્રી હું આપનામાટેજ લાવી છું, શ્રીમતી!" એટલું બોલીને જેમાંથી તેણે તથા ઇરીને પ્રવેશ કર્યો હતો તે દ્વારની બરાબર સામેના એક બીજા દ્વારપ્રતિ અંગુલીનિર્દેશ કરીને તેણે કહ્યું કે: "અને આ ઓરડામાં તમારા શયનમાટેનો પ્રબંધ કરવામાં આવ્યો છે. ત્યો ત્યારે હવે મને જવાની આજ્ઞા છે?"

"તમારે જવું હોય, તો ભલે જાઓ. હું તમોએ લીધેલા મારામાટેના આ પરિશ્રમની ક્ષમા માગું છું અને તમારો ઉપકાર માનું છું." ઇરીને ઔપચારિક કૃતજ્ઞતાનું દર્શન કરાવ્યું.

પ્રૌઢા મિલ્ડ્રેડા ત્યાંથી પ્રયાણ કરી ગઇ.

ઇરીનને પુનઃ એક વાર ઐકાન્તિકતાનો અવસર મળ્યો અને તે મનોગત કહેવા લાગી કે: "આહ, હું અને મારો પ્રાણાધાર પ્રેમી થિયોડોર અત્યારે આ એક જ આગારની દીવાલોના મધ્યમાં હોવાની ઘટના જો સત્ય હશે, તો પરમાત્માની કૃપાથી અમારો તે વિયોગઘટિકાનો પણ આ નિશાના અંત સાથે જ અંત આવી જશે, એમ મારી મનોદેવતા મને વારંવાર કહ્યા કરે છે. હે સર્વશક્તિમાન્ પર-

આત્મન્, તું મારા હૃદયની નિર્મળતાને સારી રીતે જાણે છે અને હું સ્વાર્થપરાયણા નથી, એ પણ તારા જાણવામાં હોવું જ જોઇએ. જો મારા તે પ્રાણપ્રિય પ્રેમીએ કોઇ બીજી લલના સાથે લગ્નસબંધ કરી લીધો હશે, તો હું તે ઉભયના કલ્યાણમાટે તારી પ્રાર્થના કરતી રહીશ ! પરંતુ આહ, તે પુરુષ, વાયનામાંનો પેલો મારા જોવામાં આવેલો ઠગ તો થિયોડોર નથી તે નથી જ ! જેના પરિચયમાં હું સારી રીતે આવી ચૂકી છું અને જેનાં ચરણોમાં હું મારો પ્રેમ સમર્પી ચૂકી છું, તે મારો પ્રાણેશ થિયોડોર વાયનામાંનો બેરન્ જે.નિન્ નથી."

ઇરીનનો આ આત્મસંવાદ અચાનક થયેલા એક ધ્વનિના કારણથી અટકી પડયો. જે ઓરડામાં ઇરીનના શયનનો પ્રબંધ કરવામાં આવ્યો હતો અને જે ઓરડાનાં દ્વાર બંધ હતાં તે ઓરડામાંથી જ એ ખખડાટ સંભળાયો હતો. ઈરીન્ એ ખખડાટ સાંભળીને પોતાના આસનપરથી ઊઠીને ઊભી થઇ, પરંતુ તેની શિરાઓમાંનું રક્ત ભયના કારણથી શીતલ થઇ ગયેલું હોયની ! એવો તેને ભાસ થવા લાગ્યો. શું ત્યારે તેની સાથે વિશ્વાસઘાતનો ખેલ ખેલાતો હતો ? તે એક એવા સ્થાનમાં હતી કે, જે સ્થાનમાં કોઇ પણ પ્રકારની ભયંકરથી ભયંકર ઘટના થઇ જાય, તો તે સર્વ પ્રકારે સ્વાભાવિક તથા સંભવનીય જ હતું. પુનઃ તેવો જ ધ્વનિ સંભળાયો અને હવે સ્પષ્ટતાથી ઈરીનના જાણવામાં આવ્યું કે કોઈ મનુષ્ય ઓરડાની દીવાલોના મધ્યમાં હાલચાલ કરતું હોવું જોઇએ. એ ક્ષણે જ તે ઓરડાની લાકડાની બનાવેલી દીવાલમાંનાં ચાર પાંચ પાટિયાં નીચે ઢળતાં જોવામાં આવ્યાં અને દીવાલમાં પડેલા બાકોરામાંથી બે મનુષ્યો નીકળીને ઓરડામાં આવી ઊભા રહ્યા. તેમને જોતાં જ ઈરીને ભીષણ સ્વરથી પોકાર કર્યો કે: "પવિત્ર કુમારિકા મેરી, મારી રક્ષા કર, મારી રક્ષા કર !" આ શબ્દો ઉચ્ચારતી તે પોતાના હાથને જોડીને ઘૂટણીએ બેસી ગઈ.

તે આગંતુકોમાંના એક મનુષ્યે બીજા મનુષ્યને સંબોધીને કહ્યું કે: "આ કંઠસ્વર—શું આ શક્ય છે ?"

તે આગંતુકના કંઠરવને સાંભળતાં જ ગ્રીક સુંદરી ઈરીન્ તત્કાળ ઊઠીને ઊભી થઇ ગઈ; કારણ કે, એ બોલનારને તેણે ઑટો પિયાનલ્લા તરીકે ઓળખી લીધો હતો. તે પાછળની બાજૂએ ફરી ગઇ અને જ્યારે તેણે ઑટો પિયાનલ્લા તથા કૃષિકાર ઍંજિનીને પોતાસમક્ષ ઉભેલા જોયા, એટલે પછી જો તેના આનંદનો અવધિ

થયો હોય, તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઇ શકે વારૂ ? પરંતુ તેઓ ત્યાં કેવી રીતે આવી શક્યા હતા, એ ભેદ તત્કાળ ઇરીનના જાણવામાં આવી શકયો નહિ; તે બિચારી એ વિશે કશી પણ કલ્પના કરી ન શકી અને આશ્ચર્યથી તે ઉભયને એકી ટસે જોઇ રહી.

## પ્રકરણ ૧૫ મું

### ધર્માશ્રમમાંનો એક ઓરડો

ઈરીન્ પોતાના એ ઉભય સહચરોના અચાનક ત્યાં થયેલા આગમનથી અત્યંત વિસ્મયાપન્ન થઇ હતી તેમજ ઍાટો તથા મૅન્જિ.નીના હૃદયમાં પણ અચાનક ઈરીનને એ સ્થાનમાં જોઇને કાંઇ ઓછું આશ્ચર્ય થયું નહોતું. વળી જ્યારે તેમણે પોતાને પોતાના પૂર્ણ પરિચિત ઓરડામાં આવીને ઉભેલા જોયા, ત્યારે તો તેમના આશ્ચર્યની પરિસીમા જ થઈ ગઇ.

આ ન ધારેલા—અચિન્ત્ય—સંમેલનથી તે ત્રણે વ્યક્તિઓના હૃદયમાં જે પરિણામ થયું હતું, તે થોડીવારમાં દૂર થઇ ગયું અને તેઓ શુદ્ધિમાં આવી ગયાં. એ પછી પ્રથમ દૃષ્ટિયે તેમનાં હૃદયમાં જે ભયનો સંચાર થયો હતો, તે વિશે તેઓ એક બીજાના મુખને જોઇને મંદ હાસ્ય કરવા લાગ્યાં. જ્યારે તેમનામાં પોતાના કાર્યમાં લીન થવામાટેની દૃઢતાનો સંપૂર્ણ આવિર્ભાવ થયો એટલે ઈરીને તે ઓરડાના દ્વારને બંધ કરી દીધું અને ઍાટો તથા મૅન્જિ.નીએ દીવાલમાંથી નીકળેલાં પાટિયાંને પાછાં તેમના સ્થાનમાં ગોઠવી દીધાં. એ પછી તેઓ ત્યાં બેઠાં અને પરસ્પર વાર્તાલાપમાં નિમગ્ન થયાં.

પ્રથમ ઈરીને ઍાટો તથા મૅન્જિ.નીને પોતાના સમસ્ત દિવસના પ્રવાસનો, સંધ્યાકાળે એ મઠ અથવા ધર્માશ્રમમાં પ્રવેશ કરવાનો અને ત્યારપછી મઠમાં બનેલી એ ક્ષણ પર્યન્તની ઘટનાનો સર્વ વૃત્તાન્ત પૃથક્ પૃથક્ સંભળાવી દીધો. એ પછી ઍાટોએ પણ પ્રાતઃકાળથી આરંભીને એ પળ પર્યન્તના પોતાના તથા મૅન્જિ.નીના કાર્યક્રમના વૃત્તાન્તને આવી રીતે વર્ણવવા માંડયોઃ—

"શ્રીમતી, આપ પોતાના સહચરો સહિત પેલી પર્ણકુટીમાંથી જેવાં પ્રયાણ કરી ગયાં કે તરતજ મેં અને મારા આ મિત્રે પણ ત્યાંથી નીકળીને જમણી બાજૂના માર્ગને સ્વીકારી લીધો. તે માર્ગ અત્યંત

સ્વચ્છ તથા સરળ હોવાથી બે કલાક સુધી અમો બહુ જ વેગપૂર્વક આગળ વધતા રહ્યા; પરંતુ તે બે કલાકના પ્રવાસ પછી અમો એક એવા સ્થાનમાં આવી પહોંચ્યા કે જે સ્થાનમાં એક લઘુ મંદિર અમારા જોવામાં આવ્યું અને જ્યાંથી વળી બે ભિન્ન ભિન્ન માર્ગો બે ભિન્ન ભિન્ન દિશામાં જતા અમારી દૃષ્ટિએ પડયા. તેમાંનો એક માર્ગ જમણા હાથપર હતો અને બીજો માર્ગ ડાબા હાથપર આવેલો હતો. અહીં વળી પાછા અમો વિચારમાં પડી ગયા; કારણ કે, તેમાંનો કયો માર્ગ સીધો આ સ્થાનમાં જતો હતો, એના નિર્ણયનો અમારી પાસે કોઇ પણ ઉપાય નહોતો. અંતે કેટલાક વિચાર પછી હું એવા નિર્ણયપર આવ્યો કે, એક માર્ગમાં મૅજિની જાય અને બીજા માર્ગમાં મારે પ્રયાણ કરવું; તેમજ જ્યારે અમો તે ઉભયમાર્ગોને સારી રીતે તપાસી રહીએ, એટલે પછી તે જ લઘુ મંદિરમાં આવીને પાછા મળવું, એ પ્રમાણેની અમોએ વ્યવસ્થા કરી લીધી. આ વ્યવસ્થા કરીને અમો એક બીજાથી જૂદા પડી ગયા. હું મારા માર્ગમાં બે કલાક સુધી એક સરખો આગળ અને આગળ વધતો રહ્યો. જ્યારે મેં તે માર્ગને ક્રમશઃ સંકુચિત થતો જોયો ત્યારે મારા મનમાં કાંઇક શંકા થવા લાગી. અંતે તે માર્ગ એક એવી ગુહામાં જઇ પહોંચ્યો હતો કે જે ગુહાની લંબાઇ લગભગ છ ગજની હતી. તત્કાળ મેં તે ગુહામાં પ્રવેશ કર્યો અને અંદરના ભાગમાં ચાલવા લાગ્યો. તે ગુહામાં સર્વત્ર ગાઢ અંધકારનો અધિકાર વ્યાપેલો હતો. મેં મારા હસ્તોને મારા માર્ગદર્શક બનાવ્યા અને થાબા ખાતો હું આગળ વધવા લાગ્યો. હાથોને આમ તેમ ફેરવતાં ફેરવતાં મારો એક હાથ એક કાષ્ઠપર જઈ પડયો અને વધારે તપાસ કરતાં જણાયું કે તે કોઈ દ્વાર જ હતું. હવે મારો નિશ્ચય થયો કે, મારો પરિશ્રમ સફળ થયો છે. પરંતુ હું એકલો હોવાથી આગળ વધવાનું સાહસ મારાથી કરી ન શકાયું. વળી એ વિચારે પણ મને આગળ વધતો અટકાવી દીધો કે, જો મૅજિની પોતાના માર્ગની તપાસ પૂરી કરીને વહેલો જ તે મંદિરમાં આવી લાગ્યો હશે તો મને ત્યાં ન જોઇને વિનાકારણ ગભરાઇ જશે. આવા વિચારથી હું તત્કાળ જે માર્ગમાં થઇને આવ્યો હતો તેજ માર્ગમાં પાછો વળ્યો અને મધ્યાન્હ થતાંમાં તો તે મન્દિરમાં પહોંચી ગયો. પરંતુ તે સમય પર્યન્ત મૅજિની પોતાના માર્ગની તપાસ કરીને ત્યાં પાછો આવ્યો નહોતો. નિરુપાયવશતાથી મારે ત્યાં તેની પ્રતીક્ષામાં બેસી રહેવું પડયું. કલાક પછી કલાક વીતવા લાગ્યા, પણ મૅજિનીના આગમનનાં

ચિન્હો જોવામાં ન આવ્યાં. સૂર્યનારાયણ અસ્તાચલમાં જવાની તૈયારી કરવા લાગ્યા તો પણ જ્યારે મૅજિનીનાં દર્શન ન થયાં એટલે ક્ષણે ક્ષણે મારો ગભરાટ વધવા લાગ્યો. અંતે રાત્રિના આરંભજન્ય અંધકારનો વિસ્તાર થયા પછી એક માનવમૂર્તિ તે મંદિર પ્રતિ આવતી ચંદ્રના પ્રકાશમાં મારા જોવામાં આવી અને તે અન્ય કોઇ નહિ, પણ મારો પ્રિય મિત્ર મૅજિનીજ હતો. હું તેની આકૃતિને જોતાં જ જાણી ગયો કે, તે અરણ્ય, ગુહા તથા પર્વતોમાં રખડી રઝળી લોથ જેવો થઇ ગયો છે અને કોઈ પણ પ્રકારના વિશિષ્ટ કિંવા ઉપયોગી સમાચાર વિનાજ પાછો આવ્યો છે. મૅજિની તે પર્વતોમાં એક સ્થળે પોતાનો માર્ગ પણ ભૂલી ગયો હતો, પરંતુ તે પોતે પર્વતનો જ નિવાસી હોવાથી તેણે પોતાના માર્ગને સત્વર પાછો શોધી કાઢયો હતો અને નિર્વિઘ્ન મારી પાસે આવી શકયો હતો. તેના પ્રયત્નો કરતાં મારા પ્રયત્નો કાંઇક વધારે સફળ થયા હતા એ સાંભળીને તે બહુ જ પ્રસન્ન થયો અને મેં તેને એ પણ જણાવી દીધું કે, 'તમારો થાક ઉતરતાં જ આપણે તે ગુહામાં જવાને રવાના થઇશું.' ત્યારપછી કાંઈક નાસ્તો પાણી કરીને થોડીક વિશ્રાંતિ લઇ અમોએ અમારા પ્રવાસનો આરંભ કરી દીધો અને એ સવાએ કલાકમાં જ, હું હવે તે માર્ગનો પૂર્ણ જ્ઞાતા હોવાથી, અમો તે ગુહાના મુખપર આવી પહોંચ્યા. અમોએ કશોય વિચાર કર્યો નહોતો અને તેથી અમો કોઇ પણ પ્રકારના નિશ્ચયપર આવ્યા નહોતા. અમારા હાથે જે કાંઇ પણ થયું હતું અથવા થતું હતું, તે કેવળ ભાગ્યનુંજ પરિણામ હતું, તેમજ વળી હું આપને એ પણ જણાવી દેવાનું ઉચિત ધારૂં છું કે, શ્રીમતી, જ્યારે મૅજિની મારી સાથે અહીં આવવામાટે નીકળ્યો હતો તે વેળાયે કેવળ આ પ્રદેશમાંના આ ભયંકર ધર્માશ્રમના ટુંકા ગુપ્ત માર્ગને શોધી કાઢવાના કાર્યમાં જ સહાયતા આપવાની તેણે પ્રતિજ્ઞા કરી હતી. પરંતુ જ્યારથી તેણે આપનો વૃત્તાન્ત સાંભળ્યો છે અને આપને પણ આ કાર્યમાં પ્રવૃત્ત થયેલાં જોયાં છે, ત્યારથી તે પણ દૃઢતાથી પ્રત્યેક કાર્યમાં આપણો સહાયક થવાને કટિબદ્ધ થઇ ગયો છે અને એટલામાટે તેનો આપણે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે."

ઍાટોના આ વૃત્તાન્તનું શ્રવણ કરીને ઈરીન્ પોતાનાં વિશાળ નેત્રોને નિર્નિમેષ કરીને કૃતજ્ઞતાદર્શક દૃષ્ટિથી ઍાટોને જોવા લાગી. ઍાટોએ પુનઃ પોતાના વૃત્તાન્તને આગળ લંબાવીને કહેવા માંડયું કેઃ—

"શ્રીમતી, જ્યારે અમો બન્ને મિત્રો તે ગુહામાં આવી પહો-

આવ્યા ત્યારે કોઇ પણ પ્રકારના નિશ્ચયપર ન આવેલા હોવાથી નિશ્ચય-કરવામાટે ત્યાં બેસી ગયા અને હવે શું કરવું, એ વિશે બહુ જ મંદ સ્વરથી વાર્તાલાપ કરવા લાગ્યા. એ વેળાયે અચાનક કોઈ મનુષ્યોનો કંઠધ્વનિ આવીને અમારાં શ્રવણોમાં અથડાયો. તે સ્ત્રીઓનો કંઠસ્વર હતો અને બહુ જ નિકટના ભાગમાંથી જ સંભળાતો હતો. તે ધ્વનિથી અમને એવો જ ભાસ થવા લાગ્યો કે, કાં તો તે ધ્વનિ ગુહામાંથી જ આવતો હોવો જોઇએ અથવા તો તે કાષ્ઠના દ્વાર-માંથી જ આવતો હોવો જોઇએ, કે જે અતઃપૂર્વ મારા જોવા તથા જાણુવામાં આવી ગયું હતું. વળી તે સંભળાતો સ્વર એટલો બધો મંદ હતો કે તે બોલનારનો આશય તો અમારા સમજવામાં ન જ આવી શક્યો."

"જે ધ્વનિ તમારા સાંભળવામાં આવ્યો હતો, તે અવશ્ય અહીંની પ્રૌઢા પરિચારિકા અને મારા વચ્ચે થયેલા વાર્તાલાપનો ધ્વનિ જ હોવો જોઇએ, એવી મારી માન્યતા છે." શ્રીકસુંદરી ઈરીને મૃદુતાથી કહ્યું.

"અવશ્ય એમ જ હોવું જોઇએ;" એ પ્રમાણેનું ઉત્તર આપીને ઑટો પોતાની કથાના પ્રવાહમાં વળી પાછો આગળ વધ્યો અને કહેવા લાગ્યો કેઃ "અસ્તુઃ અમોએ એવો વિચાર કર્યો કે, કોઇ પણ પ્રકારના શબ્દનો મુખમાંથી ઉચ્ચાર ન કરતાં મૌન ધારીને વિશેષ નિકટમાં જવું અને જે વાર્તાલાપ ચાલતો હોય તે સાંભળવો; કારણ કે, અમારૂં એવું અનુમાન હતું કે, જો એ વાર્તાલાપનો અમુક અંશ પણ અમારા સાંભળવામાં આવી શકશે, તો તેથી પણ અમને અમારા કાર્યમાં કેટલીક આવશ્યકીય સહાયતા મળી શકશે. વિચાર કરતાં કરતાં, શ્રીમતી, મારા હૃદયમાં એ વિશેનો નિશ્ચય પણ થઇ ગયો કે, આપ નિર્વિઘ્ન મઠમાં પહોંચી ગયાં છો; કારણ કે તે વાર્તાલાપ કરતી બે વનિતાઓના કંઠસ્વરોમાંથી એક કંઠસ્વર આપનો હતો, એવો મને કાંઇક સંશય થવા લાગ્યો હતો. હવે આ વેળાયે એ આશાએ અમને કેટલું તથા કેવું ધૈર્ય અને આશ્વાસન આપ્યું હશે, એની આપ સરળતા પૂર્વક કલ્પના કરી શકો તેમ છે; અને એ આશાથી જ અમો અમારા ધારેલા કાર્યને સંપૂર્ણ કરવામાટે પાછા તૈયાર થઇ ગયા. મેં ઍન્જિનીના હાથને પકડી લીધો અને તે કાષ્ઠના આવરણને દૂર ખસે-ડીને તેની નીચે દેખાતી નિઃસરણીપરથી અંધકારમાં જ ધીમે ધીમે ઉતરવાનો પ્રારંભ કરી દીધો; પરંતુ હું છેલ્લા પગથિયાપર હજી નહોતો પહોંચ્યો એટલામાં મારો પગ લપસી ગયો અને હું વેગપૂર્વક

લથડતો લથડતો નીચે પડવા લાગ્યો અને ત્યારપછી લાકડાનાં પાટિયાં સાથે આવીને અથડાયો. ઍન્જિનની પણ મારી પેઠે જ લપસીને પડયો હતો અને મારી સાથે જ હતો. અર્થાત્ તે પાટિયાપર અમારા પડવાની સાથે જ તે પાટિયાં નીચે પડી ગયાં અને અમો આપ સમક્ષ આવીને ઊભા રહ્યા. એ પછીની ઘટના આપના જાણુવામાં હોવાથી તેના પુનર્વિવેચનની આવશ્યકતા નથી."

ઑટોના વૃત્તાન્તની સમાપ્તિ થયા પછી ઇરીન્ પોતાના આંતરિક હર્ષને દર્શાવતી કહેવા લાગી કે: "ખરેખર, આપને થયેલા એ અકસ્માતે આપણને આ ઓરડામાં આવી રીતે મેળવી દીધા છે, તેથી હું તો એ અકસ્માતને એક અત્યંત શુભ ઘટનાજ માનું છું: કારણ કે, જો એ અકસ્માત ન થયો હોત, તો આ ઓરડાનું દ્વાર ભાગ્યે જ આપને મળ્યું હોત! અસ્તુ: પરંતુ હવે આપણે આપણા કાર્યના સંબંધમાં શું કરવાની આવશ્યકતા છે, એનો આપણે નિશ્ચય કરવો જોઇએ. આજની સમસ્ત નિશામાં આ ઓરડામાં આપણુને રંચ માત્ર પણ ભયની શંકા રાખવાનું કાંઇ પણ કારણ હોય, એવી મારી ધારણા નથી અને એટલામાટે અમુક નિશ્ચયપર આવવામાટેના વાદવિવાદને ચલાવવાનો કિંવા આપણા કાર્યમાં પ્રવૃત્ત થવાનો આપણી પાસે જોઇએ તેટલો અવસર છે."

એક સુંદરીએ આ વાકયો બહુ જ ભાર મૂકીને ઉચ્ચાર્યા હતાં અને ઑટો તેના આશયને સારી રીતે સમજી ગયો હતો; કારણ કે, તે સુંદરીનું અભિજાત અને પ્રેમસિક્ત હૃદય પોતાના તે પ્રેમીને જોવામાટે અતિશય અધીર થઇ ગયું હતું કે જેનામાં તેનો અખંડ પ્રેમ હતો અને જેને તે એ મઠમાંના કોઇ એક સ્થાનમાં બંદિવાન થયેલો ધારતી હતી.

અહા, એક અબળાનો અનુરાગ કેવો અને કેટલો બધો સત્ય, નિર્મળ તથા મનોહર હોય છે! કવિઓ તથા નવલકથાકારોએ વારંવાર સ્ત્રીના પ્રેમને ચંચળ તથા ક્ષણભંગુર દર્શાવ્યો છે અને અદ્યાપિ દર્શાવે છે, પરંતુ તેમણે અબળાના દૃઢ મનોવિકારની સત્ય પરીક્ષા કરી જ નથી; તેઓ અબળાની પ્રેમભાવનાના સત્ય પરિચયને પ્રાપ્ત કરી શકયા જ નથી. તે કવિઓ તથા નવલકથાકારોએ કોઇ વિકારવતી વનિતાના અયોગ્ય વિકારોને સદ્ગુણવતી તથા નિઃસ્વાર્થપ્રેમશીલા રમણીના હૃદયની આસક્તિ ધારી લીધી છે, એ તેમનો એક પ્રકારનો અક્ષમ્ય પ્રમાદ થયો છે, એ તો નિઃસંશય છે. સ્ત્રીનો પ્રેમ એક એવો પદાર્થ નથી કે જેને ચંદ્રના ચંચળ પ્રકાશની ઉપમા

આપી શકાય; કારણ કે, સ્ત્રીનો સ્નેહ શાશ્વત તથા અવિચળ છે. સ્ત્રીનો પ્રેમ તે અન્ય સર્વ પ્રેમ કરતાં અત્યંત અભિજાત, અત્યંત પવિત્ર અને સાક્ષાત્ સ્વર્ગીય પ્રેમ છે અને તેથી જો સ્ત્રીની પ્રીતિને પરમેશ્વરની પ્રતિમાના નામથી ઓળખવામાં આવે, તો પણ અતિશયોક્તિ થવાનો સંભવ નથી. પ્રેમના પવિત્રતમ નામને, હૃદયના ચૈત્યમાં પ્રકાશપૂર્વક તથા પવિત્રતાથી બળતી પ્રેમજ્યોતિ, પ્રેમની પવિત્રતમા પ્રતિમાને વિકારશીલ હૃદયની પરિવર્તનશીલ, ચંચળ તથા નિર્બળ ભાવનાઓ સાથે મેળવી દઇને કદાપિ અપકૃષ્ટ કિંવા અવનત કરશો નહિ; પ્રેમના પવિત્ર નામને કદાપિ કલંક લગાડશો નહિ. માનવજાતિના ઉદ્ધારમાટે સ્ત્રીના પ્રેમરૂપ પરમાત્માના પ્રેમની જે સુંદર પ્રતિમા સૃજાયલી છે, તેને કદાપિ વિદ્રૂપ થવા દેશો નહિ; કારણ કે, વિશુદ્ધ વનિતાહૃદયનો પ્રેમ કોઇ પણ પ્રકારની ક્ષીણતાને આધીન થતો જ નથી અને કોઇ પણ પ્રકારના સ્વાર્થસમર્પણમાટે, અરે ! પ્રાણોનું બલિદાન આપવામાટે પણ નિરંતર ઇચ્છાવાન્ રહ્યા કરે છે. એ પ્રેમ તે ઇન્દ્રિયસુખલાલસાથી સર્વથા ભિન્ન તથા અલિપ્ત એક પ્રકારનો પવિત્ર નિષ્કર્ષ છે અને તે સર્વ પ્રકારનાં દુઃખોને સહન કરી શકે છે અને કોઈ પણ પ્રકારના ભય સમક્ષ દૃઢતાથી ઊભો રહી શકે છે. સ્ત્રીનો પ્રેમ રુગ્ણ પ્રેમીના ઓસીકાને વધારે મૃદુ બનાવે છે, મરણોન્મુખ પ્રેમીની વેદનાઓને બહુ જ ઓછી કરી નાખે છે અને એ અચલ પ્રેમનો જીવનના અંત સાથે જ અંત થાય છે, એમ કેટલાક લોકો કહે છે; પરંતુ અમારી માન્યતા તો એવી જ છે કે, અબળાના એ અમર અનુરાગનો આ જીવનના અંત સાથે પણ અંત નથી થતો; કારણ કે, સ્વર્ગના ઉચ્ચ પ્રદેશમાં સ્થિત રહીને તે આ સંસાર—આ ભૂતલમાં—ની પોતાની ઉપાસ્ય વિભૂતિને આતુર નયનોવડે નિરખ્યા કરે છે. જો પિથેગોરસના પંથનો સિદ્ધાન્ત સત્ય હોય અને જો મૃત આત્માઓને—મૃત સ્ત્રીઓના આત્માઓને—અન્ય સ્વરૂપ ધારીને પુનઃ આ સંસાર—આ ભૂતલ—માં આવવાની આજ્ઞા આપવામાં આવે, તો તે મૃત સ્ત્રીઓના આત્મા—અત્યંત પવિત્ર આત્મા—પુનઃ એકવાર આ સંસારમાં મર્ત્ય સ્વરૂપ ધારીને તત્કાળ આવવાને અને પોતાના ઉપાસ્ય તથા પોતાના પ્રેમપાત્ર પુરુષોનાં શ્રવણોમાં સ્નેહમયી સંગીતસુધા રેડીને પોતાના અનુરાગની અલૌકિકતાનો નવીનતાથી પરિચય કરાવવાને તૈયાર થઇ જાય, એ સર્વથા સ્વાભાવિક છે. સારાંશ એજ કે, સ્ત્રીના હૃદયનો પ્રેમ મરીને સ્વર્ગમાં જવા પછી પણ મંદ થતો નથી એટલો બધો તે પ્રેમ અવિચલ, દૃઢ, અપરિવર્તનીય અને શાશ્વત હોય છે !

એવાજ પ્રકારનો નિર્મળ, પવિત્ર અને નિઃસ્વાર્થ પ્રેમ એ અનુપમા ગ્રીક સુંદરી ઈરીનના હૃદયમાં પણ વસી રહ્યો હતો. જે પુરુષને તેણે પ્રારંભમાં જ પોતાનો પ્રેમ સમર્પ્યો હતો, તેને તે પ્રતિપરમેશ્વર જ માનતી હતી અને તેની એકનિષ્ઠાથી માનસિક ઉપાસના કર્યા કરતી હતી. અર્થાત્ અત્યારે તેનો તે ઉપાસ્ય દેવ આ મઠમાં એક બંદિવાન્ થઇને પડયો હતો અને તેથી તે પુરુષને બંધનમુક્ત કરી પુનઃ એક વાર સ્વતંત્રતાનો ભોક્તા કરવો, એજ એ સુંદરી ઈરીનના જીવનની એક માત્ર ઇતિકર્તવ્યતા થઇ રહી હતી.

ઘણીકવાર સુધી આપણી એ ત્રણે વ્યક્તિઓ પોતપોતાના વિચારમાં નિમગ્ન રહી અને ત્યાં મૌનનું સામ્રાજ્ય જ વિસ્તરેલું રહ્યું. ત્યારપછી દીર્ઘકાળના એ માનનો ભંગ કરીને ઑટો કહેવા લાગ્યો કેઃ "મારા મનમાં અત્યારે બે વિચારો આવે છે. તેમાંનો પ્રથમ વિચાર એ છે કે, હું તથા ઍન્જિની આ કાષ્ઠની દીવાલની પાછળ છુપાઇને મધ્યરાત્રિ થાય ત્યાં સુધી બેસી રહીએ; ત્યારપછી ત્યાંથી નીકળીએ અને આ આગારના પ્રત્યેક સ્થાનમાં ભમીને જોઇએ કે અહીં શસ્ત્રધારી મનુષ્ય કેટલા છે અને આ આગારની રચના કેવા પ્રકારની છે."

"નહિ, આપનો આ વિચાર યોગ્ય નથી;" ઈરીન્ પોતાના અભિપ્રાયને દર્શાવતી કહેવા લાગીઃ "કારણ કે, કદાચિત્ આપ તે ચાંડાલોની દૃષ્ટિએ પડી જશો, તો તેઓ આપને તત્કાળ ઓળખી લેશેઃ અને જેમણે જર્મનીના એક પદવીધર અને પ્રતિષ્ઠિત પુરુષને આટલા દીર્ઘકાળથી પોતાના આ અધર્માગારમાં બંદિવાન્ કરી રાખ્યો છે, તેઓ જો પોતાના તે અપરાધને સદાને માટે ગુપ્ત તથા અજ્ઞાત રાખવામાટે આપને પણ બંદિવાન્ કરી લે અથવા તો આપના જીવનનો નિર્દયતાથી અંત કરી નાખે, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. આપ એક વાર અહીં આવી ગયેલા હોવાથી આપના શિરપર વિશેષ ભીતિ ઝઝૂમી રહી છે, એનો વિચાર પણ અવશ્ય આપે કરવાનો છે."

"તો હવે મારો બીજો વિચાર પણ સાંભળી લ્યો;" એમ કહીને ઑટો પોતાના બીજા વિચારને દર્શાવતો કહેવા લાગ્યો કેઃ "મારો બીજો વિચાર એ છે કે, પ્રાતઃકાળમાં પેલી પ્રૌઢા પરિચારિકા અવશ્ય આપમાટે ભોજનસામગ્રી લઇને અહીં આવશે એટલે તે વેળાયે અમો તેને પકડી લઇશું. તેને મારી નાખવાની ધમકી આપીશું અને તેવી ચેષ્ટા પણ કરીશું; છતાં પણ કેવળ

એવી ધમકી આપવાથી જ તે અહીંનાં સર્વ સ્થાનોનો તેમજ બેરન્ જેર્નિન્ વિશેનો સર્વ ભેદ આપણને જણાવી દેશે, એમ માની લેવાનું નથી અને એટલામાટે કદાચિત્ તેને કાંઇક મારકૂટ પણ કરવી પડશે."

ઑટોની આ દ્વિતીય યોજનાનો ઈરીન તથા ઍંજિનીએ કોઇ પણ પ્રકારની પ્રતિકૂલતા દર્શાવ્યા વિના તત્કાળ સ્વીકાર કરી લીધો. એ પછી સુંદરી ઈરીન્ અંદરના ઓરડામાં એટલે કે શયનમંદિરમાં ચાલી ગઇ અને કોચપરની શય્યામાં પડીને વિશ્રાંતિ લેવા લાગી, સમસ્ત દિવસના પ્રવાસથી તે અત્યંત શ્રમિત થયેલી હોવાથી શય્યામાં પડતાં જ તે ગાઢ નિદ્રાને આધીન થઇ અને થોડા સમયને માટે સર્વ ચિન્તાઓથી મુક્ત થઇ ગઇ. પરંતુ નિદ્રાધીન અવસ્થામાં તેને કેટલાંક સુંદર સ્વપ્ન દેખાવા માંડયાં અને નિદ્રાદેવીના કોમળ હસ્તે કલ્પનામંદિરનાં સુવર્ણદ્વારોને ઉઘાડી નાખતાં તેમાંથી આનંદમયી આશાઓનો સમુદાય બહિર્ગત થઇને તે નિદ્રાવશ સુંદરી સમક્ષ મધુર સ્મિત કરતો ઊભો રહ્યો.

સ્વર્ગીય સુંદરી! નિદ્રાનો આનંદથી આસ્વાદ લઇ લે! કારણ કે, તારું અંતઃકરણ કુકૃત્યથી સર્વથા અલિપ્ત અને તારા પવિત્ર પ્રેમ સમાન તારું જીવન પણ સર્વથા વિશુદ્ધ હોવાથી તારા મનમાં કોઇ પણ પ્રકારની સંવેદના થવાનો અને તેના યોગે તારી ભાવનાઓએ ઉષ્ણતાને ધારીને તારી સ્વર્ગીય કૌમારરૂપ નિર્દોષતાપર કદાપિ અત્યાચાર કર્યો નથી. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, તારો આત્મા દેવકોટિનો હોવાથી જો તને 'દેવી' ની ઉપમા આપવામાં આવે, તો તે સર્વથા યોગ્ય જ છે.

લાવણ્યવતી લલના! નિર્ભયતાથી નિદ્રાસુખનો ઉપભોગ કરી લે! તેં આજ સુધીમાં જો કે અનેક યાતનાઓ સહન કરી છે; પરંતુ તેથી તારી સહિષ્ણુતાનો ભંડાર ખૂટયો નથી અને તેં પોતાના અદૃષ્ટને કિંવા પરમાત્માને કદાપિ દોષ દીધો નથી. વળી પ્રાતઃકાળ તથા સંધ્યાકાળે પ્રભુની પ્રાર્થનાના પોતાના નિત્ય નિયમનો તેં કદાપિ ભંગ થવા દીધો નથી અને એવો એક પણ દિવસ ગયો નથી કે જે દિવસે તેં પરમાત્માનું સ્મરણ કરીને અંતઃકરણપૂર્વક તેનો આભાર ન માન્યો હોય. જ્યારે તારી પ્રણયદેવનાએ નિરાશાનું ભયંકર સ્વરૂપ ધારી લીધું હતું, ત્યારે પણ પ્રભુપ્રાર્થનામાંથી તું આશ્વાસન મેળવ્યા કરતી હતી અને તારી તે પ્રભુપ્રાર્થનાની એ પવિત્રપ્રેરણાત્મક વાક્યસાથેજ સમાપ્તિ થતી હતી કે: "બલીયસી કેવલ મીશ્વરેચ્છા!"

# પ્રકરણ ૧૬ મું

## પરિચારિકા મિલ્ડ્રેડા

શાન્તિ તથા નિશ્ચિન્તતાપૂર્વક સુન્દરી ઈરીને નિદ્રામાંજ નિશા વીતાડી દીધી. એક વિશાળ વૃક્ષના શિખરપરના પોતાના માળામાં જેવી રીતે એક નિર્દોષ પક્ષી પોતાની નિશા નિદ્રામાં નિશ્ચિન્તતાથી વીતાડે છે, તેજ પ્રમાણે આલ્પ્સ્ પર્વતના ઉચ્ચ પ્રદેશમાંના તે ઓરડામાં તે સુન્દરી ઈરીન્ નિદ્રાવશ થયેલી હતી અને તે વેળાયે તે ભય તથા શોકનાં નહિ, કિન્તુ આશા, વિજય તથા પ્રણયમૂર્તિનાં આનંદદાયક સ્વપ્નનું જ અવલોકન કરતી હતી.

મૅજિની તથા ઑટો પોતાના ઝભ્ભાને પોતાના શરીરોપર લપેટી લઇને ત્યાંના પ્રજળતા અગ્નિસમક્ષ બેસીને વારાફરતી વિશ્રામ લીધા કરતા હતા, એટલે કે, જ્યારે તેમનામાંનો એક નિદ્રાધીન થતો હતો, ત્યારે બીજો ત્યાંની તપાસમાટે જાગતો બેસી રહેતો હતો.

એવી રીતે મૌન તથા નિર્ભયતાપૂર્વક નિશાનો અંત આવી ગયો. પ્રાતઃકાળ થયો અને સૂર્યનાં તેજસ્વી કિરણોએ તે ઓરડાના છત્રમાંના છિદ્રમાં પ્રવેશ કરવા માંડ્યો. ઈરીન્ પણ હવે પોતાના શયનમંદિરમાંથી બહાર નીકળી આવી અને ત્યારપછી એ ત્રણે વ્યક્તિઓ કે જેમણે પેલા બંદિવાન્‌ને છોડવવામાટે પોતાનાં શિરપર ગમે તેવા સંકટને વ્હોરી લેવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો, તેમણે પોતાના ગતરાત્રિના પરિચારિકા મિલ્ડ્રેડાને પકડી લેવાના વિચારને દૃઢ કરી લીધો.

ઑટો તથા મૅજિની રાતે ઈરીન્ જેમાં નિદ્રાવશ થઇ હતી તે શયનમંદિરમાં જઇને છુપાયા અને તે શયનગૃહમાં પ્રવેશ કર્યા પૂર્વે તેમણે એ નિશ્ચય તો કરીજ લીધો હતો કે, જ્યારે ઈરીન્‌ના મુખમાંથી "અત્યારે પ્રભાતમાં કેટલા વાગ્યા હશે વારુ ?" આ પ્રમાણેના શબ્દો નીકળેલા સંભળાય કે તે ક્ષણેજ તેમણે બહાર નીકળી આવીને તે પ્રૌઢા પરિચારિકાને ચતુર્ભુજ કરી લેવી. આવા પ્રકારની વ્યવસ્થાની આવશ્યક્તા પણ હતી; કારણ કે, એક તો બાહ્ય કક્ષમાં છુપાઇ રહેવાનું કોઇ સ્થાન પણ નહોતું અને વળી તે બાહ્યકક્ષમાં પ્રકાશનો વિસ્તાર પણ થયેલો હતો.

જેવી રીતે ધારવામાં આવ્યું હતું તેવી રીતે તેમની આ વ્યવસ્થા થઇ રહેતાંજ પ્રૌઢા પરિચારિકા મિલ્ડ્રેડાએ પોતાના બન્ને

હાથોમાં ભોજનસામગ્રીઓની રકાબીઓથી ભરેલા થાળને ઉપાડીને તે કક્ષમાં પ્રવેશ કર્યો. પગવડે દ્વારને બંધ કરીને તેણે ઈરીનને ઉદ્દેશીને કહ્યું કે: " પ્રણામ, સુંદરી ! હું આશા રાખું છું કે, રાત્રિના વિશ્રામથી આપના ગઈ કાલના પ્રવાસનો પરિશ્રમ આપને બાધા કરશે નહિ; કારણ કે, આપના શરીરમાં નવીન ચૈતન્ય તથા નવીન ઉત્સાહનો અવશ્ય યોગ્ય આવિર્ભાવ થયેલો હોવોજ જોઇએ."

"જી હા, એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ નથી કે, નિશાનો સમય મેં શાંતિમાં વીતાડયો છે અને હું આ આદરાતિથ્યમાટે તમારો આભાર માનું છું." ઈરીને અત્યંત મધુર સ્વરથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"હું અત્યારે આપ શ્રીમતીમાટે ભોજન લાવી છું;" પ્રૌઢા મિલ્ડ્રેડાએ કહેવા માંડયું: "આપના અનુચરો ઉદરપૂજા કરીને ભોજનના કાર્યથી નિવૃત્ત થઇ ચૂકયા છે. અને.............."

"અને તમો હવે એ જાણવા માગો છો કે, અમો અહીંથી કયારે વિદાય થઇશું, એમજ ને?" ઇરીને તે પ્રૌઢાના અપૂર્ણ વાકયની પૂર્ણતા કરીને કહેવા માંડયું: "શું ત્યારે આ સ્થાનમાં આવતાં અતિથિઓને બની શકે ત્યાં સુધી સત્વર જ વિદાય કરી દેવાનો અહીંનો એક સાધારણ નિયમ છે? મારી તો અત્યાર સુધી એવીજ ધારણા અથવા માન્યતા હતી કે, આ આલ્પ્સ પર્વતમાંના આવા ધર્માશ્રમો, જે થાકયાં પાકયાં પ્રવાસિજનોને આશ્રયની આવશ્યકતા હોય, તેવાં પ્રવાસિજનોને યોગ્ય આશ્રય આપવામાટે જ સ્થપાયલા હશે; પરંતુ અત્યારે હવે મને જણાય છે કે, મારી એ માન્યતા યથાર્થ નથી! કદાચિત્ મેં આપને અધિક પરિશ્રમ આપ્યો હોય, તો આપના તે પરિશ્રમના બદલામાં હું આપને યોગ્ય પુરસ્કાર અથવા દ્રવ્ય ઉદારતાથી આપવાને તૈયાર છું."

"ક્ષમા કરજો, મહાશયા!" મિલ્ડ્રેડાએ એ શબ્દો સાથે પોતાના પક્ષના સમર્થનનો આરંભ કરી દીધો અને કહેવા માંડયું કે: "આપે એમ તો કદાપિ ધારવું જ નહિ, કે હું કંગાલ છું કિંવા દરિદ્રાવસ્થામાં છું અને તેથી સુવર્ણ લઇને આદરાતિથ્યને વેચનારી છું. વસ્તુસ્થિતિ આવી નથી, કિન્તુ સત્ય વાર્ત્તા તો એ છે કે, આ ધર્માશ્રમની હું પોતે જ સ્વતંત્ર સ્વામિની કિંવા અધિકારિણી નથી, કિન્તુ હું એક આજ્ઞાધારિણી દાસી છું, અહીં અન્ય જનોની આજ્ઞામાં મારે રહેવું પડે છે અને તેથી તેમની આજ્ઞા તથા ઇચ્છા પ્રમાણે વર્ત્તવું, એજ મારૂં કર્ત્તવ્ય થઇ પડયું છે. પિતા એનસેલ્મ કે જે

અહીંનો સર્વથી વરિષ્ટ અધિકારી છે, તે એવો તો વિલક્ષણ પુરુષ છે કે, જે પોતાની આજ્ઞાને કદાપિ બેવાર ઉચ્ચારતો નથી, એટલે કે, તેના મુખમાંથી એકવાર જે શબ્દ નીકળે, તેનું તત્કાળ પાલન થવું જ જોઇએ. એ સાથે વળી હું આપને એ પણ જણાવી દઉં છું કે, આ સ્થાનમાં હું મારી ઇચ્છાથી જ રહેતી નથી; કિન્તુ જ્યાં મારા જીવનનો નિર્વાહ થઇ શકે, એવું કોઇ અન્ય સ્થાન મારામાટે ન હોવાથી અને મારૂં જીવન સર્વથા નિરાશામય હોવાથી મારાથી અહીં રહેવાની ઇચ્છા ન હોવા છતાં પણ આ સ્થાનનો ત્યાગ કરી શકાતો નથી."

"મારી પ્રિય પરિચારિકે! તમારા હૃદયમાં કોઇ પણ પ્રકારનો આઘાત કરવાનો મારો મનોભાવ હતો જ નહિ." આમ બોલીને ઈરીન પોતાના સ્થાનપરથી ઉઠીને મિલ્ડ્રેડા તથા દ્વારના મધ્ય ભાગમાં આવીને ઉભી રહી. એમ કરવામાં તેનો આંતરિક ઉદ્દેશ એ હતો કે, મિલ્ડ્રેડા ત્યાંથી પલાયન કરી ન શકે અને એ જ ઉદ્દેશથી તેણે સંભાષણને પુનઃ આગળ લંબાવીને કહેવા માંડ્યું કેઃ "જ્યારે તમો આમ બોલોછો, ત્યારે એની સાથે તમારે એ વાર્તાનો પણ સ્વીકાર કરવો જોઇએ કે તમો અહીંના કાંઇક અસભ્ય કિંવા અશિષ્ટ અધિકારીઓની આજ્ઞાના પાલનમાં જ તત્પર રહો છો. પરંતુ હું તે પુરુષ જાતિનું પ્રાણી નથી કે જે અલ્પ વિશ્રાંતિ લઇને દીર્ઘ પ્રવાસના પરિશ્રમોને સહન કરી શકે છે અને તેથી મારા જેવી અબળામાટે આ નિયમનું આવી કઠિનતાથી પાલન ન થવું જોઈએ અસ્તુઃ હું તમને વારંવાર ખોટી કરવા માગતી નથી. માત્ર એટલું જ મને જણાવો કે અત્યારે દિવસ કેટલો થયો છે અને કેટલા વાગ્યા છે?"

હજી તો ઈરીનના મુખમાંથી આ શબ્દો ભાગ્યેજ નીકળી રહ્યા હતા એટલામાં તો અંદરના ઓરડાનાં બારણાં એકદમ ઉઘડી ગયાં અને ઑટો ડેમ મિલ્ડ્રેડાપર તૂટી પડ્યો. તેણે તે પ્રૌઢા પરિચરિકાના મુખને એક હાથથી દાબીને બંધ કરી દીધું અને એ કાર્ય તેણે એટલી તો ત્વરાથી કરી નાખ્યું કે તે બિચારી એક પણ શબ્દ ઉચ્ચારવાનો અવકાશ મળી શક્યો નહિ. એટલામાં ઍર્જિની પણ તત્કાળ પોતાના હાથમાં એક છરો લઈને ત્યાં આવી પહોંચ્યો. એ વેળાએ નિઃસરણી સાથે સંબંધ ધરાવનારા દ્વારને ઈરીને અંદરથી સાંકળ ચઢાવીને વાસી લીધું અને ઑટો તે પ્રૌઢા પરિચારિકાને સંબોધીને કર્કશ સ્વરથી કહેવા લાગ્યો કેઃ—

" જો તને તારા પ્રાણ પ્રિય હોય અને જીવવાની ઇચ્છા હોય, તો મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચારીશ નહિ. જો તું અમારા સર્વ પ્રશ્નોનાં યથાર્થ અને સત્ય ઉત્તરો આપીશ, તો તારી અમો કોઇ પણ પ્રકારની હાનિ કરીશું નહિ; પરંતુ એ સાથે મારે એ પણ તને જણાવવું જોઇએ કે, અમારા પ્રશ્નોનાં ઉત્તરો આપવા ઉપરાંત જો તું ચીત્કારનો અથવા તો તારા કોઇ સહાયકને અહીં બોલાવવાનો લેશ માત્ર પણ પ્રયત્ન કરીશ, તો તે અપરાધની તારે આ ક્ષણે જ ભયંકર શિક્ષા ભોગવવી પડશે. વળી અહીં કોઈ પણ મનુષ્ય તારો સહાયક થવાને આવી શકે તેમ નથી; કારણકે, અમારા મિત્રોએ અહીંનાં સર્વ દ્વારોને સંભાળથી વાસી દીધાં છે. છતાં ધારો કે, કોઇ મનુષ્ય અહીં આવશે, તો તેનો વધ કરીને અમો આ ગુહાના ગુપ્ત માર્ગમાંથી નીકળી જઈશું. હવે એ તો તારા જાણવામાં આવી ચૂકયું હશે કે, હું આ સ્થાનના ગુપ્ત ભેદોથી અજ્ઞ નથી. ઓહ, તું આટલી બધી ગભરાય છે શામાટે ? અમો આ ગુપ્ત સ્થાનમાં એકલા નથી આવ્યા, કિન્તુ અમારા બીજા બાર શસ્ત્રધર મિત્રો આ ગુહામાં છુપાઇને બેઠા છે કે જેઓ અમારો ઇશારો થતાં જ અહીં આવીને ઉભા રહેશે અને તમારાથી અમારો એક વાળ પણ વાંકો કરી શકાશે નહિ. હું વળી પણ એકવાર તને ચેતવણી આપું છું કે, તું તારી અન્ય વ્યર્થ ચેષ્ટાઓને ત્યાગીને મારા અથવા મારા મિત્રોના પ્રશ્નોનાં યથાર્થ ઉત્તર આપ; કારણ કે, એથી જ તારા કલ્યાણનો સંભવ છે. "

ઑટોના મુખમાંથી નીકળેલી તેમના હથિયારબંધ બાર સાથીઓની વાર્તાને સાંભળીને મૅજીની પોતાના હાસ્યને રોકી ન શકયો; પરંતુ મિલ્ડ્રેડાનો તો એવો દૃઢ વિશ્વાસ બંધાઇ ગયો હતો કે, તરુણ ચિત્રકાર ઑટોના મુખમાંથી નીકળેલા અને નીકળતા સર્વ શબ્દો અક્ષરશઃ સત્યજ હતા. એ પછી ઑટોએ તે પરિચારિકાના મુખપરથી પોતાના હાથને હટાવ્યો અને તેને એક આસનપર બેસાડી દીધી. જ્યારે મિલ્ડ્રેડાના હૃદયમાંથી આ અચાનક આવી પડેલી આપત્તિથી ઉદ્દભવેલા ભયની છટા કાંઇક ઓછી થઇ અને તે કાંઇક શાંત થયેલી દેખાઇ એટલે પછી ઑટોએ તેને નીચે પ્રમાણેના પ્રશ્નો પૂછવાનો આરંભ કરી દીધો:—

" આ ધર્માશ્રમની દીવાલોના મધ્યમાં એક બંદિવાનને બંધ કરીને નથી રાખવામાં આવ્યો કે શું ? "

" હા, મહાશય, તેવા એક બંદિવાનને આ ધર્માશ્રમમાં બંધ



જો તને તારા પ્રાણ પ્રિય હોય અને જીવવાની ઇચ્છા હોય, તો મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચારીશ નહિ. પૃષ્ઠ ૧૬૦.

કરીને રાખવામાં આવ્યો છે; પરંતુ હું આપને પ્રાર્થના કરીને કહું છું કે, મારાપર કોઈ પણ પ્રકારનો અત્યાચાર ન કરશો; કારણ કે, હું નિર્દોષ છું. હું આપને જે કાંઈ પણ સત્ય વાર્ત્તા છે તે જણાવી દેવાને તૈયાર છું." મિલ્ડ્રેડાએ કંપિત શરીર તથા કંપિત સ્વરથી કહ્યું.

"તારે જે કાંઈ કહેવાનું હોય, તે નિર્ભયતાથી કહે; અમો તારા પર કોઈ પણ પ્રકારનો અત્યાચાર કરવાના નથી. મૅજિ.ની, તમારા છરાને ધ્યાનમાં પધરાવી દ્યો; કારણ કે, આ સુજ્ઞ સ્ત્રીના જાણવામાં આવી ગયું છે કે આપણી સાથે છેતરપિંડી કરવાથી એને કશો પણ લાભ થવાનો નથી. હં; તો તારા કહેવા પ્રમાણે આ ધર્માશ્રમમાં એક મનુષ્યને બંદિવાન્ તરીકે રાખવામાં આવ્યો છે; તો પછી તેનું નામ શું છે વારુ?" ઑટોએ મિલ્ડ્રેડાના ભયનું નિવારણ કરીને પૂછ્યું.

"મારો તે બંદિવાન્ સાથે લેશ માત્ર પણ પરિચય નથી અને તેનું નામ કદાપિ મારા સાંભળવામાં આવ્યું નથી; માત્ર એટલું જ નહિ, પણ મારી આંખોથી મેં તેને એક વાર પણ જોયો નથી. તે મનુષ્યને 'આવૃત્ત કક્ષ' નામક એક કોટડીમાં કેદ કરીને રાખવામાં આવ્યો છે અને મારામાટે એવા વ્યવસાયો નીમાયલા છે કે, મારે ત્યાં કોઈ વાર પણ જવું પડતું જ નથી. પરંતુ અહીંના કેટલાક મનુષ્યોના પરસ્પર વાર્ત્તાલાપથી એટલું મારા જાણવામાં આવ્યું છે કે, તે મનુષ્ય જર્મનીનો કોઇ એક પ્રતિષ્ઠિત તથા પદવીધર ગૃહસ્થ છે." મિલ્ડ્રેડાએ ઑટોના પ્રશ્નનું યથાર્થ ઉત્તર આપ્યું.

"આહ!" એ પ્રમાણેનો શબ્દ હાર્દિક વેદનાના યોગે ઈરીનના મુખમાંથી નીકળી ગયો અને તે સાથે તેણે એક દીર્ઘ નિઃશ્વાસ પણ નાખ્યો.

ફેમ મિલ્ડ્રેડાએ આગળ વધીને કહ્યું કેઃ "તે મનુષ્ય લગભગ ચાળીસ વર્ષના વયનો છે અને તે જો કે અત્યંત સુંદર છે, છતાં કાંઈક પાંડુવર્ણ છે, એમ પણ મારા સાંભળવામાં આવ્યું છે."

"ત્યારે તો તે પુરુષ તે જ છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી." ઈરીને પોતાના બન્ને હાથોને એકત્ર કરીને એ પ્રમાણેનો ઉદ્ગાર કાઢયો અને ત્યારપછી મિલ્ડ્રેડાને પૂછ્યું કેઃ "ભલી બાઇ, તે પુરુષ આ સ્થાનમાં કેટલાંક વર્ષથી બંદિવાન્ છે વારુ?"

"લગભગ આઠ વર્ષથી!" મિલ્ડ્રેડાએ કહેવા માંડયુંઃ "એ બંદિવાનને પ્રથમ અહીં રાત્રિના સમયમાં બહુ જ સંભાળથી લાવવામાં આવ્યો હતો અને એની સાથે કોઇ પણ ગુપ્ત રહસ્યનો સંબંધ

હોવો જોઇએ, એ વાર્ત્તા પણ નિર્વિવાદ છે. મહાશયા, અહીંના લોકો એના વિશે કોઈક વાર જ કાંઇ બોલે છે અને તેથી એ બદિવાન્ વિશે જો કાંઇ વધારે મારા જાણવામાં ન આવ્યું હોય, તો તે સ્વાભાવિક જ છે. જે કાંઇ પણ મારા જાણવામાં આવી શક્યું છે તે અમારામાંના કાર્લ, કૉન્રેડ તથા બીજા કેટલાક મનુષ્યોના મુખથી જ જણાયું છે."

"આઠ વર્ષથી તે અહીંના કારગૃહમાં બંદિવાન્ થઇને પડ્યો છે?" ઈરીને આશ્ચર્યથી પૂછ્યું.

"અને એ આઠ વર્ષના કાલાવધિમાં તે કદાપિ અહીંથી મુક્ત થઈ નથી જ શક્યો કે?" ઑટોએ ભાર મૂકીને પુછ્યું.

"નહિ, કદાપિ નહિ." મિલ્ડ્રેડાએ ઉત્તર આપ્યું.

"જો એમ જ હોય, મારા હૃદયમાં અત્યારસુધી જે શંકાઓ થયા કરતી હતી, તે હવે મને સત્ય સિદ્ધ થતી દેખાય છે. જો આ બંદિવાન્ અહીંથી એ આઠ વર્ષના કાલાવધિમાં ન જ છૂટ્યો હોય, તો પછી અત્યારે વાયનામાં જે પુરુષ એના નામને ધારણ કરી બેઠો છે અને જે મારી ભગિનીનો પતિ છે, તે અવશ્ય કોઈ ઠગ છે અને દુનિયાને છેતરનાર છે." ઑટોએ પોતાના આંતરિક ભાવોને સંતાપપૂર્વક વ્યક્ત કરી બતાવ્યા અને તેના મુખમંડળમાં એક પ્રકારના ભયંકર વિષાદની છાયા પ્રસરી ગઈ.

તેની આવી સ્થિતિને જોઇને ઈરીન તેને આશ્વાસન આપતી કહેવા લાગી કે: "પ્રિય મિત્ર ઑટો, તમારી ભગિનીના દુર્ભાગ્યમાટે તમો આટલાબધા ચિન્તાતુર તથા સંતપ્ત ન થાઓ. તમારી સહોદરાને હું મારી પાસે રાખીશ અને સારી રીતે સંભાળીશ."

"આપની આ લાગણીમાટે હું આપ શ્રીમતીનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું." ઑટો પિયાનલ્લાએ કૃતજ્ઞતા દર્શાવી; અને ત્યાર પછી તે કહેવા લાગ્યો કે: "અસ્તુઃ અત્યારે હવે આવી વાતોમાં વ્યર્થ વેળા વીતાડવાની આવશ્યકતા નથી; કારણ કે સમય અલ્પ છે એટલે તેનો યોગ્ય ઉપયોગ આપણે કરી લેવો જોઇએ." એ પછી તેણે મિલ્ડ્રેડાને ઉદ્દેશીને પૂછ્યું કે: "ત્યારે એવો બીજો કોઇ પુરુષ કોઇ વાર તારા જોવામાં આવ્યો છે ખરો કે, જે રૂપ, રંગ તથા આકૃતિ આદિમાં સર્વથા એ બંદિવાન્ જેવો જ હોય અને જે વારંવાર આ ધર્માશ્રમમાં આવતો જતો પણ હોય?"

"હું આપના તાત્પર્યને સમજી શકતી નથી, મહાશય!" મિલ્ડ્રેડાએ પોતાની નિષ્કપટતાને દર્શાવનાર આશ્ચર્યથી ઑટોને નિરખીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"મારો આશય એ છે કે, એવો બીજો પણ કોઇ પુરુષ આ મઠમાં આવે છે કે કેમ, કે જે રૂપ, રંગ, આકાર તથા વાણીમાં એ બંદિવાનની સાક્ષાત્ પ્રતિમાજ હોય ?" ઑટોએ પોતાના પ્રશ્નને સ્પષ્ટતાથી વ્યક્ત કર્યો.

"એવો કોઇ પણ પુરુષ મારા જોવા કે જાણવામાં આવ્યો નથી." મિલ્ડ્રેડાએ પોતાની અજ્ઞતા દર્શાવી.

"ત્યારે તું એ ભેદને જાણે છે ખરી કે, શા કારણથી અને કયા દોષથી એ અભાગી મનુષ્યને આ મઠમાં બંદિવાન્ તરીકે રાખવામાં આવ્યો છે ?" ઑટોએ એક નવીન પ્રશ્ન પૂછ્યો.

"પવિત્ર કુમારિકા આપણી રક્ષા કરો !" એ પ્રમાણેનો ઉદ્ગાર કાઢીને મિલ્ડ્રેડાએ જણાવ્યું કે: "જેના વિશે આપ પૂછો છો તે દુર્ભાગી ગૃહસ્થ, હું નિશ્ચયપૂર્વક કહું છું કે, એક ઉન્મત્ત અથવા પાગલ મનુષ્ય છે અને તેનાં કોઇ સગાં સંબંધીઓએ જ તેને અહીં બંધનમાં રાખવામાટે મોકલી દીધો છે."

"શું તે ગાંડો છે, પાગલ છે ?" ઈરીને ચીત્કાર કરીને આ શબ્દો ઉચ્ચાર્યા અને ત્યાર પછી કહ્યું કે: "નહિ, નહિ, કદાપિ નહિ !" તે ક્રોધથી પોતાના બન્ને હાથોને એકત્ર કરીને સ્થિર દૃષ્ટિથી મિલ્ડ્રેડાને જોઇ રહી.

ઑટો દૃઢ તથા ગંભીર સ્વરથી તેને આશ્વાસન આપતો કહેવા લાગ્યો કે: "શ્રીમતી, જરા જેટલી વાતમાં આમ ગભરાઇ કેમ જાઓ છો ? જરા ધૈર્ય ધરો. અતિશય દુ:ખથી કદાચિત્ તેનું મસ્તિષ્ક સ્થાનભ્રષ્ટ થઈ ગયું હોય, તો તેમાં વિશેષ આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી; કારણ કે, જ્યારે તેણે સહાયતામાટે પેલી બારીમાંથી પોતાના મસ્તકને બહાર કાઢીને મને પ્રાર્થના કરી હતી, તે વેળાયે તેના એક એક શબ્દમાં દુ:ખની છાયા પ્રત્યક્ષ દેખાતી હતી, છતાં પણ તેની બુદ્ધિમાં કોઈ પણ પ્રકારનો અયોગ્ય વિકાર થયેલો દેખાતો નહોતો એ તો મારે કહેવું જ જોઇએ."

"અને જ્યારે આજથી છ વર્ષ પૂર્વે મેં તેને જોયો હતો, ત્યારે પણ તેની એવી જ સ્થિતિ હતી." ઍન્જિનીએ પણ ઑટોના મતને પુષ્ટિ આપી.

"પરમાત્મા કરે અને તમો ઉભયની વાણી સફળ થાય !" ઈરીને ઉત્સાહપ્રેરિત ભાવથી ઉદ્ગાર કાઢ્યો.

ઑટો મિલ્ડ્રેડાને સંબોધીને બોલવા લાગ્યો કે: "મિલ્ડ્રેડા, તારા જવાબોમાં કાંઇ પણ ઢંગધડો હોય, એમ જણાતું નથી; કારણ

કે, તું એકવાર એક જવાબ આપે છે, તો બીજીવાર બીજાું જ કાંઈ બકે છે; હું તને જે કાંઈ પણ પૂછું છું તેનું સ્પષ્ટ ઉત્તર તું કેમ નથી આપતી તે સમજી શકાતું નથી."

"વારૂ ત્યારે યુવક, મારા ભલા યુવક, હું હવે તમને સ્પષ્ટતાથી કહું છું કે, અત્યાર સુધી મેં જે કાંઇ પણ કહ્યું છે, તે સર્વથા અસત્ય જ છે. પરંતુ જો હું એમ કહું કે, જે ધર્માધ્યક્ષો નિરંતર પ્રભુની પ્રાર્થના કર્યા કરે છે અને પૂજા તથા ઉપાસનાના સમયને કદાપિ ચૂકતા નથી, તે ધર્માધ્યક્ષો ધર્મના અધ્યક્ષ નહિ, પણ કેવળ પાપના જ અધ્યક્ષ, ચાંડાલ તથા બદમાશ છે, તો મારા એ કથનમાં આપનો વિશ્વાસ બંધાશે ખરો કે?" મિલ્ડ્રેડાએ એક પ્રકારના તિરસ્કારદર્શક ભાવથી આ વચનો ઉચ્ચાર્યાં.

"શામાટે વિશ્વાસ નહિ બંધાય? હં, પણ આ મઠનો સર્વાધિકારી ધર્માધ્યક્ષ કોણ છે વારૂ?" ઑટોએ પૂછયું.

"ધર્મપિતા એનસેલ્મ આ મઠનો મુખ્ય ધર્માધ્યક્ષ અને સર્વાધિકારી છે. એ પુરુષ ધર્માધ્યક્ષ હોવા છતાં પાષાણહૃદય, દુષ્ટ, ક્રોધિષ્ટ અને એવો તો લોભિષ્ટ છે કે સુવર્ણનો તો તે દાસાનુદાસજ છે!" મિલ્ડ્રેડાએ યથાર્થ વાર્ત્તાનો પ્રકાશ કર્યો.

"સુવર્ણ, સુવર્ણ અને સુવર્ણ જ આ સંસારમાં સદા મહાપાપ તથા અનર્થનું મૂળ કારણ થઇ પડે છે!" ઑટોએ અસ્પષ્ટ સ્વરથી આવો ઉદ્‌ગાર કાઢ્યો.

"ત્યારે ભલી બાઈ, આ સર્વ દુષ્ટતાનો વિધાયક ફ્રિટ્‌જ છે કે કેમ એ તું અમને જણાવીશ?" હવે ઍજિનીએ પૂછવા માંડ્યું: "અથવા તો જેમ તું માને છે તેમ તે પણ તે દુર્ભાગી પુરુષને ખરેખર જ ઉન્મત્ત અથવા પાગલ માને છે?"

"મિસ્ટર ફ્રિટ્‌જ એક મહા ગંભીર પુરુષ છે, મહાશય!" મિલ્ડ્રેડાએ ઍજિનીના પ્રશ્નનું ઉત્તર આપવા માંડ્યું: "અને તે પોતાની જિવ્હાને કદાપિ લગામ વગરના ઘોડાની પેઠે દોડવા દેતો નથી; એટલે કે, આવી વાર્ત્તાઓનો પોતાના મુખથી તે કદાપિ સ્ફોટ થવા દેતો નથી."

"વારૂ તો હવે હું જે કાંઇ કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળી લે;" ઑટોએ બોલવાનો આરંભ કર્યો: "અમો જેના વિશે આટલી પૃચ્છા કરીએ છીએ તે બંદિવાનને અહીંથી બંધનમુક્ત કરીને કાઢી જવો, એજ એક અમારો ઉદ્દેશ છે. અમારી પાસે સહાયતામાટે સંપૂર્ણ

મનુષ્ય છે એ તો પ્રથમથી જ મેં તને જણાવી દીધું છે." આ છેલ્લા શબ્દો તેણે પેલી ગુહાના દ્વાર પ્રતિ દષ્ટિપાત કરીને ઉચ્ચાર્યા હતા અને ત્યાર પછી પાછો તે આગળ વધીને બોલ્યો કે: "પણ જો મારા તે અનુયાયિજનોને હું અહીં બોલાવીશ, તો તેઓ આ સમસ્ત ધર્માશ્રમને ઉદ્ધ્વસ્ત કરી નાખશે અને અહીંના સર્વ મનુષ્યોનો નિર્દયતાથી વધ કરી નાખશે."

"પવિત્ર કુમારીકા મેરી, અમારી રક્ષા કરો!" ડેમ્ મિલ્ડ્રેડાએ ગભરાટ તથા ભયના ભાવથી આસપાસ ચારે તરફ દૃષ્ટિપાત કરીને એ પ્રમાણેનો ઉદ્ગાર કાઢ્યો.

"ગભરાઇ જવાનું કાંઇ પણ કારણ નથી; કારણ કે, કોઈ પણ પ્રકારના સબળ કારણ વિના આટલી સીમા પર્યન્તના પરિણામને લાવવાની મારી ઇચ્છા નથી." ઑટોએ આશ્વાસન આપીને મિલ્ડ્રેડાને સામોપચારથી પોતાના પક્ષમાં કરી લેવાનો યત્ન આદર્યો અને કહ્યું કે "તો હવે હું તને એ પૂછવા માગું છું કે, તું અમારા પક્ષમાં આવીને અમારી સેવા બજાવીશ અને અંતપર્યન્ત વિશ્વાસપાત્ર રહીશ? પણ એ વાર્ત્તાનો તું અત્યારથી જ વિચાર કરી લે જે કે, જો તું અમારી સાથે વિશ્વાસઘાતકતાથી વર્ત્તીશ, તો તારૂં મરણ નિશ્ચિત છે અને જો નિષ્કપટભાવથી અમારી સહાયિકા થઇશ, તો તને તારી તે સેવાનો અતિશય ઉત્તમ તથા યોગ્ય પુરસ્કાર મળશે."

"અત્યારે જેની કલ્પના પણ તારા મસ્તિષ્કમાં આવવી અશક્ય છે, તેટલો અને તેવો મહાન્ પુરસ્કાર તને અમો આપીશું;" ઈરીન તે પુરસ્કારનું અધિક સ્પષ્ટીકરણ કરતી કહેવા લાગી: "કારણ કે, હું એક અત્યંત ધનાઢ્ય અબળા છું અને તને એટલું બધું ધન આપવાની મારામાં શક્તિ છે કે જે ધનના યોગે તારી વૃદ્ધાવસ્થાને તું અત્યંત સુખ તથા આનંદમાં વીતાડી શકીશ અને તે પછી આ હિમમય તથા પાપમય સ્થાનમાં વસવાની આવશ્યક્તા ન રહેતાં તું કોઈ ઉત્તમ નગરમાં નિવાસ કરી શકીશ અને ત્યાં સ્વતંત્રતાપૂર્વક જીવનના દિવસોને પૂરા કરીશ."

મિલ્ડ્રેડા પ્રથમ તો કાંઇક વિચારમાં પડી ગઇ અને ત્યારપછી કહેવા લાગી કે: "હું આપની સેવા કરી શકું તેમ છે અને અવશ્ય હું આપની સેવાના માર્ગને સ્વીકારીશ." એ પછી તેણે ઑટોને સંબોધીને કહ્યું કે: "મહાશય, મેં જે એક વ્યવસ્થા કરવા ધારી છે, તે વ્યવસ્થામાં જો આપ મારી સાથે રહેશો, તો હું પ્રતિજ્ઞા કરીને

કહું છું કે, આ કાર્યને હું અતિશય સરળતાથી પાર પાડી દઇશ. હું આપ સાથે છળકપટથી વર્તુ છું, એમ જો આપના જોવામાં આવે, તો તે ક્ષણેજ આપ મારો શિરચ્છેદ કરી નાખજો, એવી મારી અનુમતિ છે. પરંતુ જો હું આપના કાર્યને સાવધ રહીને સમાપ્ત કરી આપું અને મારા વચનમાં દૃઢ રહું, તો જે પુરસ્કારની આશા આપ લોકોએ મને બતાવી છે, તે પુરસ્કાર તમારે મને આપવો જ પડશે. હું પોતે પણ આ શોકાચ્છાદિત સ્થાનમાંના નિવાસથી કંટાળી ગઇ છું; પણ મારી આવશ્યકતાઓએ જ બળાત્કારે મને અહીં ગોંધી રાખી છે અને તેથી હું પોતે પણ અહીંથી છૂટવાના ઉપાયને જ શોધ્યા કરૂં છું."

"મિલ્ડ્રેડા, અત્યારના તારા બોલવામાં લેશ માત્ર પણ છળ, પ્રપંચ કિંવા અસત્યનો અંશ દેખાતો નથી અને તેથી તેં જે કાંઇ પણ વ્યવસ્થા કરવા ધારી છે, તે સ્પષ્ટતાથી અમને કહી સંભળાવ." ફરીને મિલ્ડ્રેડાને ઉદ્દેશીને કહ્યું.

પુરસ્કારને મેળવવાની આશા દૃઢ થવાથી મિલ્ડ્રેડા કાંઇક હર્ષાન્વિત મુદ્રાથી કહેવા લાગી કે: "આ ઇમારતના આ ભાગના નૈઋત્યકોણમાં મારી કોટડી આવેલી છે અને સુંદર યુવક, તમો મારી તે કોટડીમાં મારી સાથે આવી શકો તેમ છે. જો કોઇ મનુષ્ય તમને કાંઇ પૂછશે, તો હું તમને મારા ભત્રીજા તરીકે ઓળખાવીશ અને કહિશ કે, મારો ભત્રીજો મને મળવામાટે આવ્યો છે. ત્યારપછી આ મઠના મધ્યભાગમાં પડતર દ્વારને ઉઘાડવામાટેની કૂંચીઓને મેળવતાં મને કશો પણ પરિશ્રમ પડે તેમ નથી અને ત્યાં પહોંચ્યા પછી આપણે કોઈપણ પ્રકારના વિઘ્ન વિના તે બંદિવાન્ પાસે જઇ શકીશું; કારણ કે, દિવસના સમયમાં તેને ત્યાંના એક આંગણામાં કાઢવામાં આવે છે."

"ત્યારે શું તે મઠના મધ્યભાગમાં કોઇ એવી દીવાલ ઉભી કરાયલી છે કે જેમાં દરવાજો જડેલો છે અને એક નાની બારી પણ કરેલી છે?" ઑાટોએ ગંભીરતાથી પૂછ્યું.

"આપનાં આ વાક્યોથી સ્પષ્ટ જણાય છે કે, આપે તે સ્થાનનું અવશ્ય નિરીક્ષણ કર્યું છે; કારણ કે, જો તેમ ન હોત, તો આપ તે સ્થાનનું આટલી સીમાપર્યન્ત યથાર્થ વર્ણન કરી શકત નહિ." મિલ્ડ્રેડાએ આશ્ચર્ય દર્શાવીને કહ્યું.

"એ તો તને મેં પ્રથમથીજ જણાવી દીધું છે કે, આ ધર્માશ્રમમાંના સર્વ ગુપ્ત ભેદોને હું સારી રીતે જાણું છું; માત્ર એટલું જ

નહિ, પણ મારા સર્વ સાથીઓ પણ તે જાણે છે;" તરુણ ચિત્રકાર ઑટોએ સ્મિતમંડિત મુખમંડળથી કહેવા માંડ્યું: "પરંતુ બીજો પ્રશ્ન એ છે કે, આપણે કદાચિત્ તે બંદિવાન્ પાસે જઇ પહોંચીએ, તો પણ એવી કઇ યુક્તિ છે કે જેના યોગે આપણે રક્તપાત કર્યા વિના જ તેને ત્યાંથી બહાર લાવી શકીએ?"

"આ મઠના મધ્યભાગમાં એક જ સમયમાં બે શસ્ત્રધર સૈનિકો કરતાં વધારે સૈનિકો પ્રહરી તરીકે રહેતા નથી;" મિલ્ડ્રેડા કહેવા લાગી: "અને એટલી જવાબદારી હું મારા માથાપર લઉં છું કે, હું તેમને મદિરાની એક બાટલી પાઇને એવા તો મદોન્મત્ત અને નિશ્ચેષ્ટ કરી નાખીશ કે, તમારા તે બંદિવાન્‌ને લઈને ત્યાંથી નીકળી જવાના કાર્યમાં તેમનાથી લેશ માત્ર પણ બાધા કરી શકાશે નહિ. પરંતુ મારો એક બીજો એ અભિપ્રાય છે કે, જો આપણા આ કાર્યને રાત્રિ પર્યન્ત મુલતવી રાખવામાં આવે, તો રાત્રિના અંધકારમાં ક્યાંયથી આપણા કાર્યમાં કોઈ પણ પ્રકારની બાધા આવવાનો સંભવજ રહેશે નહિ અને આપણે નિર્ભયતાથી આપણા કાર્યને સિદ્ધ કરી શકીશું."

મિલ્ડ્રેડાના આ અંતિમ પ્રસ્તાવને સાંભળીને ઑટો પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે: "કદાચિત્ થોડીવાર પછી તે પ્રૌઢા સ્ત્રીના વિચારો બદલાઇ જાય અને તે સ્ત્રી મારીસાથે તથા મારાં સાથીઓસાથે વિશ્વાસઘાત કરી બેસે, તો મહાભયંકર પરિણામ આવી જાય. અર્થાત્ આવા ભયમાં આવી પડવા કરતાં તો દિવસના સમયમાં જ કાર્ય કરી નાખવું, એ વધારે સારૂં છે," આવા પ્રકારના વિચારથી તેણે મિલ્ડ્રેડાને કહ્યું કે: "રાત્રિ પર્યન્ત આ કાર્યને મુલતવી રાખવાનું મને તો ઇષ્ટ દેખાતું નથી."

જમાનાની ખાધેલી મિલ્ડ્રેડા ઑટોના આંતરિક ભાવોને કેટલેક અંશે જાણી ગઈ અને તેથી તે કષ્ટપૂર્વક કહેવા લાગી કે: "મહાશય, આપના અંતઃકરણનો આશય મારી સમજમાં આવી ગયો છે. આપ આ કાર્યને રાત્રિ પર્યન્ત મુલતવી રાખવા નથી ઇચ્છતા તેનું કારણ એ છે કે, આપનો મારા વચનમાં વિશ્વાસ નથી. જો કે મારામાં આપના વિશ્વાસને દઢાવવાનો મારી પાસે બીજો તો કોઇ ઉપાય છે જ નહિ; પણ એટલું તો આપ વિચારો કે, હું આપની સાથે અને સાથે જ રહેવાની છું, એક પળ માત્રને માટે પણ આપથી દૂર થવાની નથી અને ક્યાંય જવાની નથી; તો પછી જો મારી વિશ્વાસઘાતકતા આપના જોવા કે જાણવામાં આવી જાય, તો

તે ક્ષણેજ આપ મને મારા તે અપરાધનો ઉચિત દંડ આપી શકો તેમ નથી કે શું ? આ સર્વ પરિસ્થિતિનો આપે શાંતિથી વિચાર કરવાનો છે. "

" તારૂં આ કથન યથાર્થ છે; પરંતુ તારી કોટડીમાંથી દિવસના કોઇ પણ સમયમાં તારા કાર્યમાટે તને બોલાવામાં આવે, તો તે શકય છે અને જો તેમ થાય તો તે વેળાયે તારી સાથે મારાથી આવી ન શકાય, એ સ્વાભાવિક જ છે. " ઑટોએ મિલ્ડ્રેડાની નિષ્કપટતાની પરીક્ષા કરવાના ઉદ્દેશથી જ આ વાકયો ઉચ્ચાર્યાં હતાં, અને તે અબળાના અંતઃકરણમાં તેનાં એ વાકયોનું યોગ્ય પરિણામ થતાં તે કહેવા લાગી કેઃ—

" વારૂ ત્યારે જેમ આપની ઇચ્છા હોય તેમ કરો. પરંતુ હું આપને એમ પૂછવા માગું છું કે, આ ધનાઢય રમણીએ બતાવેલી પુરસ્કારની આશા મને આપના કાર્યથી વિમુખ થવા દેવાની નથી, એવો આપનો નિશ્ચય નથી જ બંધાતો કે શું ? અથવા તો આપની એવીજ ધારણા હોવી જોઇએ કે, મારા મરણકાળ પર્યન્ત હું આ દુઃખદાયક અને જનશૂન્ય સ્થાનમાં જ રહેવાની ઇચ્છા ધરાવું છું અને તેથી હું આપની સાથે વિશ્વાસઘાતકતાથી વર્ત્તીશ, ખરૂં કે નહિ ?"

" મારા મિત્ર, આ અબળાના વચનમાં વિશ્વાસ રાખો. " ઇરીને ઑટોના નિકટમાં જઇને તેના કાનોમાં બહુજ ધીમા સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા.

ઑટો મિલ્ડ્રેડાને સંબોધીને ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કેઃ " હવે ધારી લે કે, તારા વચનમાં વિશ્વાસ રાખીને હું રાત્રિપર્યન્ત અમારા કાર્યને મુલ્તવી રાખું, તો પણ પ્રશ્ન એ છે કે, અમારી સાથેનાં આ શ્રીમતી રમણીને આ સ્થાનમાં સંધ્યાકાળ પર્યન્ત રહેવામાં બાધા ન આવે, તેનું કારણ શું બતાવવું વારૂ ? અહીંથી પલાયન તો જાણે આ ગુપ્ત માર્ગમાંથી જ કરવાનું છે અને તે ઉપરાંત મારો એવો મનોભાવ છે કે આ સ્થાનના નિવાસીઓના જોવામાં અમો ન આવીએ, તો વધારે સારૂં. "

" માત્ર આ શ્રીમતી સુંદરી અસ્વસ્થતાનો વેષ ભજવે, એટલે પછી બાકીની બધી વ્યવસ્થા હું કરી નાખીશ. એ વિશે આપ લેશ માત્ર પણ ચિન્તા રાખશો નહિ. " એમ કહીને મિલ્ડ્રેડાએ વધારામાં જણાવ્યું કેઃ " પરંતુ મારા એક પ્રસ્તાવનો તમારે પણ અવશ્ય સ્વીકાર કરવો પડશે. "

"તારે જે કાંઇ કહેવું હોય, તે કોઇ પણ પ્રકારના સંકોચ વિના કહી દે." ઈરીને ઊતાવળથી કહ્યું.

"તો મારી માત્ર એટલી જ પ્રાર્થના છે કે, જ્યારે આપ સર્વ અહીંથી રવાના થાઓ, ત્યારે તમારે મને પણ અહીંથી તમારી સાથે આવવાની આજ્ઞા આપવી પડશે; કારણ કે, બંદિવાનને નસાડવાના કાર્યમાં મારો હસ્ત હતો, એવી શંકા માત્ર પણ જો અહીંના ચાંડાલ વરિષ્ઠ અધિકારી ધર્માધ્યક્ષના મનમાં આવશે, તો તે શંકાથી જ તે મારો શિરચ્છેદ કરાવી નાખશે. અનેક લોકોના મુખથી એવી વાર્ત્તા મારા સાંભળવામાં આવી છે કે," આટલું કહીને મિલ્ડ્રેડા બોલતી અટકી ગઈ અને ચારે તરફ શંકાશીલ દૃષ્ટિથી જોયા પછી પોતાના સ્વરને બહુ જ મંદ કરીને તે પુનઃ કહેવા લાગી કેઃ "તે વરિષ્ઠ અધિકારી ધર્મગુરુ એક અસીમબળશાળી અને અદ્વિતીય સામર્થ્યશીલ પુરુષ છે; કાર્નિઓલાના દક્ષિણ—પશ્ચિમ ભાગના સર્વ લોકો તેના ભયથી કંપ્યા કરે છે; આ પ્રાંતમાના કેટલાક ભયંકર પુરુષોનો તે નાયક છે અને તે ભયંકર પુરુષોદ્વારા તે પોતાના અત્યંત ગુપ્ત શત્રુઓને પણ શોધી કઢાવે છે અને તેમને યોગ્ય તથા ભયાનક દંડ આપવામાં તો ચાંડાલ એક્કો મનાય છે; તેમ જ વળી........"

"બસ, આજથી છ વર્ષ પૂર્વે મને જે ધમકીઓ આપવામાં આવી હતી, તેમનું તાત્પર્ય અત્યારે મારી સમજમાં આવી ગયું છે!" ઍંજિનીએ વચ્ચે જ કંપતા શરીર અને કંપતા સ્વરથી આ પ્રમાણેનો ઉદ્‌ગાર કાઢી સંભળાવ્યો.

"અને હું પણ હવે એ સારી રીતે જાણી ગયો છું કે, તે બિચારો દુર્ભાગી બંદિવાન્ કોના પંજામાં સપડાયલો છે!" ચિત્રકાર ઑટોએ પવિત્રતામય ગંભીર સ્વરથી એ ઉદ્‌ગાર કાઢ્યો અને ત્યારપછી કહ્યું કેઃ "પરંતુ એ ભયના કારણથી મારા હૃદયમાં શિથિલતાનો આવિર્ભાવ થાય તેમ નથી. ઈશ્વર આપણો સહાયક છે, તો વિજય આપણો જ છે!"

"તમો જેના વિશે બોલી રહ્યા છો, તે રહસ્ય શું છે વારુ?" ઈરીને નિસ્તેજ મુખમંડળ તથા કંપિત સ્વરથી પૂછ્યું.

ઇરીનના એ પ્રશ્નના ઉત્તરમાં ઑટો ધીર તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કેઃ "શ્રીમતી, જર્મની દેશમાં કેટલીક એવી ગુપ્ત સભાઓ અથવા ગુપ્ત મંડળો છે કે જેમનાં નામો પણ કદાચિત્ આપના સાંભળવામાં નહિ આવ્યાં હોય. તે ગુપ્ત મંડળોની સત્તા સર્વત્ર સંચારિણી છે, તેમના અધિકારો અસીમ છે અને તેમનું બળ અતુલ-

નીય છે. જ્યાં સુધી મારી ધારણા છે ત્યાં સુધી એ બંદિવાન્ પણ એવા એક ગુપ્ત મંડળના કોઇ એક અગ્રેસર નાયકના બંધનમાં જ હોવો જોઇએ અને તેથીજ તેને પવિત્ર ફ્રેમ્ ગૅરિકટ્ નામક અપવિત્ર ગુપ્ત મંડળના દુર્ગમાં બંદિવાન્ તરીકે રાખવામાં આવ્યો છે !"

ઍાટોના મુખથી આ રહસ્યમયી કથાને સાંભળીને ઇરીન એકદમ ગભરાઇ ગઈ અને એટલી બધી નિર્બળ થઈ ગઈ કે પડી જવાના ભયથી તે દીવાલને અઢેલીને ઊભી રહી અને બોલી કે: "શું ત્યારે તે બંદિવાન્‌નો છૂટકો નથી જ થઇ શકવાનો ?"

"નહિ, શ્રીમતી, આટલાં બધાં નિરાશ ન થઇ જાઓ. તે ગુપ્ત મંડળના સભાસદો પણ છેવટે તો આપણા જેવાં મનુષ્યો જ છે અને તેથી તેઓ જેવી રીતે બીજાઓને ઠગે છે અને પોતાના કપટ-જાળમાં ફસાવે છે; તેવી જ રીતે તેઓ પણ બીજા કોઇના હાથે ઠગાય અને તેમના કપટજાળમાં ફસાઇ જાય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. અર્થાત્ તેમને ઠગવા અને તેમને થાપ આપવી, એ જ હવે અત્યારનું મારૂં કર્તવ્ય છે. હવે અહીંનો સમસ્ત ભેદ મારા જાણવામાં આવી ગયો છે. અહીંના ધર્મગુરુઓ પ્રવાસીઓને કિંવા અતિથિઓને અહીં આવવા દેતાં અચકાય છે, અહીં આવા ગુપ્ત માર્ગો રાખવામાં આવ્યા છે અને આ ધર્માશ્રમ અથવા મઠને આટલી સીમાપર્યન્ત સૈનિકોવડે સુરક્ષિત રખાય છે; એથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, ફ્રેમ્ ગૅરિકટ નામક ગુપ્ત ન્યાય સભાનો જ આ એક ગુપ્ત દુર્ગ હોવો જોઇએ. પરંતુ આપણાથી હવે અહીં વધારે વાર શિથિલ થઇને બેસી રહેવાય તેમ નથી; કારણ કે, એથી આપણી હાનિનો સંભવ છે. અર્થાત્ હવે આપણે કોઈ પણ એક યોજના ઘડી કાઢવી જોઇએ. મારો એવો અભિપ્રાય છે કે, શ્રીમતી, આપ આ મઠને સત્વર આપના પાર્વત્ય સાથીઓ સહિત ત્યાગીને અહીંથી ચાલ્યાં જાઓ અને જ્યાં આપણે પરમ દિવસની રાતે વિશ્રામ કર્યો હતો, તે પર્ણકુટીમાં જઇને રહો. હું અને મૅજિની અહીંથી પેલા દેવાલયમાં જઇશું અને સૂર્યનો અસ્ત થવા પૂર્વે પાછા આ ઓરડાની પાસેની વિશાળ ગુહામાં આવી પહોંચીશું." એ પછી તે મિલ્ડ્રેડાને સંબોધીને કહેવા લાગ્યો કે: "તે વેળાયે તારે અહીં આવીને અમને મળવાનું છે. જોજે એમાં ત્રુટિ ન થાય. જો કે આ ઓરડામાં તો હું અને મારો મિત્ર મૅજિની બે જણ જ આવીશું; પણ એ સ્મરણમાં રાખજે કે, તે વેળાયે અમારા બીજા સાથીઓ પણ અમારાથી દૂર તો નહિ જ હોય."

"સર્વ કાંઇ આપની ઇચ્છા પ્રમાણે જ થશે. આપ જ્યારે પધારશો, તે વેળાયે મને અહીં આપની વાટ જોતી અને આપની સેવામાટે તૈયાર થઇને ઊભેલી જ જોશો." મિલ્ડ્રેડાએ કહ્યું.

"અને જ્યાં સુધી આપણા એ કાર્યની સંપૂર્ણ સિદ્ધિ ન થાય, ત્યાંસુધી મારા વચનની સત્યતાના એક ચિન્હ તરીકે આ અલ્પ પુરસ્કારને તું સ્વીકારી લે." એમ કહીને ઈરીને પોતાની કરાંગુલીમાંથી એક બહુમૂલ્યવતી મુદ્રાને કાઢીને મિલ્ડ્રેડાના હાથમાં આપી દીધી અને મિલ્ડ્રેડાએ આભારના અનેક ભાવો દર્શાવીને તેના તે પુરસ્કારનો હર્ષપૂર્વક સ્વીકાર કરી લીધો.

"હવે હું તને માત્ર એક જ સૂચના આપવા ઇચ્છું છું અને તે એ છે કે, આ ગુહાના માર્ગમાં થઇને અમારા અહીંથી ચાલ્યા જવા પછી જો તારી વિશ્વાસઘાતકતાથી આ શ્રીમતી ઇરીનના શિરપર કાંઇ પણ સંકટ આવશે, તો તેના તે સંકટનું નિવારણ કરવામાટે અમો નિકટમાં જ રહીશું. એટલામાટે જો તારો જીવ તને વ્હાલો હોય; તો કાંઈ પણ છળકપટ કરીશ નહિ."

"મહાશય, કૃપા કરીને મને હવે વધારે ધમકીઓ ન આપો તો સારૂં; કારણ કે, આવતી કાલે તો આપ મારાપર ધન્યવાદોની વૃષ્ટિ વર્ષાવશો, એવો મારો નિશ્ચય છે." મિલ્ડ્રેડાએ શાંત ભાવથી પરંતુ દૃઢતાપૂર્વક જણાવ્યું.

આ પ્રમાણેની સર્વ યોજના થઇ ગયા પછી ઑટો તથા ઍંજિની ગ્રીક સુંદરી ઈરીનની આજ્ઞા લઇને ગુહાના માર્ગદ્વારા પોતાના ઇચ્છિત સ્થાને પહોંચવામાટે તે ઓરડામાંથી રવાના થઇ ગયા.

કેટલાક સમય પર્યન્ત ઑટો તથા ઍંજિની તે ગુહામાં જ બેસી રહ્યા, પરંતુ અડધા કલાકમાં જ, ઈરીન તેના બે સાથીઓ સહિત ત્યાંથી વિદાય થઇ ગઈ હતી, એ વાર્ત્તા તેમના જાણવામાં આવી ગઇ અને તેથી તેઓ પણ પેલા દેવાલય ભણી જવાને આગળ વધ્યા.

---

## પ્રકરણ ૧૭ મું

### માંસ અને મદિરા

અસ્તંગત થતા સૂર્યનાં કિરણો જુલિયન આલ્પ્સનાં હિમાચ્છાદિત શિખરોપર ઈન્દ્રધનુષ્યના રંગથી પડતાં હતાં અને તે નાના પ્રકારના રંગ આકાર તથા છાયા આદિને ધારણ કરીને એક પ્રકારના

વિલક્ષણ સાંધ્ય સૌન્દર્યનો સાક્ષાત્કાર કરાવતાં હતાં. જેમ જેમ સૂર્ય-નારાયણ અસ્તાચલમાં અધિકાધિક પ્રવેશ કરતા જતા હતા, તેમ તેમ હિમાચ્છાદિત પર્વતશિખરોના રંગનું પરિવર્તન થયા કરતું હતું અને તે શિખરોની ચારે તરફ પ્રસરેલી જ્યોતિના યોગે વનવિભાગ નાનારંગીય પ્રકાશોથી પ્રકાશિત થયેલો દેખાતો હતો.

જેમને રાત્રિના અંધકારની અંધુકતા ધીમે ધીમે આવૃત્ત કરતી જતી હતી તેવા હિમાવૃત્ત પાર્વત્ય શિખરોપર સૂર્યનારાયણનાં અંતિમ તથા લુપ્ત થતાં કિરણો ક્રીડા કરતાં જણાતાં હતાં. ધીમે ધીમે તે સૂર્યકિરણોનો પણ લોપ થઈ ગયો, કેવળ એક તીક્ષ્ણ પ્રકાશ જ અવશિષ્ટ રહ્યો અને તે પ્રકાશમાં હવે તે ગિરિશિખરોમાં એક અદ્ભુત રંગનો વિસ્તાર દેખાવા લાગ્યો. વિશ્વપ્રકાશક દિવાકરનો તો અસ્ત થયો હતો, પરંતુ અદ્યાપિ તેનો પ્રકાશ અવશિષ્ટ હતો અને તે અવશિષ્ટ પ્રકાશમાં આલ્પાઇન્ પાર્વત્ય પ્રદેશનું અત્યંત મનોહર તથા રમણીય દશ્ય અવશ્ય પ્રેક્ષણીય હતું. સહસ્રરશ્મિના અસ્તંગત થયા પછી આકાશમાં તેની જે લાલિમા અવશિષ્ટ રહી હતી, તેનો પણ હવે ક્રમશઃ લોપ થવા લાગ્યો; પરંતુ બુઝાઇ જવાની અણીપર આવેલો દીપક જેવી રીતે એકવાર વિશેષ ચમકાટ કરે છે, તેવી રીતે પ્રભાકરની તે લોપાતી લાલિમા પણ ચમકાટ કરવા લાગી અને તેના અતિશય ચમકાટથી પર્વતની ધવલ શિખાઓ ગાઢ રક્તવર્ણની થઇ ગઈ. પરંતુ અલ્પ સમયમાં જ અનુક્રમે રક્તવર્ણ પણ મંદ પડવા લાગ્યો. જેવી રીતે કાચંડાના શિરોભાગનો રક્ત રંગ કૃષ્ણ રંગને ધારણ કરે છે, તે જ પ્રમાણે તે લાલિમા કાલિમાના રૂપમાં પરિવર્ત્તિત થવા લાગી. સારાંશ કે, આલ્પાઈન્ પર્વતમાં સૂર્યનો અસ્ત થયો, સંધ્યા થઇ અને ત્યારપછી અનુક્રમે નિશાદેવીનું પણ આગમન થઇ ગયું. આલ્પાઈન્‌ના સાન્ધ્ય સૌન્દર્યનો નિશાદેવીના અંધકારરૂપ ગર્ભમાં સર્વથા લોપ થઈ ગયો.

ઍમારો આ સમસ્ત દશ્યનું એક ધ્યાનથી અવલોકન તથા નિરીક્ષણ કરતો બેઠો હતો. તે પોતે એક કુશળ ચિત્રકાર હોવાથી પ્રાકૃતિક સૌન્દર્યનો પરમ ઉપાસક હતો અને આજનું આ પ્રાકૃતિક સૌન્દર્ય જો તેના હૃદયમાં એક પ્રકારના ઔત્કૃષ્ટ્ય, ગાંભીર્ય તથા પ્રભાવના ભાવને સ્થાપતું હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. કેટલાક ક્ષણ પર્યન્ત તો પરમાત્માની સર્વવ્યાપક શક્તિ મનુષ્ય-સાથે જે અનેક પ્રકારની પરિણામકારક પદ્ધતિથી વાર્તાલાપ કરે છે, તેથી આશ્ચર્ય પામતો ગહન વિચારમાં તલ્લીન થઇને તે બેસી રહ્યો

અને વિશ્વને સર્વથા ભૂલી જ ગયો. એટલામાં મૅંજિનીએ આવીને તેના સ્કંધભાગને સ્પર્શ કર્યો અને તે સ્પર્શ થયો ત્યારે જ તરુણ ચિત્રકાર શુદ્ધિમાં આવ્યો. એ પછી તેઓ ત્યાંથી પેલી ગુહાના માર્ગમાં ચાલવા લાગ્યા.

"કૃપા કરીને તમારા કૃપાણને કોષમાંથી કાઢીને તૈયાર રાખો અને કદાચિત્ કોઈ આપત્તિ આવવાની હોય તો તેના નિવારણમાટે તત્પર થઇ રહો." ઑટોએ ધીમા સ્વરથી પોતાના સાથી મૅંજિનીને અનુલક્ષીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"એ વિશે આપ અધિક ચિન્તા રાખશો નહિ; કારણ કે, જો એવો જ અવસર આવશે, તો હું મારા જીવનને સોંઘા ભાવે વેચી નાખવાનો નથી." ઈટાલિયન્ કૃષિકાર મૅંજિનીએ દઢતાદર્શક સ્વરથી કહ્યું.

એ પછી ઑટો નિઃસરણી પરથી નીચે ઉતર્યો અને ચોરદ્વારના પાટિયાને ધીમેથી ખખડાવવા લાગ્યો. દ્વાર તત્કાળ ઉઘડી ગયું અને ડેમ્ મિલ્ડ્રેડા હાથમાં એક દીપક અથવા ફાનૂસ લઇને ત્યાંના ઓરડામાં ઉભેલી તેમના જોવામાં આવી. ઑટો વીરતાથી ઓરડામાં ઉતરી પડ્યો અને મૅંજિનીએ પણ તેનું અનુસરણ કર્યું.

મિલ્ડ્રેડાએ ક્ષોભવિહીન તથા શાન્ત મુદ્રાથી તે ઉભયનું સ્વાગત કર્યું, છતાં પણ તે ઉભય સાહસી વીરોના હૃદયમાં શંકા તથા ભયનો નિવાસ હોવાથી તેઓ વારંવાર ઓરડામાં સર્વત્ર દૃષ્ટિપાત કરવા લાગ્યા. તેમની આવી ચેષ્ટાને જોઇને પરિચારિકા મિલ્ડ્રેડાએ તેમને ઉદ્દેશીને કહ્યું કે: "કૃપા કરીને મારામાં અવિશ્વાસ ન રાખો અને આ વાંચો." એ પ્રમાણે કહીને મિલ્ડ્રેડાએ, તે સમયની પ્રતિષ્ઠિત પ્રમદાઓ જેનો કાગળ તરીકે લખવાના કાર્યમાં ઉપયોગ કરતી હતી અને પોતાની સાથે રાખતી હતી તેવો, હાથીદાંતનો એક કાગળ જેવો બારીક કકડો ઑટોના હાથમાં આપ્યો. ઑટોએ જોયું તો તેમાં નીચે પ્રમાણેનો લેખ લખેલો તેના જોવામાં આવ્યો:—

"હું આ પત્રિકા મઠના એક બાહ્ય ભાગમાં આવીને લખું છું કે જે ભાગમાંથી મઠ દૃષ્ટિગોચર થતો નથી. મારા આ સ્થાનમાં પહોંચ્યા પછી મારી પાછળ મિલ્ડ્રેડા, મારી ત્યાં રહી ગયેલી શૉલ મને પાછી આપવાના નિમિત્તથી, અહીં આવી છે, પણ તેનો ઉદ્દેશ તો એ છે કે, હું કોઈ પણ પ્રકારના વિઘ્નવિના ધર્માશ્રમમાંથી બહાર નીકળી ગઈ છું, એ વિશે આપને કોઈ પણ પ્રકારની શંકા ન રહે, તેવું પ્રમાણપત્ર મારી પાસેથી મેળવવું. તેની પ્રાર્થનાને ઉચિત જાણીને

મેં તેને આ પત્રિકા લખી આપી છે અને વધારામાં હું એ પણ જણાવું છું કે, મિલ્ડ્રેડા એક નિષ્કપટ અને વિશ્વાસપાત્ર અબળા છે. આપ જ્યારે સંધ્યાકાળે મઠમાં પાછા આવો, તે વેળાયે મિલ્ડ્રેડાના વચનમાં લેશ માત્ર પણ અવિશ્વાસ રાખશો નહિ- મારા ઉત્કૃષ્ટ મિત્રો, પરમાત્મા આપને આપના શુભ કાર્યમાં સંપૂર્ણ વિજય આપો ! ઈરીન્."

"હવે હું વિશ્વાસપૂર્વક આ કાર્યક્ષેત્રમાં આગળ વધીશ." ઑટોએ એ પ્રમાણેનો ઉદ્ગાર કાઢ્યા પછી મિલ્ડ્રેડાને ઉદ્દેશીને કહ્યું કેઃ "ભલી અબળા, હવે તારા વિશે અમારા મનમાં કોઈ પણ પ્રકારનો સંદેહ રહ્યો નથી. તારી આ સેવા તથા વિશ્વાસપાત્રતાનો ઉદારહૃદયા ગ્રીક સુંદરી ઈરીન્ પાસેથી તને યોગ્ય બદલો અવશ્ય મળશે જ; એટલે તારે કોઈ પણ પ્રકારની ચિન્તા રાખવી જ નહિ."

"આપે અતઃપૂર્વ મારા વિશે જો કાંઈ પણ સંશયોને હૃદયમાં સ્થાન આપ્યું હોય, તો તેની હું આપને ક્ષમા આપું છું." મિલ્ડ્રેડા નમ્રતાથી કહેવા લાગીઃ "પણ હવે આપ મારી સાથે આવશો, તે વેળાયે આપના આ મિત્ર ક્યાં રહેશે વારુ ?"

"બહાર ગુહામાં." ઑટોએ કહ્યું.

ઑટોનો આ સંકેત થતાંજ ઍન્જિનો પાછો તે ગુપ્ત દ્વારમાં પ્રવેશીને ગુહામાં ચાલ્યો ગયો. ત્યાર પછી ઑટોએ મિલ્ડ્રેડાને પૂછ્યું કેઃ "કદાચિત્ આપણને તારા ઓરડામાં અહીંનો જો કોઇ પાજી સિપાહી સાથે જોઇ જાય, તો તેથી ડરવાનું તો કાંઈ કારણ નથી ને ?"

"લેશ માત્ર પણ નહિ." મિલ્ડ્રેડાએ કહ્યું.

"તને આ વાર્તા પૂછી લેવાનું કારણ એ છે કે, તે સૈનિકોએ મને અહીં પૂર્વે એકવાર જોયો છે અને તેથી તેઓ કદાચિત્ મને ઓળખી લે, એવો સંભવ છે. બાકી હું કાંઈ તેમનાથી ડરતો નથી." ઑટોએ કેટલીક સ્પષ્ટતા કરી લેવાના ઉદ્દેશથી એ જ વાર્તાને આગળ લંબાવીને કહ્યું.

"ત્યારે તો કદાચિત્ આપ તે જ તરુણ ગૃહસ્થ હશો કે જેમને આંખોપર પટ્ટી બાંધીને થોડા દિવસ પહેલાં જ આ ઓરડામાં લાવવામાં આવ્યા હતા, કેમ ખરું કે નહિ ?" મિલ્ડ્રેડાએ કહ્યું.

"હા, હું તે જ તરુણ પુરુષ છું. પણ એ ઘટના તારા જાણવામાં કેવી રીતે આવી વારુ ?" ઑટોએ આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

"ફ્રિટ્જ્ અને તેના સાથીઓ આપને અહીં લાવતા હતા, તે વેળાયે મેં આપને જોયા હતા." મિલ્ડ્રેડાએ ઉત્તર આપ્યું.

"વારૂ, ત્યારે ભલી બાઇ, હું એક અધિક પ્રશ્ન તને પૂછવા માગું છું અને તે એ છે કે, આ સ્થાનમાં અનેક મનુષ્યોને તેં એવી રીતે આંખોપર પટ્ટી બાંધીને કેવળ તેમને ગુપ્ત માર્ગથી આ મઠમાંથી કાઢવામાટે આ ઓરડામાં લઇ અવાયલા જોયા છે કે કેમ ?" ઑટોએ કાંઇક વિચાર કરીને એ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

એના ઉત્તરમાં મિલ્ડ્રેડાએ જણાવ્યું કે: "મને અહીં આવી વસ્યાને દશ વર્ષ જેટલો કાળ થવા આવ્યો છે, એટલા કાલાવધિમાં કેવળ ચાર અથવા પાંચ મનુષ્યોને જ મેં એવી રીતે આંખોપર પટ્ટી બાંધીને અહીં લવાયલા જોયા છે અને તે પણ જેને આપણે છોડવવા ઇચ્છીએ છીએ તે બંદિવાનને અહીં લાવવામાં આવ્યો ત્યાર પછીના કાળાવધિમાં જ; ત્યાર પહેલાં એવી રીતે કોઇ પણ મનુષ્યને આંખોપર પટ્ટી બાંધીને અહીં લાવવામાં આવેલો હોય, એનું મને સ્મરણ નથી."

આટલા વાર્ત્તાલાપ પછી મિલ્ડ્રેડા બારણા તરફ ચાલી અને ઑટો પણ તેની પાછળ ચાલતો થયો. પાંચ સાત મિનિટમાં જ તે બન્ને કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના ભોંયતળિયે આવેલી મિલ્ડ્રેડાની કોટડીમાં આવી પહોંચ્યાં. કોટડીમાં આવ્યા પછી તે પ્રૌઢા પરિચારિકાએ તીવ્ર મદિરાની એક બાટલી અને સંબોસા આદિ વસ્તુઓ લઇને પોતે એક પાદરીનો ઝબ્બો પોતાના શરીરપર ઓઢી લીધો. આ સર્વ તૈયારી થઈ રહ્યા પછી તેણે ઑટોને સંબોધીને કહ્યું કે:— "વારૂ ત્યારે હવે સર્વથા મૌનનું અવલંબન કરીને મારી પાછળ પાછળ ચાલ્યા આવો. કોઈ પણ કારણથી આપના મુખમાંથી એક પણ શબ્દ બહાર નીકળવા દેશો નહિ. જે કાંઇ પણ ઉત્તરો આપવાં પડશે, તે ઉત્તરોની મેં યોજના કરી રાખી છે અને તેથી આપણા કાર્યની સિદ્ધિમાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય આવે તેમ છે જ નહિ."

તેઓ બન્ને આગળ ચાલ્યાં અને એક આંગણામાં આવી પહોંચ્યાં. અહીંથી કોઈ પણ પ્રકારની પૂછગાછ વિના તેઓ આગળ નીકળી ગયાં અને એક દરવાજા આગળ આવી લાગ્યાં. મિલ્ડ્રેડાએ ત્યાંના રક્ષક પાસેથી કોઇ કારણ બતાવીને માગી લીધેલી ચાવીથી તે દરવાજાને ઉઘાડ્યો. એ દરવાજામાં પેસીને તેઓ મઠના મધ્ય ભાગમાં આવ્યાં અને ત્યાં બે સશસ્ત્ર પ્રહરીઓ આમતેમ ફરતા અને પોતાની નોકરી બજાવતા તેમને દેખાયા. મિલ્ડ્રેડા તથા ઑટોને જોતાં જ તે બેમાંના એક સૈનિકે પોકાર કરીને પૂછ્યું કે: "કોણ જાય છે? ધર્મપિતા, કૃપા કરીને અમને આશીર્વાદ આપતા જાઓ."

એનું ઉત્તર આપતી મિલ્ડ્રેડા ગંભીર સ્વરથી કહેવા લાગી કે: " નહિ, આ ધર્મપિતા નથી, કિન્તુ એક મહાપાતકી અને અસહાયા અબળા છે. પરંતુ મારા ભલા અને ભોળા કાર્લ, તેમ જ કૅાન્રેડ, તમો વધારે કાંઇ પણ બોલશો નહિ. અત્યારે આ છદ્મવેષ મેં શા કારણથી ધારણ કર્યો છે, તે હું હમણાં જ તમને કહી સંભળાવું છું."

"અને તારી સાથે આ બીજું કોણ છે ?" કાર્લે ગંભીર સ્વરથી પૂછયું.

રાત્રિના ગાઢ અંધકારમાં તે સંત્રીઓ ઑટોની મુખાકૃતિને બરાબર જોઇ શકયા નહિ અને તેથી તેને ઓળખી પણ ન શકયા.

મિલ્ડ્રેડા તે સંત્રીઓને સંબોધીને કહેવા લાગી કે: "જુઓ, મારે જે કાંઈ કહેવાનું છે તે હું તમને થોડા શબ્દોમાં જ કહી દઉં છું. આ યુવક મારો ભત્રીજો છે અને મને મળવામાટે અહીં આવ્યો છે. પરંતુ ખેદનો વિષય માત્ર એટલો જ છે કે, આવા યૌવનવસંતમાં હોવા છતાં કોઈ તીવ્ર પાપોનાં કારણથી એ બહેરો તથા મૂગો થઈ ગયો છે અને તેથી એ એની આવી દશા શા કારણથી થઇ છે, એટલું પણ દર્શાવી શકતો નથી."

"એ સ્ત્રી નથી એટલું પણ એનું સદ્‌ભાગ્ય છે. જો એ સુંદરી હોત અને એની આવી દશા થઇ હોત, તો તો આકાશ ફાટયા જેવું જ થઇ પડત !" કાર્લે અટ્ટાહાસ કરીને વિનોદના રૂપમાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"કાર્લ, અત્યારે આવો વિનોદ ન કરો અને મારા કથનને શાંતિથી સાંભળી લ્યો." મિલ્ડ્રેડાએ આગળવધીને કહેવા માંડયું: "મારી એવી માન્યતા છે કે, જો મારા આ ભત્રીજાને દેવળમાં લઇ જઇને ક્રૅાસને એના મુખથી ચુંબન કરાવવામાં આવે અને આપણા ધર્મગ્રંથ સમક્ષ એ ઇશ્વરની વંદના કરે, તો તેથી કદાચિત્ એ આ આપત્તિથી મુકત થઇ જાય અને એને બોલવા તથા સાંભળવાની શકિત પુનઃ પ્રાપ્ત થાય એવો સંભવ છે. આ કારણથી હું તમારાં ચરણોમાં પ્રાર્થના કરૂં છું કે, દેવળની ચાવી મને આપો અને આ મારા ભત્રીજાને ત્યાં કેટલાંક ક્ષણો પર્યન્ત પ્રાર્થના કરી લેવાની આજ્ઞા પણ આપી દો."

"આમ થવું સર્વથા અશકય અને અસંભવનીય છે. જો તને મારા પ્રાણ જોઇતા હોય તો તે આપવાને હું તૈયાર છું; પણ દેવળની ચાવી મારાથી આપી શકાય તેમ નથી." કાર્લે નિરાશાને ઉત્પન્ન કરનારૂં ઉત્તર આપ્યું.

"વાહ જી વાહ, તમારા જેવો બુદ્ધિમાન્ તો કોઈ થયો નથી, છે નહિ અને થવાનો પણ નથી; પરંતુ જુઓ; હું તમારામાટે ગરમાગરમ કબાબ તથા સંબોસા લઇ આવી છું અને જો મદિરાપાનની ઇચ્છા હોય, તો ઉત્તમ મદિરા પણ તૈયાર છે; કારણ કે, નિશા અતિશય શીતલ છે; અને......"

મિલ્ડ્રેડા આગળ બોલવા જતી હતી એટલામાં શરાબ અને કબાબનું નામ સાંભળતાં જ કાર્લ વચ્ચે બોલી ઉઠ્યો કેઃ "આહ! ગોસ્ત અને શરાબ જેવી ઉત્તમ વસ્તુઓ તો આ સંસારમાં બીજી છે જ નહિ. કેમ યાર, ખરૂં છે કે નહિ?"

"અક્ષરે અક્ષર ખરૂં છે?" કૉન્રેડે હામાં હા મેળવીને કહ્યું.

"તેમ જ વળી આજે શરદી પણ હદથી વધારે છે." કાર્લે કહ્યું. કાર્લ એ તો સારી રીતે જાણતો હતો કે, જ્યાં સુધી મિલ્ડ્રેડાને તેની ઇચ્છા પ્રમાણે દેવળની ચાવી અને તેના ભત્રીજાને દેવળમાં પ્રાર્થના કરવાની આજ્ઞા નહિ આપવામાં આવે, ત્યાં સુધી એ શરાબ તથા કબાબની તેમને પ્રાપ્તિ થઇ શકે તેમ નથી.

"અરે શરદી તો આજે હદની હદને પણ ઓળંગી ગઇ છે." કૉન્રેડ્ ચાલતી ગાડીમાં બેસવાની પોતાથી બનતી ચેષ્ટા કરવા લાગ્યો.

"અધૂરામાં પૂરૂં અત્યારે મને વળી કાંઇક ભૂખ લાગ્યા જેવું પણ જણાય છે." કાર્લ આગળ વધ્યો.

"અરે ભૂખ તો મને પણ એવી કકડીને લાગી છે કે, પેટમાં ઉથલપાથલ થાય છે." કૉન્રેડ્ કાર્લ કરતાં પણ આગળ દોડ્યો.

"ત્યારે હવે તમો મને શો જવાબ આપો છો?" મિલ્ડ્રેડાએ હવે ઉતાવળ કરવા માંડી.

"કેમ યાર, શો વિચાર છે?" કાર્લે કૉન્રેડ્ને માર્મિક પ્રશ્ન પૂછ્યો.

"જે તારો વિચાર તે જ મારો વિચાર. મારી તો એવી જ ઇચ્છા છે કે, આ શરાબ અને કબાબ લઈ લે અને મિલ્ડ્રેડાને દેવળની ચાવી આપી દે." કૉન્રેડે પોતાની અનુમતિ આપી દીધી.

"મારી પણ એ જ ધારણા છે." કાર્લ્ કહેવા લાગ્યોઃ "અને આ સ્થાન યોગ્ય ન હોવાથી ચાલો આપણે પેલા છાપરા નીચે જઇએ." એ પછી તેણે મિલ્ડ્રેડાને સંબોધીને કહ્યું કેઃ "મિલ્ડ્રેડા, આવ, ત્યાં પ્રકાશ છે એટલે મારા કમરપટામાં લટકતા ચાવીઓના ઝૂડામાંથી દેવળની ચાવી શોધીને હું તને કાઢી આપું. અહીં અંધારામાં તે ચાવી જડી શકશે નહિ."

મિલ્ફ્રેડાના જવાબની વાટ જોયા વિના જ તે બન્ને સંત્રીએ ત્યાંથી થોડા જ અંતરપર ઝૂપડી જેવા બનાવેલા છાપરા તરફ જ વાને ચાલતા થયા. એ છાપરાને જોતાં જ ઑટોને સ્મરણ થ આવ્યું કે, એ તે જ છાપરૂં હતું કે જ્યાં ફ્રિટજ઼ તથા તેના સાથ ઓએ તેની સાથે ત્યાં થોભીને વિશ્રામ લીધો હતો અને કાર્લ આંગ ણાના દરવાજાની ચાવી લેવાને ગયો હતો. અર્થાત્ ઑટોનાં નેત્ર સમક્ષ તેના ત્યાંના પ્રથમવારના આગમનનું ચિત્ર આવીને ખ થઈ ગયું.

સંત્રીઓને દૂર ગયેલા જોઇને મિલ્ફ્રેડાએ ઑટોના કાનમાં બ જ ધીમા સ્વરથી કહ્યું કે: "કૃપા કરીને પ્રકાશમાં જશો નહિ ! આ સૂચના આપીને તે આગળ વધી ગઈ અને ઉપર જે છાપ જેવા ઘર વિશે કહેવામાં આવ્યું છે, તે ઘરના ઉંબરામાં જઇને ઊ રહી. ત્યાં છાપરામાં બાંધેલી દોરીના આધારે એક દીવો લટકતો હ અને તેના પ્રકાશમાં જરા આગળ વધતાં તે ઘરમાં શું શું હતું ઑટો બરાબર જોઇ શક્યો. એ ઘર અથવા છાપરાનો મડમાંનાં મૃ મનુષ્યોનાં અસ્થિપિંજરોને રાખવાના સ્થાન તરીકે ઉપયોગ કરવા આવતો હતો, એમ ત્યાંની પરિસ્થિતિથી તત્કાળ તે જાણી ગયો. છાપરાની ત્રણે બાજૂની દીવાલોની અડોઅડ કેટલાંક મૃતશરી ઊભાં હતાં અને તેઓ પડી ન જાય એટલામાટે તેમની છાતી ભાગોને દોરડાવડે તેમની પાછળની લાકડાની દીવાલ સાથે બાંધી વામાં આવ્યા હતા. એ મૃતશરીરોના આકારમાં, તેમનું વિગલન થયેલું હોવાથી, કાંઈ પણ પરિવર્ત્તન થયું નહોતું; માત્ર તેમની ચા ડીનો રંગ, જાણે તે ચામડીપર પીળો રંગ ચઢાવવામાં આવ્યો હોયન તેવો પીળો પડી ગયો હતો અને ગાલોપરની ચામડી કાંઇક સં ચાઇ ગઇ હતી. તે મૃત મનુષ્યોનાં મુખમંડળો સૂકાયલાં હોવાથી તે નામાં ખાડા પડી ગયા હતા અને હોઠો તો એટલાબધા અંદર બે ગયા હતા કે તેમના સર્વ દાંતો દીપકના પ્રકાશમાં ચમકાટ કર સ્પષ્ટ દેખાતા હતા. તેમના વાળ ખરી ગયા નહોતા; પરંતુ કેટલાક વાળો તેમના ખભા સૂધી પાછળના ભાગમાં પહોંચતા હતા અ કેટલાકોના વાળ બહુ જ ટુંકા હોવાથી મસ્તકની સીમાનું ઉલ્લંઘ કરીને આગળ જઇ શક્યા નહોતા. તેમના જીવનપર મરણનું આ રણ આવી જવા છતાં પણ જે મનુષ્યો તેમના જીવનકાળમાં પોતા સ્નેહી તથા સંબંધિજનો પ્રતિ માયાળુતા તથા પ્રેમ રાખનારા હ તેમનાં મુખમંડળોમાં અત્યારે મરણપશ્ચાત્ પણ તે માયાળુતા ત

પ્રેમનાં ચિન્હો સ્પષ્ટ દેખાતાં હતાં. આ સર્વ આલ્પ્સ પર્વતમાં આકસ્મિક મરણથી મરી ગયેલા અને ત્યારપછી એ ગડના શિકાર કરવામાટે નીકળેલા શસ્ત્રધર સૈનિકોના જોવામાં આવેલા પ્રવાસીઓનાં જ મૃત શરીર હતાં. તે પર્વતના આટલા ઉચ્ચ ભાગમાં વાતાવરણની સ્થિતિ ગ્રીષ્મઋતુ તથા શરદ્ઋતુમાં એવી તો સમાન રહેતી હતી કે મનુષ્ય અથવા પશુઓનાં મૃત શરીરો તેથી વિગલિત ન થતાં તેવી જ અવસ્થામાં રક્ષાતાં હતાં અને તેમાંથી લેશ માત્ર પણ દુર્ગન્ધ નીકળતો નહોતો

કાર્લે મિલ્ડ્રેડાને ચાવી આપતાં કહ્યું કે: " ઉદાર મિલ્ડ્રેડા, આ રહી દેવળની ચાવી; પણ શરાબ અને કબાબ ક્યાં છે ? " મિલ્ડ્રેડાએ શરાબની બાટલી, કબાબ અને સંબોસા આદિ વસ્તુઓ તેના હાથમાં આપી દીધી એટલે તેમને જોઇને તે પાછો કહેવા લાગ્યો કે: " આહ, સંબોસા કેવા સારા છે! કૉન્રેડ્, આ ભોજન અને મદિરા આપણ બન્નેને તો થઇ રહે તેમ છે; છતાં જો આનાથી કાંઇક વધારે પ્રમાણમાં એ વસ્તુઓ આવી હોત, તો સારૂં હતું. કેમ મિલ્ડ્રેડા, પહેલો જામ તું પણ અમારી સાથે ઉડાવીશ કે નહિ ? "

" હું કોઇ વાર મદિરાપાન કરૂં છું ખરી કે ? " જાણે મદિરાના નામથી જ ગભરાઇ ગઇ હોયની ! તેવા ભાવને દર્શાવીને મિલ્ડ્રેડાએ એ પ્રમાણેનો ઉદ્દગાર કાઢ્યો.

" તું વળી સાધુડી ક્યારથી થઇ ? હું ઇશ્વરની સાક્ષીથી કહું છું કે, મેં તને અનેકવાર મદિરાપાનનું પાપ કરતી જોઇ છે; પણ જો તું મદિરાપાનને પાપકર્મ માનતી હોય તો ! નહિ તો અમો તો મદિરાપાનને ધર્મકૃત્ય જ માનીએ છીએ. આ તો એવો જ હિસાબ થયો કે, ' વાહરે મેરે વલી, સો ચૂહે ખાકર બિલ્લી હજકો ચલી !' " કાર્લે વળી પણ અટ્ટાહાસ કરીને આ વાક્યો ઉચ્ચાર્યો.

" હું મદિરાપાનને પાપ નથી માનતી અને મદિરા પીઉં છું પણ ખરી; પરંતુ અત્યારે મેં એક વ્રત લીધેલું છે અને તેથી મારાથી મદિરાને સ્પર્શ કરી શકાય તેમ નથી." મિલ્ડ્રેડાએ ફેરવી બાંધ્યું.

"અને તારો ભત્રીજો ? હું ધારૂં છું કે, એ તો આ ઉત્તમ મદિરાનો સ્વાદ અવશ્ય લેશે જ; કારણ કે, મદિરા મૂકને પણ વાચાળ કરનારી હોવાથી આ મૂગાના મુખદ્વારને ઉઘાડનારી થઇ પડશે; કારણ કે, આ મદિરા મારી જિહ્વાને એવી શીઘ્રગામિની બનાવી દે છે કે, ન પૂછો વાત! આપણે આ અનુભવની વાર્તા

કહીએ છીએ" કાર્લે તેના ભત્રીજાને પોતાના પંથમાં ભેળવવાનો પ્રયત્ન કર્યો.

"નહિ, અત્યારે મારા આ ગરીબ ભત્રીજાને પણ છોડી દ્યો અને એના પર ક્ષમા કરો." એમ કહીને, આગળ વધીને ઑટોનો હાથ પકડવા જતા કાર્લને વચ્ચેજ અટકાવી રાખીને મિલ્ડ્રેડાએ પુનઃ કહેવા માંડ્યું કે; "આ બાટલીમાંની શરાબ તમનેજ માંડમાંડ પૂરી થવાનો સંભવ છે; ત્યાં પછી નવલશા હીરજી થઇને બીજાને પીવડાવવાની ઉદારતા બતાવવા ક્યાં નીકળી પડયા ? હું ઇચ્છું છું કે, તમારી ક્ષુધા પ્રદીપ્ત થાય અને તમો શરાબ તથા કબાબથી સંતોષ પામો !"

"શરાબ અને કબાબની આપનારી ઉદાર નારી, અમો તને આ તારી ઉદારતામાટે ધન્યવાદ આપીએ છીએ અને તારો ઉપકાર માનીએ છીએ." કાર્લ મહાશયે મિલ્ડ્રેડાનો આભાર માન્યો.

આટલો વાર્તાવિનોદ ચાલ્યા પછી તે બન્ને શસ્ત્રધર સૈનિકો એક બાંકપર બેસીને તેમને મળેલી વસ્તુઓ વિશે વાદવિવાદ ચલાવવા લાગ્યા અને ત્યારપછી તેમણે તે વસ્તુઓના સેવનનો આરંભ કરી દીધો.

હવે મિલ્ડ્રેડાએ જ્યાં ઑટો પિયાનલ્લા ઉભો હતો તે સ્થાનપ્રતિ જવામાં એક નિમેષનો પણ વિલંબ ન કર્યો. તે ઑટોની પાસે આવ્યા પછી તેને સંબોધીને કહેવા લાગી કે: "મેં મારા કાર્યને કેવા ચાતુર્યથી સાધી લીધું છે, એ તો આપ જોઇ ચૂક્યા છો. પરંતુ હવે અહીં આપણે ક્ષણ માત્રનો સમય પણ વ્યર્થ વીતાડવાનો નથી. મારી લગોલગ મારી પાછળ પાછળ ચાલ્યા આવો. દેવળની ચાવી મારી પાસે છે અને આપણા કાર્યને સિદ્ધ કરનારૂં જો કોઈ પણ ઉત્કૃષ્ટ સાધન હોય, તો તે એ ચાવી જ છે."

"અને જ્યારે આ સંત્રીઓ એને બદલે ત્રણ વ્યક્તિઓને દેવળમાંથી આવેલી જોશે, તે વેળાયે વળી પણ એમને થાપ આપવા માટેની તેં બીજી તૈયારી કરી રાખી છે ખરી કે ?" ઑટોએ એક આવશ્યકીય પ્રશ્ન ગંભીરતાથી પરંતુ મંદ સ્વરથી પૂછ્યો.

મિલ્ડ્રેડાએ એના ઉત્તરમાં અભિપ્રાયસૂચકતાથી જણાવ્યું કે: "જ્યારે આપણે ત્યાંથી પાછાં ફરીશું, તે વેળાયે તો આ સંત્રીઓ મદિરાના મદમાં લીન થઇને ગાઢ નિદ્રામાં ઘોરતા પડયા હશે."

એ પછી મિલ્ડ્રેડા ઑટોને પોતાની પાછળ ચલાવતી તે આંગણાના બીજા છેડાપર આવેલા એક આગારના એક લઘુદ્વારપ્રતિ

લઇ ગઇ. પરંતુ હજી તો તેઓ તે આંગણાને બીજે છેડે પહોંચ્યાં પણ નહોતાં એટલામાં દીવાલની છાયામાંથી એક દીર્ઘકાય મનુષ્ય બહાર નીકળી આવ્યો અને તેણે પૂછ્યું કે: “ત્યાં કોણ જાય છે?”

આ પ્રશ્ન સાંભળતાં જ મિલ્ડ્રેડાની શિરાઓમાંનું રક્ત સર્વથા શીતળ થઇ ગયું, તેની સમયસૂચકતાનો લોપ થઈ ગયો અને તેણે ઊંડા ઊતરતા સ્વરથી ઑટોને કેવળ એટલું જ કહ્યું કે: “આ મઠનો વરિષ્ઠ અધિકારી ધર્મપિતા અથવા ધર્માધ્યક્ષ એન્સેલ્મ આ પોતે જ છે!”

## પ્રકરણ ૧૮ મું

### એરન્ જેર્નિંનૂનો ઉદ્ધાર

મિલ્ડ્રેડાના મુખમાંથી નીકળેલા “આ મઠનો વરિષ્ઠ અધિકારી ધર્મપિતા અથવા ધર્માધ્યક્ષ એન્સેલ્મ્ આ પોતે જ છે!” આ ઉદ્‌ગારના શ્રવણથી ઑટોના હૃદયમાં વજ્રના આઘાત સમાન આઘાત થયો અને તે અત્યારે કેવા ભયમાં આવી પડયો હતો, એના વિચારથી તે જ્ઞાનશૂન્ય થઈ ગયો. આવી પરિસ્થિતિમાં હવે કેવી રીતે વર્ત્તવું અને કેવી રીતે નહિ, એ વિશેની ચિન્તામાં તે નિમગ્ન થઇને ઊભો રહ્યો. તે આવી રીતે વિચારમગ્ન અવસ્થામાં ઊભો હતો એટલામાં ફાધર એન્સેલ્મે ગર્જના કરીને કહ્યું કે:—

“આ કંઠસ્વર તો પરિચારિકા મિલ્ડ્રેડાનો જ જણાય છે; પરંતુ આ છદ્મવેષ શા કારણથી ધારવો પડયો છે? તારી સાથેની આ અન્ય વ્યક્તિ કોણ છે અને અત્યારે તમો ક્યાં જાઓ છો?”

“પૂજ્ય ધર્મપિતા, મને મારા અપરાધની ક્ષમા આપો અને મારાપર દયા કરો!” મિલ્ડ્રેડાએ બન્ને હાથ જોડીને પ્રાર્થનાના સ્વરૂપમાં કંપિત સ્વરથી એ વાકય ઉચ્ચાર્યું.

“ત્યારે શું તું અત્યારે અહીં કોઇ પ્રકારની વિશ્વાસઘાતકતા કરવામાટે આવી છે?” ફાધર એન્સેલ્મ્ ક્રોધદર્શક સ્વરથી કહેવા લાગ્યો; “ખરેખર એમ જ હોવું જોઇએ; કારણ કે, નહિ તો આવી રીતે વેષને બદલવાની આવશ્યક્તા હોય જ નહિ; અને મહાશય, તમો કોણ છો વારુ? અને અહીં..........”

પરંતુ ફાધર એન્સેલ્મને પોતાના એ પ્રશ્નને સમાપ્ત કરવાનો અવકાશ મળી શકયો નહિ; કારણ કે, ઑટો પોતાની ભયાનક પરિ-

સ્થિતિનો વિચાર કરીને, મિલ્ડ્રેડાને પ્રતિક્ષણ હતાશ થતી જોઇને અને ફાધર ઍન્સેલ્મને શંકાશીલ થયેલો જોઇને અંતે એવા નિશ્ચયપર આવી ગયો કે, હવે સાહસ અને વીરતાના પ્રયોગ વિના આ આપત્તિમાંથી નિર્વિઘ્ન નીકળી જવાનો બીજો કોઇ પણ માર્ગ નથી અને તેથી તે આગળ પાછળનો જરા પણ વિચાર ન કરતાં એક વ્યાઘ્રના બળથી ફાધર ઍન્સેલ્મના શરીરપર ધસી આવ્યો અને તેને નિમેષમાત્રમાં ભૂમિપર પછાડી નાખ્યો. ત્યાર પછી પોતાના ગોઠણથી તેની છાતીને દબાવીને પોતાના ડાબા હાથવડે તેણે તેના મોઢાને બંધ કરી દીધું અને પોતાના કૃપાણને કોષમાંથી બહાર કાઢી લીધો. જમીનપર ચત્તાપાટ પડેલા ઍન્સેલ્મપર તે કૃપાણને ઉગામીને ઑટો મંદ પરંતુ દૃઢતાસૂચક સ્વરથી કહેવા લાગ્યો કે: "ખબરદાર જો અહીંથી ઊઠવાનો લેશમાત્ર પણ પ્રયત્ન કર્યો છે તો! તેમજ જિવ્હાને પણ બિલ્કુલ બોલતી અટકાવી દેજે; નહિ તો આ કૃપાણ તારા હૃદયના રક્તના પાનથી ક્ષણ માત્રમાં જ તૃપ્ત થશે અને તારાં સો વર્ષ અહીં અને અત્યારે જ પૂરાં થઇ જશે. હું મરણિયો થઇને જ અહીં આવ્યો છું અને એક મરણિયો સોને ભારી થઇ પડે છે, એનો વિચાર કર્યા પછી જ મારી આજ્ઞાનો અનાદર કરીને મને છેડવાનું સાહસ કરજે. અત્યારે તારા જીવન અને મરણનો પ્રશ્ન તારા સમક્ષ આવીને ઊભો રહ્યો છે, એ ભૂલીશ નહિ."

એ પછી ઑટોના ફાધર ઍન્સેલ્મપરના અચાનક આક્રમણને અને તે આક્રમણમાં તેને મળેલા વિજયને આશ્ચર્યથી નિહાળતી ઊભેલી પરિચારિકા મિલ્ડ્રેડા તરફ ઑટોએ પોતાના મુખને ફેરવ્યું અને અને કહ્યું કે: "તું ત્વરાથી જઇને પેલા દરવાજાપરના તાળાને ઉઘાડી નાખ અને કોઇ પણ પ્રકારનો ભય ન રાખ. પરમાત્મા કરશે, તો સર્વ સારૂં જ થશે!"

ઑટોની આજ્ઞા અનુસાર મિલ્ડ્રેડા દ્વારને ખોલવાના કાર્યમાં પ્રવૃત્ત થઇ એટલામાં ઑટોએ પોતાના કૃપાણને પોતાના દાંતોમાં દબાવ્યો અને એથી તેનો જમણો હાથ મુક્ત થતાં તેનો તેણે અન્ય કાર્યમાં ઉપયોગ કરવા માંડ્યો; અર્થાત્ તે મઠના તે દુષ્ટ અધિકારીના કટિભાગમાંથી એક લાંબી રેશમી દોરીને છોડવાના કાર્યનો તેણે આરંભ કરી દીધો. એ વેળાયે ધર્માધ્યક્ષને તે પોતાના મુખથી અનેક પ્રકારની બિભીષિકાઓ પણ બતાવતો જતો હતો અને તેની છાતીપર પોતાના ગોઠણને વધારે ને વધારે ભાર આપીને દૃઢ કરતો જતો હતો. જ્યારે તે દોરીને તેણે તેના કટિભાગમાંથી આખી કાઢી લીધી,

( પોતાના ઝભ્ભાપર કટિભાગમાં આવી એક રેશમી દોરી બાંધવી, એ ક્રિશ્ચિયન્ ધર્માધ્યક્ષોની એક રૂઢિ છે અને તેથી એવી દોરી પ્રત્યેક ક્રિશ્ચિયન્ ધર્માધ્યક્ષની કમરે બાંધેલી હોય છે ) એટલે તેની રજ્જુથી તેના જ હાથોને બાંધવાનો ઑટોએ ઉદ્યોગ આરંભ્યો. આ સમયે તે ધર્માધ્યક્ષની કાળી આંખો અત્યંત ક્રોધથી લાલચોળ થઈ ગઈ હતી અને તે આંખો ફાડીને ઑટોના મુખને તાકીતાકીને જોયા કરતો હતો. પરંતુ જાણે તેની છાતીપર કોઇ ભયંકર પિશાચ આવીને ચઢી બેઠો હોયની! તેવો ભાસ થવાથી અને ઑટોના અચિંત્ય આક્રમણ-વડે તે બહુ જ ગભરાઇ ગયેલો હોવાથી પોતે એ બંધનથી છૂટવાનો પણ પ્રયત્ન ન કરી શક્યો તેમ જ સહાયતા મેળવવામાટે મુખમાંથી શબ્દ પણ ઉચ્ચારી ન શક્યો; કારણ કે, ઑટોના બન્ને ગોઠણ લોહના સ્તંભો પ્રમાણે તેની છાતીપર જામી ગયા હતા અને જો તે બૂમ મારવાનો પ્રયત્ન કરે, તો તેના જીવનની સમાપ્તિ કરી નાખવા-માટે ઑટોના મુખમાંનો ભયંકર કૃપાણ પણ તૈયાર જ હતો. તે લુચ્ચો ધર્માધ્યક્ષ પોતાની સ્થિતિને જાણી ગયો હતો અને તેથી કાંઇ પણ ન બોલવામાં જ તેને પોતાનું કલ્યાણ દેખાતું હતું.

અંતે ઑટોની ભયંકર બિભીષિકાઓ ( ધમકીઓ ) થી અતિ-શય ભયભીત થઇને ફ્રાધર એન્સેલ્મે અત્યંત મંદસ્વરથી તેને માત્ર એટલો જ પ્રશ્ન પૂછ્યો કે: "તમે મારી હત્યા તો કરવાના નથી ને?"

"જો તું કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના કેવળ મૌન ધારીને જ અહીં પડ્યો રહીશ, તો હું તારી હત્યા કરવાનો નથી. જો અમારા કાર્યમાં કોઇ પણ પ્રકારની બાધા નાખવાનો તું યત્ન નહિ કરે, તો તો તું સર્વથા નિર્ભય છે; અન્યથા તારા પ્રાણ ભયમાં છે." ઑટોએ તેના પ્રશ્નનું યોગ્ય ઉત્તર આપ્યું.

"તમે શું કરવા ધારો છો અને અહીં આવવામાં તમારો ઉદ્દેશ શો છે, તે કૃપા કરીને જણાવશો?" વિવશ થયેલા ધર્મા-ધ્યક્ષે પૂછ્યું.

"વધારે બોલવાનું બંધ કર." ઑટોએ પાછો તેને ધમકા-વવા માંડ્યો: "અત્યાચારને હું ધિક્કારનારો છું, હું કોઇ અત્યાચારી કિંવા ખૂની મનુષ્ય નથી; પરંતુ કેટલાક વિશિષ્ટ કારણોથી અત્યારે મારી એવી પરિસ્થિતિ છે કે, હું પવિત્ર કુમારિકા મેરીના શપથ લઇને કહું છું કે, જો મારા પ્રશ્નના ઉત્તર વિના તું અન્ય એક પણ શબ્દને ઉચ્ચારીશ, તો તે ક્ષણેજ હું મારા આ ભયંકર કૃપાણને તારા વક્ષઃસ્થળમાં ચલાવી દઇશ!"

તે ધર્માધ્યક્ષના હસ્તોને બાંધવાના કાર્યમાં તથા ઉપર્યુક્ત સંભાષણમાં, એના વર્ણનમાં જેટલા કાળનો ક્ષેપ થયો છે તેના કરતાં બહુ જ અલ્પ સમય ગયો હતો અને તેથી પ્રૌઢા પરિચારિકા મિલ્ડ્રેડાએ દ્વારને ઊઘાડવાના કાર્યની સમાપ્તિ કરી દીધી, તે વેળાયે ઑટો તે બાંધેલા ધર્માધ્યક્ષને ઘસડીને દેવળમાં લઈ જવાને તૈયાર જ ઊભો હતો. તે ધર્માધ્યક્ષને ઊભા થવા દેવાની તેની ઈચ્છા ન હોવાથી તે તેને ઘસડીને જ દેવળમાં લઇ ગયો અને ત્યાર પછી મિલ્ડ્રેડાએ દેવળના દ્વારને વાસીને સંભાળથી તેની ચાવીને પોતાપાસે રાખી લીધી.

તે દેવળના અંતર્ભાગમાં ઉપાસનાસ્થાનના અગ્રભાગમાં બળતી બે મીણબત્તીઓનો મંદ પ્રકાશ વિસ્તરેલો હતો. ઑટોએ ચારે તરફ ત્વરાથી દૃષ્ટિપાત કર્યો અને એ નિરીક્ષણથી તેના જાણવામાં આવી ગયું કે, તે સ્થાન કોઈ પણ પ્રકારના ભય કિંવા વિઘ્નથી મુક્ત હતું. તેના આનંદનો અવધિ થયો.

હવે તે ધર્માધ્યક્ષને ત્યાં સંભાળીને રાખવાનું જે એક કાર્ય હતું તે કાંઇ વિશેષ કઠિન કાર્ય નહોતું. ઑટોના સ્વભાવમાં નિર્દયતા તથા ક્રૂરતાનો જો કે સંપૂર્ણ અભાવ હતો, છતાં તે દૃઢવિચારી તથા એકનિશ્ચયી હતો અને તેથી જો પોતાના કાર્યને સિદ્ધ કરતાં નિરુપાયવશાત્ કિંચિત્ ક્રૂરતા દર્શાવવાનો પ્રસંગ આવી પડે, તો તે વેળાયે તે અયોગ્ય અને વિઘાતક દયાર્દ્રતાને પોતાના હૃદયમાં સ્થાન આપે તેવો પોચો પણ નહોતો. અત્યારે તેવો જ પ્રસંગ આવી પડેલો હોવાથી તેણે કોઇ પણ પ્રકારના સંકોચવિના તે ધર્માધ્યક્ષના ઝબ્બાને પોતાના એક વિશિષ્ટ હેતુને સિદ્ધ કરવામાટે ઊતારી લીધો અને ત્યારપછી તેના મોઢામાં ડુચો દઇને તેને એવો મજબૂત બાંધી લીધો કે, તેનાથી જરાપણ હીલચાલ ન કરી શકાય અને મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચારી ન શકાય.

આ આવશ્યકીય કાર્યમાં મિલ્ડ્રેડાએ પણ કોઇ પણ પ્રકારના સંકોચવિના ઑટોને પોતાથી આપી શકાય તેટલી સહાયતા આપી; કારણ કે, એ તો તે પ્રૌઢા સારી રીતે જાણતી હતી કેઃ 'જો આ ધર્માધ્યક્ષરૂપ પિશાચ કોઈ પણ રીતે આ બંધનથી મુક્ત થઈ જાય અથવા તો અમો આ મઠમાંથી પલાયન કરી જઇએ ત્યાર પહેલાં પોતાના સહાયકોને બોલાવીને તેમની સહાયતા મેળવી શકે, તો પછી એની પાસેથી કિંચિન્માત્ર પણ દયા કિંવા અનુકંપાની આશા રાખી શકાય તેમ નથી અને મરણ અમારામાટે નિશ્ચિત છે! અર્થાત્ એને સર્વથા વિવશ કરી નાખવામાંજ અમારૂં કલ્યાણ છે.'

ધર્મપિતા એન્સેલ્મને એ રીતે બાંધવાના કાર્યની સમાપ્તિ થતાં તેને જે દોરીથી બાંધવામાં આવ્યો હતો તેની દઢતાને તથા ગાંઠોને તપાસતો ઑટો પિયાનલ્લા તેને ઉદ્દેશીને કર્કશ સ્વરથી કહેવા લાગ્યો કેઃ "અમો થોડીવારમાં જ પાછાં અહીં આવીશું અને તે વેળાયે જો, તેં આ બંધનથી પોતાને મુક્ત કરવાનો લેશ માત્ર પણ પ્રયત્ન કરેલો પણ મારા જોવમાં આવશે, તો જેવીરીતે જલ્લાદ કોઈ ભયંકર અપરાધીનો પોતાના શસ્ત્રથી નિર્દય થઇને વધ કરી નાખે છે, તેવી જ રીતે હું પણ નિર્દયતાથી મારા આ કૃપાણવડે તારો વધ કરી નાખીશ !"

એ પછી ઑટો પિયાનલ્લા અને મિલ્ડ્રેડા તે દેવાલયને ઓળંગીને એક એવા દ્વાર પાસે આવી પહોંચ્યા કે જે દ્વાર અંદરથી સાંકળ તથા અડકણવડે બંધ કરેલું હતું; અને તેથી તે દ્વારને ઊઘાડવાનું કાર્ય કેવળ બે ચાર મિનિટનું જ હતું; કારણ કે, તે દ્વાર લોઢાનાં સળિયાંનું બનાવેલું હોવાથી સળિયાંમાંથી હાથ અંદર જઇ શકતો હતો. બહારના એક ગોખલામાં એક દીવો પણ બળતો હતો અને તે દીવાને ઑટોએ પોતાનો માર્ગદર્શક બનાવવામાટે હાથમાં ઉપાડી લીધો.

હવે ઑટો આગળ ચાલવા લાગ્યો અને મિલ્ડ્રેડા તેની પાછળ ચાલતી હતી. તેઓ કિંચિદ્ આગળ વધીને એક ગોળાકાર નિઃસરણી પાસે આવી લાગ્યાં, અને ઑટોએ તે પરથી ઉતરતાં તેનાં પગથિયાંને ગણી લીધાં. એ સોપાનની સંખ્યા સીતોતેરની હતી અને એથી ઑટોના મનમાં નિશ્ચય થઇ ગયો કે, એકવાર જ્યાંથી તેને સૈનિકોના મધ્યમાં આંખોપર પટ્ટી બંધાવીને તથા એક બંદિવાનની અવસ્થામાં, તે મઠમાંના તેના પ્રથમ આગમન વેળાયે, ચલાવીને લઇ જવામાં આવ્યો હતો, તે જ આ માર્ગ હતો.

નિઃસરણીપરથી ઊતરી આવ્યા પછી તે એક એવા સ્થાનમાં આવીને ઊભો રહ્યો કે, ત્યાંના માર્ગને જોતાં તે માર્ગ પર્વતોની ગર્ત્તાના તલપ્રદેશમાંનો જ હોવો જોઇએ, એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું. એ માર્ગ સરળ રેષામાં આગળ ચાલ્યો જતો હતો અને તેમાં પર્વતના પાષાણો જડી લેવામાં આવ્યા હતા. એ માર્ગ પ્રથમ તો સંકુચિત જણાતો હતો, પણ પછીથી ક્રમશઃ વિશાળ થતો જતો હતો. ઑટો તથા મિલ્ડ્રેડા એ માર્ગમાં ચાલતાં એક વિશાળ આગાર આગળ આવી પહોંચ્યાં. એ આગાર એ ધર્માશ્રમ કિંવા મઠના

'તૃતીય વિભાગ' ના નામથી ઓળખાતો હતો અને એ આગારનો વૃત્તાંત મિલ્ડ્રેડાએ ઑટોને પ્રથમથી જ કહી સંભળાવ્યો હતો, એ તો વાંચકોના સ્મરણમાં હોવું જ જોઇએ. એ માર્ગ અને આગાર જો કે ખરી રીતે બહુ જ અસુંદર અને જોતાં કંટાળો આપે તેવા હતા, પરંતુ દૃઢ પણ તેવા જ હતા. તે આગારના અંતર્ભાગમાં પર્વતમાં ઉત્પન્ન થતા જામફળનાં વૃક્ષોના મોટા મોટા સ્તંભો ઊભા હતા અને તેઓ પોતાનાં મસ્તકોપર આગારના અસહ્ય ભારને સંભાળીને ઊભેલા દેખાતા હતા. એ આગારની જમણી બાજૂએ એક મોટી દીવાલ વિરતરેલી હતી, તે દીવાલમાં એક મોટો દરવાજો હતો અને તે દરવાજામાં એક નાની બારી પણ જોવામાં આવતી હતી. ઑટોએ ત્યાંની એ રચનાને જોઇને પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે: 'આ સ્થાન પ્રકૃતિ તથા મનુષ્યની કૌશલ્યપૂર્ણ રચનાથી એવું તો દૃઢ તથા અભેદ્ય થઈ ગયું છે કે આમાં કોઇનો પણ પ્રવેશ થવો સર્વથા અશક્ય તથા અસંભવનીય છે.' વાયુના ઝપાટાથી પોતાના એક હાથમાંના દીપકને બીજા હાથે બચાવતો ઑટો વળી પણ આગળ ચાલ્યો અને મિલ્ડ્રેડા તેની પાછળ હતી. તે આગારમાં પ્રવેશ કરીને તેઓ એક વિશાળ દાલાનમાં આવી પહોંચ્યાં અને ત્યાંથી આગળ વધતાં તે અંધકારમાં એક એવી બારી તેમના જોવામાં આવી કે જેમાંથી દીપકનો પ્રકાશ બહિર્ગત થતો દેખાતો હતો.

"જે કોટડીમાં પેલા ગૃહસ્થને બંદિવાન્ કરીને રાખવામાં આવ્યો છે, તે કોટડી, મારી ધારણા પ્રમાણે, આ જ છે." મિલ્ડ્રેડાએ તે પ્રકાશવાળી બારીને જોઇને ઑટોને જણાવ્યું.

તેઓ તત્કાળ તે સ્થાનમાં આવી પહોંચ્યાં. તે પર્વતના ગર્ભમાંની એક પ્રાકૃતિક ગુહા હતી અને તેમાં એક દ્વાર લગાડીને તેને માનવનિવાસસ્થાનના સ્વરૂપમાં ફેરવી નાખવામાં આવી હતી તેમજ દ્વારના ઉપરના ભાગમાં પર્વતને કોરીને એક બારી પણ કાઢવામાં આવી હતી કે જેથી તેમાં વાયુનો પ્રવેશ થઈ શકે અને તેમાં વસનારના જીવનની હાનિ ન થાય. એ ગુહાના દ્વારને બંધ કરવામાટે તેની ઉપર એક મજબૂત અને ભારી સાંકળ ચઢાવી દેવામાં આવી હતી. તે સાંકળને ઑટોએ નિમેષ માત્રમાં જ ઊતારી નાખી અને દ્વારને ઊઘાડીને તે, તે ગુહાના અંતર્ભાગમાં ચાલ્યો ગયો. તે ગુહા અથવા કોટડી બાર ચોરસ ફીટની હતી અને તેમાં શયન તથા ભોજનની કેટલીક વસ્તુઓ રખાયલી દૃષ્ટિગોચર થતી હતી. ઑટોએ તે

કોટડીમાં પ્રવેશ કર્યો તે વેળાયે એક સુંદર પરંતુ પીતવર્ણું મનુષ્ય ટેબ્લની પાસે જ પડેલી એક કુરસીપર બેઠો હતો, તે ઑટોને જોતાં જ તરત પોતાના આસનપરથી ઊઠીને ઊભો થઈ ગયો. ઑટોને મસ્તકથી ચરણ પર્યન્ત તીવ્રતાથી જોઇને તે બંદિવાન્ આશ્ચર્યદર્શક સ્વરથી બોલી ઊઠયો કે:—

"આહ, મને ભાસે છે કે, આપને અતઃપૂર્વ પણ કોઈ વાર અવશ્ય મેં જોયા છે."

"આપની ધારણા સત્ય છે; કારણ કે, થોડા દિવસ પૂર્વે જ આપે દીવાલમાંના વિશાળ દ્વારમાંની બારીમાંથી મસ્તકને બહાર કાઢીને મને કાંઇક કહ્યું હતું અને આપની ઇચ્છાનુસાર આજે કેવળ આપના ઉદ્ધારમાટે જ હું અહીં આવ્યો છું." ઑટોએ મૃદુસ્વરથી આશ્વાસક ઉત્તર આપ્યું.

"આપ મારા ઉદ્ધારમાટે અત્યારે આ સ્થાનમાં આવ્યા છો? શું મારો આ નરકાગારમાંથી ઉદ્ધાર થાય, એ શક્ય તથા સંભવનીય છે?" તે બંદિવાને આશ્ચર્યદર્શક દૃષ્ટિથી ઑટોને જોઇને આ વાક્યો ઉચ્ચાર્યાં.

"અત્યારે હવે વાતોમાં વ્યર્થ વેળા ન વીતાડો અને વિલંબ ન કરો;" ઑટો તે બંદિવાન્‌ને સંબોધીને ગંભીર ભાવથી કહેવા લાગ્યો: "કારણ કે, અત્યારનો એક ક્ષણ જેટલો સમય પણ અત્યંત મૂલ્યવાન્ છે. આ ધર્માધ્યક્ષના વેષને ધારણ કરી લ્યો;" એમ કહીને એન્સેલ્મનો ઊતારી લીધેલો ઝબ્બો ઑટોએ તેના હાથમાં આપી દીધો અને પુનઃ કહ્યું કે: "અને તમારા મુખમંડળને પણ ઢાંકી લ્યો. બસ, હવે એક શબ્દ પણ ન ઉચ્ચારો અને મારા વચનમાં સંપૂર્ણ વિશ્વાસ રાખો!"

એ પછી ત્રણે જણ ત્યાંથી શીઘ્રતાપૂર્વક રવાના થયાં અને ઊતાવળથી ચાલીને સત્વર જ પેલી ગોલાકાર નિઃસરણી પાસે આવી પહોંચ્યાં. નિઃસરણીપર દ્રુત ગતિથી ચઢીને તેઓ દેવળમાં આવી લાગ્યાં. ઑટો આગળ વધ્યો અને તેણે જોયું તો ફાધર એન્સેલ્મ, તેને જેવી અવસ્થામાં ત્યાં છોડવામાં આવ્યો હતો તેવી જ અવસ્થામાં ત્યાંનો ત્યાં જ પડયો હતો. ઑટોના હૃદયમાં એક પ્રકારનો અકથ્ય આનંદ થવા લાગ્યો. તે ધર્માધ્યક્ષને ઉદ્દેશીને ગંભીરતાદર્શક સ્વરથી કહેવા લાગ્યો કે:—

"મને એ જણાવતાં ખેદ થાય છે કે, મારાથી અત્યારે જ તને બંધનમુક્ત કરી શકાય તેમ નથી; કારણ કે, મારી પોતાની તેમ જ બીજાં કેટલાંક મનુષ્યોની નિર્ભયતા તથા સુરક્ષિતતામાટે

મારો તને આ બદ્ધ દશામાં જ છોડી જવા વિના છૂટકો નથી; કેમ કે, જો તું છૂટો થઇશ, તો અવશ્ય અમારા કાર્યમાં વિઘ્ન લાવવાનો યત્ન કરીશ, એવો મારા હૃદયમાં સંપૂર્ણ ભય રહ્યા કરે છે. જો કે તારાં પાપકર્મો તો એવાં છે કે, તેની તને મહાભયાનક શિક્ષા મળવી જોઇએ, પરંતુ ન્યાયદેવતાનો અધિકાર મારા હસ્તમાં નથી અને તેથી હું તને આના કરતાં અધિક દંડ આપવા ઇચ્છતો નથી. પરમાત્મા જ તને તારાં પાતકોનો ઉચિત દંડ આપશે !"

તે ધર્માધ્યક્ષના મુખમંડળપર ઑટોના હાથમાંના દીપકનો પ્રકાશ પડતાં ઑટો જોઈ શક્યો કે, તેના મોઢામાં મજબૂત ડૂચો મારેલો હોવાથી તેનાથી બોલી શકાય તેમ તો નહોતું જ; છતાં તેનાથી શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરી શકાતી હતી. તે ભયંકર ધર્માધ્યક્ષના મુખમંડળમાં એ વેળાયે જે ભયાનક ક્રોધ, દ્વેષ અને ક્રૂરતાનાં ચિન્હો પ્રકટી નીકળ્યાં હતાં, તેમને જોઇને એકવાર તો ઑટો પણ કાંઇક હેબતાઈ ગયો; કારણ કે, મનુષ્યના હૃદયમાં જેટલા પણ અભદ્ર વિકારો અને અશુભ વાસનાઓની એકાગ્રતા થવાનો સંભવ હોય છે, તે સર્વ અભદ્ર વિકારોની તે ધર્માધ્યક્ષના મલિન, હતપ્રભ અને ક્રૂર મુખમંડળમાં સંપૂર્ણ છટા વિસ્તરેલી હતી. ઑટો કાંઇક ભય તથા કાંઇક ધિક્કારથી તેની પાસેથી દૂર ખસી ગયો અને તેનાં દ્વાર પર્યન્ત પહોંચેલાં સાથી તે બંદિવાન્ તથા મિલ્ડ્રેડાને આવી મળ્યો. એ પછી દીપકને તેણે જમીનપર રાખ્યો અને કૃપાણને કોષમાંથી બહાર કાઢી લીધો, તેમ જ મિલ્ડ્રેડા પાસેથી ચાવી લઇને પોતાપાસે રાખી લીધી. આ-સર્વ ક્રિયા કર્યા પછી તેણે દરવાજો ઉઘાડ્યો અને એકાગ્ર ધ્યાનથી પોતાના અગ્રભાગમાં દૃષ્ટિપાત કર્યો; પરંતુ ત્યાં સર્વથા અખંડ શાન્તિ જ વિસ્તરેલી હતી. સમીપવર્તી આગારની બારીઓમાંથી દીપકોનો પ્રકાશ બહાર આવતો હતો, પરંતુ નીચેના આંગણામાં તો નિસ્તબ્ધતાનું જ સામ્રાજ્ય વ્યાપેલું હતું.

તેઓ દેવાલયની સીમાને ત્યાગવાની અણીપર હતાં, એટલામાં એક ખૂણામાંની ટિપૉઇપર પડેલી એક પેટીપર ઑટોની દૃષ્ટિ પડી ગઇ કે જે પેટીમાં સુતારના કામના ઓજારો ભરેલા હતા. તે હથિયારોમાં એક કુહાડો પણ હતો એટલે તેને ત્યાંથી ઉપાડીને તેણે પોતાના બંદિવાન્ સહચરના હાથમાં આપી દીધો અને ત્યારપછી તે, તે બંદિવાન્ને સંબોધીને કહેવા લાગ્યો કે: "શ્રીમાન્, મારી માન્યતા છે કે, આપ અન્ય કોઇ નહિ, પણ બેરન્ જેર્નિન્ પોતે જ છો. આવશ્યકતાના સમયમાં આ વસ્તુ ઉપયોગી થઇ પડે તેવી હોવાથી આને હસ્તમાં ધારણ કરી લ્યો."

ઑાટોની ઇચ્છા પ્રમાણે તે બંદિવાન્ ગૃહસ્થે તે કુઠારને જે છટાથી હસ્તમાં ધારણ કર્યો, તે છટાને જોતાં તત્કાળ કલ્પના કરી શકાતી હતી કે, આપત્તિના અવસરમાં તે અવશ્ય એ શસ્ત્રનો ઉપયોગ કરી શકે તેમ હતું. એ પછી તે ત્રિપુટી દેવાલયની સીમામાંથી બહાર નીકળી આવી. ઑાટોએ તે દેવાલયના દ્વારને બંધ કરી દીધું અને પાછી પણ કૂંચી તો પોતાની પાસે જ રાખી લીધી.

હવે તેઓ ઉતાવળાં પગલાંથી બાહ્ય આંગણામાં પડતા દ્વારની દિશામાં ચાલવા લાગ્યાં અને જ્યારે તેઓ તે સ્થાનમાં આવી પહોંચ્યાં એટલે ઑાટોએ પોતાનાં ઉભય સાથીઓને બેચાર ક્ષણ પર્યન્ત ઊભા રહેવાની સૂચના કરી અને તે પોતે પેલા મૃત મનુષ્યોને રાખવાના ગૃહ તરફ દોડયો. ત્યાંનો દીપક જેમનો તેમ જ બળ્યા કરતો હતો અને તેનો પ્રકાશ ત્યાં નિદ્રાવશ થયેલા બે સૈનિકોનાં મુખમંડળપર પડતો હોવાથી ઑાટો જોઇ શકયો કે, મિલ્ડ્રેડાની આપેલી શરાબમાંના અમુક ઔષધે તેમનામાં એવું તો પરિણામ નિપજાવ્યું હતું કે, તેઓ સર્વથા સંજ્ઞાશૂન્ય થઇ ગયા હતા અને દીર્ઘકાળ પર્યન્ત તેઓ એ નિદ્રામાંથી જાગ્રત થાય, તેવો સંભવ નહોતો. ઑાટોનો એવો ઉદ્દેશ તો હતો જ નહિ કે, બિચારો કાર્લ પેલા રાક્ષસસ્વભાવ ધર્માધ્યક્ષ એન્સેલ્મના ક્રોધની ભભકતી જ્વાળામાં પડીને ભસ્મીભૂત થઈ જાય; કારણ કે, તેણે ચાવી આપવાથી જ તેના કાર્યની સિદ્ધિ થઇ હતી અને બંદિવાન્‌ને મુક્તિ મળી શકી હતી. જો કે સૈનિક કાર્લ પોતે તો એ વાર્ત્તાથી અજ્ઞ જ હતો, છતાં પણ ઑાટો તો તેનો ઉપકાર જ માનતો હતો. અર્થાત્ જે કાર્યમાટે તેની પાસેથી પ્રપંચવડે ચાવી લેવામાં આવી હતી તે કાર્યની સમાપ્તિ થયેલી હોવાથી ઑાટોએ તે ચાવીને કાર્લના કોટના ખીસામાં નાખી દીધી અને ત્યારપછી ત્યાંથી નીકળીને તે પાછો પોતાનાં સાથીઓ પાસે આવી પહોંચ્યો.

તેઓ તે પછી ત્યાંથી નીકળ્યાં અને બીજા આંગણાને ઉલ્લંઘીને જ્યાંથી ઑાટો તથા મિલ્ડ્રેડાએ પ્રવાસનો આરંભ કર્યો હતો તે આગારના દ્વારમાં આવીને ઊભાં રહ્યાં. ત્યાંની નિઃસરણીપર ચઢવાનો તેમણે આરંભ કર્યો અને બે ચાર ક્ષણમાં જ તેઓ તે ઓરડામાં આવી પહોંચ્યાં કે જે ઓરડાની છતમાં પ્રકાશના આગમનમાટે એક છિદ્ર પાડેલું હતું. આ સ્થાનમાં આવતાં જ પોતાના ઉભરાઇ જતા આનંદને વધારે વાર હૃદયમાં ન દબાવી શકવાથી ઑાટોએ આનંદદર્શક ઉદ્‌ગાર કાઢતાં કહ્યું કે:—

"હવે આપણે નિર્ભય છીએ, ભયથી સર્વથા મુક્ત છીએ!"

" અને એમાટે આપણે પવિત્ર કુમારિકા મેરીનો અવશ્ય આભાર માનવાનો છે." બંધનમુક્ત થયેલા બંદિવાને ગંભીર તથા મંદ પરંતુ અત્યંત ગહન પવિત્રતાને દર્શાવતા સ્વરથી એ શબ્દોનો ઉચ્ચાર કર્યો.

એ પછી ઑટોએ ગુહાના દ્વારને અથવા તો ગુહાના મુખપરના ગુપ્ત આવરણને દૂર ખસેડી નાખ્યું અને તે આવરણ દૂર થતાં જ તત્કાળ ત્યાં મૅન્જિની પણ ઉપસ્થિત થઇ ગયો. ઑટોએ મૅન્જિનીને ઉદ્દેશીને કહ્યું કે: "અમારા કાર્યમાં અમને સંપૂર્ણ વિજય મળી ચૂક્યો છે; બંદિવાન્ અમારી સાથે છે."

" છેલ્લા અડધા કલાકથી તમારી નિર્વિઘ્નતા તથા સુખરૂપતા વિશે મારા મનમાં નાના પ્રકારના અનેક સંશય થયા કરતા હતા અને હૃદયમાં યંત્રણા પણ થતી હતી; પરંતુ આપણા પ્રયત્નોનું આવું શુભ પરિણામ આવવાથી અત્યારે મારા મનમાં જે આનંદ થાય છે, તે પણ સર્વથા અવર્ણનીય છે." મૅન્જિનીએ પોતાના આનંદને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવ્યો.

મિલ્ડ્રેડાએ સર્વથી પ્રથમ ગુહામાં પ્રવેશ કર્યો; તે પછી બંધનમુક્ત થયેલા બંદિવાને તેમાં પદસંચાર કર્યો; ગુહાનો તૃતીય પ્રવેશક મૅન્જિની હતો અને સર્વના અંતે ઑટોએ ગુહામાં પ્રવેશ કરીને તેના આવરણને પાછું જેમ હતું તેમ વ્યવસ્થિત કરીને ચઢાવી દીધું. એ પછી એ ચાર વ્યક્તિઓનો બનેલો લઘુ સમુદાય તે ગુહામાંના પોતાના માર્ગમાં ચાલવા લાગ્યો અને તેણે માર્ગના અતિક્રમનો આરંભ કરી દીધો.



## પ્રકરણ ૧૯ મું

### શુભ અને અશુભ સમાચાર

જે પુરુષને બંધનમુક્ત કરાવાના કાર્યમાં ઑટો પિયાનલ્લાએ વિજય મેળવ્યો હતો, તે પુરુષની અવસ્થા એકતાળીસથી બેંતાળીસ વર્ષની હોવી જોઇએ, એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું. તેના મુખમંડળમાં દુ:ખ તથા સંકટનાં ચિન્હો વ્યાપેલાં હોવા છતાં પણ તે એક અતિશય સુંદર અને સ્વરૂપવાન્ પુરુષ દેખાતો હતો; કારણ કે, કારાગૃહવાસ કિંવા શોકના આઘાતથી તેનાં વિશાલ તથા તેજસ્વી નેત્રોની જ્યોતિમાં કશીપણ ન્યૂનતા થઈ નહોતી તેમજ તેના તામ્રવર્ણ કેશોમાં પણ શુભ્રતાની છટા આવી શકી નહોતી.

તેના સર્વ અવયવો વ્યવસ્થિત હતા; તેની દંતપંક્તિ મૌક્તિક સમાન ધવલ તથા એકવિધ હતી; તેનો ભાલપ્રદેશ વિશાળ અને બુદ્ધિભંડારયુક્ત હતો અને તેનો આકાર આકર્ષક તથા પ્રભાવશાળી હતો. તેનો કંઠસ્વર આલ્હાદક અને વાદ્યના સ્વર સમાન હતો, છતાં તેમાં પુરુષના સ્વરની છટા તો સ્પષ્ટ દેખાતી હતી, એટલે કે, સ્વરના માધુર્યથી તેમાં નારીના સ્વરની અતિશય વિશિષ્ટ કોમળતા આવેલી નહોતી અને તેનું વર્ત્તન તેની કુલીનતાને વારંવાર દર્શાવ્યા કરતું હતું.

આમ હોવા છતાં પણ આ પુરુષના અને જે એ વેળાયે વાયનામાં બેરન્ જેર્નિન્ નામને ધારણ કરી બેઠો હતો તે પુરુષ એટલે કે ઈડાના પતિના શરીર તથા આકાર આદિમાં ખરેખર એક પ્રકારનું વિલક્ષણ અને આશ્ચર્યકારક સામ્ય હતું; અર્થાત્ એ સામ્ય કેવળ તેમના બાહ્ય આકારમાં જ રહેલું હતું; કારણ કે, તે ઉભય પુરુષોનાં હૃદયો એક બીજાથી સર્વથા વિભિન્ન દિશામાં જ વિચરનારાં હતાં. ઈડાનો પતિ પાશવિક વૃત્તિનો, પતિત, પાખંડી, દુરાચારી અને નીચ હતો; ત્યારે અત્યારે કારાગૃહવાસથી મુક્ત થયેલા પ્રભાવશાળી પુરુષનો આત્મા તથા બુદ્ધિવૈભવ ધાર્મિકતા, દયાલુતા, સારાસારવિવેક, પવિત્રતા તથા પ્રતિભા આદિથી મંડિત હતો; એટલો એ ઉભય પુરુષોના આંતરિક ગુણોમાં અવની તથા આકાશ સમાન ભેદ હતો. ઈડાનો પતિ શયતાન હતો અને એ બંદિવાન્ ફિરસ્તો હતો.

ઑટોએ જ્યારે પોતાની ભગિનીના સ્વામી તથા એ કારાગૃહમુક્ત પુરુષના બાહ્ય આકાર આદિનો તુલનાત્મક દૃષ્ટિથી પોતાના મનમાં વિચાર કર્યો, ત્યારે તેમના બાહ્ય આકાર આદિમાં તો તેને અધિક ભિન્નતા ન દેખાઇ; પરંતુ જ્યારે તેણે તે ઉભયના આંતરિક ગુણોનો પણ તેવી જ તુલનાત્મક બુદ્ધિથી વિચાર કર્યો, એટલે પછી તેને પોતાના ભગિનીપતિની મૂર્ત્તિ આ બંદિવાન્ પુરુષના એક તુચ્છ અને યત્કિંચિત્ અનુકરણરૂપ જ દેખાવા લાગી.

અસ્તુઃ તેઓ ચંદ્રના શીતલ પ્રકાશમાં તે માર્ગમાં ચાલ્યાં જતાં હતાં, એવામાં બેરન્ જેર્નિન્‌ને અમુક ગુપ્ત સમાચાર આપવાની આવશ્યકતા હોવાથી ઑટોએ પ્રથમ મિડ્રેડા તથા મૅજિનીને આગળ વધી જવાનું સૂચન કર્યું અને જ્યારે તે બન્ને કેટલાક અંતરપર નીકળી ગયાં એટલે પછી તેણે બેરન્ જેર્નિન્ સાથે નીચે પ્રમાણેના સંવાદનો આરંભ કરી દીધો.

ઑટોએ કહ્યું કેઃ "જ્યાં સુધી મારી માન્યતા છે, ત્યાં સુધી હું નિશ્ચયપૂર્વક કહી શકું છું કે, જેર્નિન્‌ના ખરેખરા બેરન્ થિયો-

ડાર આપ પોતેજ છો. મારી માન્યતા ભૂલભરેલી તો નથી ને?"

"તે અત્યંત દુર્ભાગી પુરુષ હું પોતે જ છું;" તે અભિજાત પુરુષે ઉત્તર આપવા માંડ્યું: "અને જો મને બંધનમુક્ત કરવા-માટેના તમારા પ્રયત્નો સફળ થયા ન હોત, તો હજી પણ એ નરકાગાર તુલ્ય કારાગારમાં મારે કેટલો કાળ વીતાડવો પડત, તે તો કેવળ પરમાત્મા જ જાણતો હશે! તરુણ મનુષ્ય, જ્યારે હું મારા સ્થાનમાં પહોંચીશ અને મારાં સાધનો મારા હસ્તમાં આવી જશે, તે વેળાયે તમારા આ ઉપકારનો મારાથી જેટલો બદલો વાળી શકાશે તેટલો હું વાળી આપીશ; પરંતુ કોઇ પણ પ્રકારનો મોટામાં મોટો બદલો આપવા છતાં પણ તમારા ઉપકારનો ભાર તો મારા શિરપર અવિચલ રહેવાનો છે; કારણકે, આ સંસારમાં આ ઉપકારનો બદલો તો છે જ નહિ અને એટલામાટે બદલો આપવા છતાં પણ હું આજન્મ તમારો આજ્ઞાધીન દાસ થઇને જ રહીશ. કૃપા કરીને તમારૂં નામ મને જણાવો કે જેથી મારી પ્રાર્થનાની વેળામાં મારાથી મારા ઉપકારક દેવને ધન્યવાદ તો આપી શકાય."

"મારૂં નામ ઑટો પિયાનલા છે;" ઑટોએ પ્રત્યુત્તરમાં કહેવા માંડ્યું: "પરંતુ શ્રીમાન્, આપ પાસેથી કોઈ પણ પ્રકારના પારિતોષિકને લેવાની મારી ઇચ્છા નથી; કારણ કે, મારો ચિત્રાલેખનનો વ્યવસાય છે અને મારા તે વ્યવસાયમાં અલ્પ સમય પૂર્વે જ મને ધનની યોગ્ય પ્રાપ્તિ થયેલી હોવાથી મારા સંસારમાંના વ્યવહારને ચલાવવામાટેનાં સાધનોથી હું વિહીન નથી. કદાચિત્ વિશાળ કુટુંબના નિર્વાહને ચલાવવા જેટલાં સાધનો મારી પાસે ન પણ હોય, છતાં અત્યારે હું અવિવાહિત હોવાથી મારા પોતાના નિર્વાહને ચલાવવા જેટલાં સાધનો તો અવશ્ય મારી પાસે છે જ. અસ્તુ: અત્યારે હવે એ વાર્તાને રહેવા દો; કારણ કે, મારે આપને કેટલાક શુભ તથા અશુભ સમાચાર સંભળાવવાના છે; પરંતુ એમાંના શુભ સમાચાર એવા અને એટલા પ્રબળ છે કે તે સાંભળીને અશુભ સમાચારના શ્રવણથી આપના હૃદયમાં થનાર શોક અવશ્ય આનંદના રૂપમાં જ ફેરવાઈ જશે, એવો મારો નિશ્ચય છે."

"અત્યારની મારી પરિસ્થિતિને જોતાં તો મને એજ યોગ્ય લાગે છે કે, મારા મિત્ર, પ્રથમ મને જે શુભ સમાચાર હોય, તે જ સંભળાવો; કારણ કે, જે ભાગ્યદેવીએ તમારાપર કૃપા કરી છે, તે જ ભાગ્યદેવીના અસહ્ય અત્યાચારો તથા આઘાતોને સહન કરી કરીને તથા વર્ષોનાં વર્ષો પર્યન્ત વિપત્તિઓમાં રહીને મારૂં હૃદય એવું તો

નિરાશ તથા છિન્નવિચ્છિન્ન થઇ ગયું છે કે, અત્યારે એક સાધારણ. શુભ સમાચાર પણ મારામાટે અમૃતની આવશ્યકતાને સારે તેમ છે. કેટલાક સમયથી અંધ થયેલા મનુષ્યને પુનઃ દષ્ટિની પ્રાપ્તિ થવાથી જેટલો આનંદ થવાનો સંભવ છે, તેટલો જ આનંદ મને શુભ સમાચારના શ્રવણથી મળી શકશે, એ નિર્વિવાદ છે."

"અત્યારે તો હું આપને પ્રથમ શુભ સમાચાર જ સંભળાવીશ." એમ કહીને ઑટોએ બેરનને પૂછ્યું કે: "શ્રીમાન્, ઈરીન્ નોટરસ્નું નામ આપના સ્મરણમાં છે ખરૂં કે ?"

"ઇરીન્ નોટરસ્ !" બેરને ઉદ્ગારના રૂપમાં બોલવાનો આરંભ કર્યો: "ઈરીન્ નોટરસ્ ! મારી દેવી, મારા ભાગ્યની તારા, મારી આશાની સજીવન પ્રતિમા, અને મારી સર્વ નિરાશાઓને ક્ષણ માત્રમાં જ વિદારનારી દેવબાલાને હું મારી આપત્તિના દીર્ઘ સમયમાં એક ક્ષણ માત્રને માટે પણ ભૂલ્યો નથી અને ભવિષ્યમાં કદાપિ ભૂલવાનો પણ નથી. ભદ્ર યુવક, તે ઇરીન્ નોટરસ્ વિશે તમો જે કાંઇ પણ જાણતા હો, તે એક પળ માત્રનો પણ વિલંબ ન કરતાં મને જણાવી દ્યો અને કહો કે, મારી તે પ્રાણેશ્વરી ક્યાં છે અને કેવી સ્થિતિમાં છે ? તે આ સંસારમાં છે કે સ્વર્ગમાં છે ?"

"મારા શ્રીમાન્, ઈરીન્ આ સંસારમાં જ છે અને જીવતી છે; માત્ર એટલું જ નહિ, પણ જે વેળાયે દમારકસ્માંના તેના પિતાના ઉદ્યાનમાં તમો બન્નેએ પ્રથમવાર પરસ્પર પ્રણયબદ્ધ થવાની પવિત્ર પ્રતિજ્ઞા કરી હતી, તે વેળાયે તેનો આપમાં જેવો અનુરાગ કિંવા પ્રણય હતો, તેવો જ તેનો આપમાંનો પ્રણય અદ્યાપિ અવિચલ તથા અખંડ જ છે." ઑટોએ શુભ સમાચાર સંભળાવવાનો આરંભ કરીને કહ્યું.

"હે મહાન્ ઈશ્વર, હું તારો અતિશય આભાર માનું છું !" બેરને પોતાના આનંદને દર્શાવવા માંડયો: "ઈરીન્ અદ્યાપિ જીવે છે અને તેનો મારામાંનો પ્રેમ અખંડ છે, એમ તમો કહો છો; પરંતુ એ શક્ય છે ખરૂં કે ? હું અત્યારે બંધનમુક્ત અને સ્વતંત્ર છું કે પેલા નરકાગારતુલ્ય કારાગારના મલિન કક્ષમાં એક દુર્ભાગી બંદિવાનની અવસ્થામાં જ પડયો છું ? હું સ્વપ્નમાં છું કે જાગ્રદવસ્થામાં છું ? નહિ, નહિ, હું સ્વપ્નમાં તો નથી જ; અત્યારે હું જાગ્રત છું અને મારા એક મિત્ર સાથે વાર્ત્તાલાપ કરી રહ્યો છું. ચંદ્રમા મારા શિરપર વર્ત્તમાન છે, હિમાચ્છાદિત પર્વતોની શ્રેણી મારી બન્ને બાજૂએ વિસ્તરેલી છે અને આ ક્ષણે હું માર્ગક્રમણના કાર્યમાં પ્રવૃત્ત

થયેલો છું ! તરુણ મનુષ્ય, મને મારા મસ્તિષ્કની આ અવ્યવસ્થા-માટે ક્ષમા કરજો; કારણ કે, જ્યારે કોઇ પણ મનુષ્ય મારાપર આવી પડેલાં સંકટો સમાન સંકટોને સહન કરે છે અને આપત્તિઓને અનુભવે છે, એટલે પછી તે સંકટમાંથી મુક્ત થતાં આશા કિંવા સુખનું જે પ્રથમ કિરણ તેના જોવામાં આવે છે, તેને પણ તે શંકા કિંવા અવિશ્વાસની દૃષ્ટિથી જોવા માંડે છે. અત્યારે મારી પણ એવી જ દશા થયેલી છે. કૃપા કરીને ઈરીન્ નોટરસ્ વિશેની પ્રત્યેક વાર્ત્તા મને જણાવો. તમે તેને ઓળખો છો ખરા કે ? તમોએ તેને જોએલી છે ? તે અત્યારે ક્યાં છે; અરે તે મારી પ્રણયિની અત્યારે કયા સ્થાનમાં અને કઈ ભૂમિમાં વસે છે ? ”

“ મારા શ્રીમાન્, હું ઈરીન્‌ને સારી રીતે ઓળખું છું અને અલ્પ સમયપૂર્વે જ મેં તેને જોઇ છે; ” ઑટોએ શુભ સમાચાર સંભળાવતાં સંભાળથી કહેવા માંડ્યું, “ તે કેટલાક સમયપૂર્વે વાયનામાં હતી અને ત્યાંથી તે કાર્નિઓલામાં આવી હતી. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, જે મઠમાંથી આપ છટકી આવ્યા છો, તે જ મઠમાં આપની તે પ્રાણેશ્વરી પ્રણયિનીએ એક રાત્રિ વીતાડી હતી અને મારા મહાનુભાવ, તે રાત્રિ તે ગઇ કાલની જ રાત્રિ હતી. ”

“ ગઇ કાલની રાત્રિ ! ” બેરન્ અત્યંત આશ્ચર્યને દર્શાવતો પોતાના ઉદ્‌ગારોને કાઢવા લાગ્યો: “ ત્યારે તો તે ક્યાંક નિકટમાં જ હોવી જોઇએ ! પરંતુ નહિ, આ ક્ષણે એક મહાભયંકર સંશય અચાનક મારા હૃદયમાં ઉત્પન્ન થયો છે;—મને સત્વર જણાવો કે, મારી તે પ્રિયતમા એ મઠના કાર્યવાહક પિશાચોના પંજામાં તો સપડાઇ નથી ને ? જો તે સંકટમાં હોય, તો ચાલો આપણે તેના ઉદ્ધારમાટે અહીંથી પાછા વળીએ અને........” અર્થાત્ પોતાના અંતિમ વાક્યને અપૂર્ણ જ રહેવા દઇને તે પ્રેમોન્મત્ત બેરને બળપૂર્વક તરુણ ચિત્રકારના હસ્તને પકડીને તેને આગળ ચાલતો અટકાવી દીધો.

“ નહિ, શ્રીમાન્, તે પિશાચોના પંજામાં સપડાયલી નથી, કિંતુ મુક્ત તથા સ્વતંત્ર સ્થિતિમાં છે; માત્ર એટલું જ નહિ, પણ આપની તે અનુરાગવતી પ્રિયા આ પર્વતોના મધ્યમાં જ છે, અહીંથી અતિશય નિકટમાં જ છે અને બહુધા એક પ્રહરના પ્રવાસ પછી........ ”

“ માત્ર એક પ્રહરના પ્રવાસ પછી.....” બેરને અત્યન્ત આશ્ચર્યચકિત થઇને ઑટોના અંતિમ શબ્દોનો પ્રતિધ્વનિ કર્યો અને

પૂછ્યું કે: "એક પ્રહરના પ્રવાસ પછી શું થવાનું છે ?"

"માત્ર એક પ્રહરના પ્રવાસ પછી આપ તેના મુખનું દર્શન કરશો અને તે પ્રણયિનીના મિલનાનન્દનો આસ્વાદ લઇ શકશો." ઑટોએ પોતાના અપૂર્ણ વાક્યની પૂર્ણાહુતિ કરીને કહ્યું.

આ શુભ સંવાદના શ્રવણથી એરન્‌ના હૃદયમાં હર્ષનો એટલો બધો અતિરેક થઇ ગયો કે જો ઑટોએ તેને પકડી ન લીધો હોત, તો અવશ્ય તે પૃથ્વીપર પછડાઇ પડ્યો હોત! એરન્ પુનઃ શુદ્ધિમાં આવીને ઉન્મત્તવત્ આશ્ચર્ય દર્શાવતો કહેવા લાગ્યો કે:—

"શું, આ સર્વ સત્ય છે? ખરેખર તમો પરમેશ્વરના મોકલેલા કોઈ ફિરિસ્તાજ છો અને મને દુઃખની ગર્તામાંથી કાઢીને સુખ તથા સ્નેહના સાગરમાં ઝીલાવવામાટે જ તમારૂં અહીં આગમન થયું છે! પ્રિયતમા ઈરીન્, શું આટલા અલ્પ સમયમાં જ મને તારા મુખચંદ્રના દર્શનનો અલભ્ય લાભ મળશે? શું તું અત્યારસુધી મારા જ અખંડ પ્રેમને હૃદયમાં ધારીને બેસી રહી છે? આહ, આજથી હવે સ્ત્રીના હૃદયને કપટપૂર્ણ દર્શાવવાનો અને પ્રમદાના પ્રેમને ક્ષણભંગુર કિંવા વિકારરૂપ કહેવાનો કોઇને કશો પણ અધિકાર રહ્યો નથી; કારણ કે, પરમાત્માએ સ્ત્રીના હૃદયને અત્યંત પવિત્ર મૃત્તિકામાંથી નિર્માણ કરેલું છે, એ ઈરીન્‌ના હૃદયથી નિર્વિવાદ સિદ્ધ થઇ ચૂક્યું છે!"

ઑટોએ તેના આ ઉદ્ગારોનું કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ; કારણ કે, જે વેળાએ એરન્‌ના મુખમાંથી સ્ત્રીના હૃદયની પવિત્રતા વિશે આ ઉદ્ગારો નીકળતા હતા, તે વેળાએ તેનું મન તેની ભગિની ઈડાના વિચારમાં તલ્લીન થયેલું હતું. તેની વિકારશીલા અને અપવિત્રહૃદયા સહોદરા ઈડાના વિકારવશ આત્મા તથા પવિત્રહૃદયા અને પ્રેમપ્રતિમા ગ્રીક સુંદરી ઈરીન્‌ના પ્રેમમય આત્મા વચ્ચે કેવો અને કેટલો અંતરાય રહેલો હતો, એના તુલનાત્મક વિચારને હૃદયમાં સ્થાન આપ્યા વિના તેનાથી રહી ન શકાયું.

અસ્તુ: ઑટોના ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં એરન્ પોતાના સંભાષણના પ્રવાહને આગળ વહેવડાવતો કહેવા લાગ્યો કે: "ઈરીન્ સાથે તમારો મેળાપ કેવી રીતે થયો અને ઈરીન્ આ પાર્વતીય પ્રદેશમાં શા કારણથી આવી હતી, ઇત્યાદિ પ્રશ્નો તમને હું પૂછવાનો નથી; કારણ કે, મારી એવી જ માન્યતા છે કે, આ સર્વ ઘટનાઓ આકસ્મિક સંયોગોથી બની નથી; કિન્તુ આ સર્વ ઘટનાઓ કેવળ પરમાત્માની પ્રેરણાથી જ થયેલી છે! પરંતુ આ સર્વ વૃત્તાન્ત

જ્યારે મારી અને મારી જ ઈરીનના પોતાના મુખથી હું સાંભળીશ, તે વેળાયે એમાં વળી સ્વર્ગીય માધુર્યની જ છટા આવી જશે ! મારા પ્રિય તરુણ મિત્ર, તમોએ ખરેખર જ મારાં શ્રવણોમાં શુભ સમાચારરૂપ સુધાનું સિંચન કર્યું છે અને મારી ધારણા કરતાં આ સમાચાર એટલાબધા શુભતમ છે કે, આ શુભ સમાચારના શ્રવણથી તમો જે અશુભ સમાચાર હવે પછી મને સંભળાવવાના છો, તે સાંભળવાની શક્તિ પણ મારામાં આવી ગઇ છે. ”

“ મારા શ્રીમાન્, અશુભ સમાચાર કેવળ તે અતુલ સ્થાવર તથા જંગમ સંપત્તિના સંબંધમાં જ છે કે જે સંપત્તિ એક સમયમાં આપની પોતાની જ હતી. ” ઑટોએ સંભાષણના પ્રવાહમાં જ અશુભ સમાચારનો પૂર્વાભાસ કરાવ્યો.

બેરન્ કાંઈક વિચારમાં પડી ગયો અને ત્યારપછી ગંભીરતાથી કહેવા લાગ્યો કે: “ એક સમયમાં તે સંપત્તિ મારી પોતાની જ હતી, એથી તમો શું કહેવા માગો છો વારૂ ? શું તે સંપત્તિ એક સમયમાં મારી પોતાની હતી અને હવે કોઇ બીજાની થઈ ગઇ છે ? જ્યારે હું કારાગૃહમાં હતો, તે વેળાયે તે સર્વ સંપત્તિ મારાપર અત્યાચાર કરનારાઓના નામપર ચઢાવી દેવામાટેનું અને તેમાટેના તૈયાર કરેલા દસ્તાવેજપર હસ્તાક્ષર કરી આપવામાટેનું મારાપર બહુ જ દબાણ કરવામાં આવ્યું હતું અને જો હું તેમની ઇચ્છા પ્રમાણે તે દસ્તાવેજપર હસ્તાક્ષર કરી આપું, તો મને બંધનમુક્ત કરવાનો લોભ પણ બતાવવામાં આવ્યો હતો; પરંતુ મારી સમસ્ત પૈતૃક સંપત્તિના બદલામાં મારી સ્વતંત્રતાને ખરીદવાનો માર્ગ મને યોગ્ય ન લાગવાથી મેં તેમના એ પ્રસ્તાવનો અંતપર્યન્ત અસ્વીકાર અને અસ્વીકાર જ કર્યો હતો અને મેં તે વેચાણખતપર મારા હસ્તાક્ષર ન કર્યા તે ન જ કર્યા. મેં અર્ધ સંપત્તિના વેચાણનો દસ્તાવેજ કરી આપવાનું સ્વીકાર્યું હતું, પરંતુ મારા તે પ્રસ્તાવનો તેમણે અસ્વીકાર કર્યો હતો. મેં પણ તેમના સર્વ અત્યાચારોને સહન કરી લીધા, પણ મારી સમસ્ત સંપત્તિ તેમને લખી ન આપી. અર્થાત્ તેમની પાસે મારી સંપત્તિને પોતાના અધિકારમાં કરી લેવામાટેનું એવું કોઈ પણ સાધન છે જ નહિ તેમ જ અમારા રાજાને પણ મેં મારાપર કોપાયમાન થવાનું એવું કોઇ કારણ આપ્યું નથી કે જેથી રાજા મારી સંપત્તિને જપ્ત કરી લે અને મારા હિતનો નાશ કરી નાખે. સારાંશ કે, કોઇ પણ સંયોગ એવો નથી કે, જેથી મારી સંપત્તિ બીજા કોઇના હાથમાં જઇ શકે અને તે સંપત્તિનો સ્વામી

બીજો કોઇ થઇ શકે ? જો બીજો કાંઈ ભેદ હોય, તો તે પરમાત્મા જાણે; મારો નિશ્ચય આવો છે, એ નિર્વિવાદ છે."

"ત્યારે મારા મહાનુભાવ, કૃપા કરીને મારા એક પ્રશ્નનું યથાર્થ ઉત્તર આપવાની ઉદારતા દર્શાવશો ખરા કે ?" એ પ્રમાણેનો પ્રસ્તાવ કરીને ઑટોએ પૂછવાનો આરંભ કર્યો કે: "જે પુરુષ શરીરાકૃતિ, રૂપ, રંગ અને દેખાવમાં સર્વથા આપના જેવો જ હોય અને જે લોકો કોઈ પણ સિક્કાને તેના આકાર તથા તે-પરની છાપને જોઇને, તેમાંના ધાતુની પરીક્ષા કરીને તે કથીર છે કે સુવર્ણ છે, એ વિશેના નિશ્ચયમાટે થોભ્યા વિનાજ તેનો સુવર્ણના સિક્કા તરીકે સ્વીકાર કરી લેનારા હોય છે, તેવા લોકો જે પુરુષના બાહ્ય આકારને જોતાં જ જેનો બેરન્ જેર્નિન્ તરીકે સ્વીકાર કરી લે, એવો કોઇ પુરુષ આ સંસારમાં અસ્તિત્વ ધરાવતો આપના જાણવામાં છે ખરો કે ?"

"હા, આ સંસારમાં અવશ્ય એવો એક પુરુષ અસ્તિત્વ ધરાવે છે અને તે એવો તો દુષ્ટાત્મા, કૃતઘ્ન તથા ચાંડાલ પ્રકૃતિનો છે કે, તેના જેવો ચાંડાલ મનુષ્ય બીજો આ સંસારમાં મળવાનો જ નથી." બેરને તિરસ્કારપૂર્વક એ ઉત્તર આપીને સામો પ્રશ્ન પૂછયો કે: "પણ તેની સાથે તમારી વાર્તાનો શો સંબંધ છે વારૂ ?"

"માન્યવર મહાશય, જે અશુભ સમાચાર હું આપને સંભળાવવાનો છું તે સાંભળવામાટે તૈયાર થઇ જાઓ;" ઑટોએ હવે અશુભ સમાચાર સંભળવા માંડયા: "તે મનુષ્યે આપનું નામ ધારણ કરી લીધું છે, આપની સમસ્ત સ્થાવર તથા જંગમ સંપત્તિને પોતાના અધિકારમાં લઈ લીધી છે અને એવી રીતે આપની જે સંપત્તિ રાજ્યના ઉચ્ચતમ ન્યાયાલયવડે રક્ષાયલી હતી, તે સંપત્તિને અધિકૃત કરી લેવામાં વિજયી થઇને તેનો તે દુષ્ટાત્માએ મુક્ત હસ્તે અને કોઇ પણ પ્રકારના સંકોચ વિના ભયંકર અપવ્યય પણ કરવા માંડયો છે."

"શું, એગરી વૉલ્સ્ટીને આટલી સીમાપર્યન્ત આગળ વધવાની હિંમત કરી છે !" થિયોડોર ફૉન જેર્નિને તિરસ્કારદર્શક હાસ્ય કરીને બોલવા માંડયું: "તે નીચ શ્વાન મારા પૈતૃક ગૃહમાં પ્રવેશીને યથેચ્છ ધામધૂમ કરી રહ્યો છે. અને મારા પિતા તથા મારા કાકાની જે કષ્ટપૂર્વક મેળવેલી સંપત્તિ છે, તે સંપત્તિનો અત્યારે આવા એક નીચ અને દુરાચારી મનુષ્યના હસ્તથી તેની નીચ વાસનાઓ તથા દુર્વ્યસનશીલતાને તૃપ્ત કરવાના કાર્યમાં આવો દુરુપયોગ થાય છે, એ કાંઇ જેવા તેવા શોકનો વિષય તો ન જ કહી શકાય !"

"શ્રીમાન્, અત્યારસુધી મારી એવી ધારણા હતી કે તે દુષ્ટાત્માનો અથથી ઇતિ પર્યન્ત સમસ્ત વૃત્તાન્ત મારે આપને સંભળાવવો પડશે અને ત્યારે જ તેની ભયંકરતાને આપ જાણી શકશો; પરંતુ આપ બહુ અંશે તેની નીચતાથી પરિચિત છો એટલે મારા પરિશ્રમની ન્યૂનતા થઈ ગઈ છે." આમ કહીને ઑટોએ પરિશિષ્ટ તરીકે જણાવ્યું કે: "મહાનુભાવ, તે દુષ્ટ મનુષ્યે કેવળ આપની જ હાનિ કરી છે, એમ નથી; કિન્તુ કેટલેક અંશે તેણે મારી પ્રતિષ્ઠાની પણ હાનિ કરી છે; કારણ કે, આપના ધારણ કરી લીધેલા નામથી તેણે મારી ભગિની સાથે લગ્નસંબંધ કરી લીધો છે."

"તમારી ભગિની વૉલ્સ્ટીનની પત્ની છે?" થિયોડોરે ગર્જના સમાન સ્વરથી એ વાકય ઉચ્ચાર્યું અને ત્યારપછી થોડીકવાર અટકી જઈને પુનઃ તેણે કહેવા માંડયું કે: "ચિન્તા નહિ; તમારાં સંબધિજનો કદાચિત્ અત્યંત નીચ અવસ્થામાં પડી ગયેલાં હશે, તો પણ હું તેમને ઉચ્ચ અવસ્થામાં લાવીશ, તેમને માન તથા મર્યાદાની દૃષ્ટિથી નિહાળીશ, તેમને મારાં મિત્રો કરીશ અને તમારા ઉપકારને સ્મરીને તેમનામાં પણ નિરંતર શુદ્ધ પ્રેમ રાખતો રહીશ!"

તેના આવા ઉત્કૃષ્ટ ઉદ્ગારોને સાંભળીને ઑટો તેની પ્રશંસા કરતો કહેવા લાગ્યો કે: "આહ, મારા કૃપાળુ મહાશય, શ્રીમતી ઈરીને આપના હૃદયના જે પરમોત્કૃષ્ટ સદ્‌ગુણોની મારા સમક્ષ પ્રશંસા કરી હતી, તે અક્ષરશઃ સત્યજ હતી, એમ અત્યારે પ્રત્યક્ષ મારા જોવામાં આવી શકે છે. મારા મુખથી જે શુભ તથા અશુભ સમાચાર હું આપને સંભળાવવાનો હતો, તે સંભળાવી ચૂકયો છું. શુભ સમાચારનો સાર એ છે કે, એક બાજૂએ એક ભુવનમોહિની સુંદરી,—માયાળુ, વિશ્વાસપાત્ર તથા અત્યંત ધનાઢય રમણી,—અતિશય આતુરતાથી આપને પોતાના બાહુપાશમાં પ્રેમથી બદ્ધ કરવાના પ્રસંગની પ્રતીક્ષા કરતી બેઠી છે; અને અશુભ સમાચારનો નિષ્કર્ષ એ છે કે, બીજી બાજૂએ એક અત્યંત નીચ અને પ્રપંચપરાયણ દુરાત્મા દાંભિક પુરુષ કે જે આપનાં નામ, સંપત્તિ તથા પદવીનો બળાત્કારે ભોક્તા થઇ પડયો છે, તે કદાચિત્ એ સર્વ વસ્તુઓ આપને પાછી આપવાના પ્રસંગે આકાશ તથા પાતાળને એક કરી નાખશે અને જબરૂં તૂફાન મચાવશે, એવી મારી માન્યતા છે."

"તેના અને મારા વચ્ચેનો એ વિવાદ દીર્ઘકાળ પર્યન્ત ટકી શકે તેવો નથી; એ વિવાદનો અંત તો એક ક્ષણ માત્રમાં જ આવી જશે અને મારૂં સર્વસ્વ મને પાછું મળશે;" બેરન્ કાંઈક કર્કશતાથી

કહેવા લાગ્યો: "પરંતુ અત્યારે હવે એ વિષયની વિશેષ ચર્ચા ચલાવવાની કશી પણ આવશ્યકતા નથી. અત્યારે મારા હૃદયમાં કેવળ ઈરીન્ વિના અન્ય કોઇ પણ વિષયનો વિચાર નથી. તે સુંદરીના દર્શન તથા સમાગમનો મને પ્રથમવાર લાભ મળ્યો હતો, તે ઘટનાને આજે પંદર વર્ષ જેટલો દીર્ઘ કાળ થવા આવ્યો છે. મારા તરુણ મિત્ર, તમો પણ કોઈવાર પ્રેમમાર્ગના પ્રવાસી થયા છો ખરા કે? નહિ, પ્રેમમાર્ગના પ્રવાસનો તમને અનુભવ નથી થયો અને તેથી એ પંદર વર્ષના કાળમાં એ પ્રેમના કારણથી મેં કેવી અને કેટલી ભયંકર વેદનાઓને સહન કરી છે, એની તમારાથી સાધારણ કલ્પના પણ કરી શકાય તેમ નથી. એ કાલાવધિમાં અનેક પ્રકારના અત્યાચારો, દાસત્વ અને કારાગૃહવાસ આદિ અનેક પ્રકારની વેદનાઓને સહન કરવાના પ્રસંગો મને પ્રાપ્ત થયેલા છે; પરંતુ મને મારી એ પ્રિયતમાના વિયોગથી જે વેદના થઇ છે. તેની સાથે સરખાવતાં તે અન્ય સર્વ વેદનાઓ મને નહિ જેવી જ ભાસે છે! જેવો પ્રેમ મેં રાખ્યો છે અને અદ્યાપિ રાખું છું, તેવા પ્રકારનો પ્રેમ રાખવો એનો અર્થ એટલોજ થાય છે કે, માત્ર એક જ વિચાર: એક જ ભાવના અને અસ્તિત્વના કેવળ એક જ ધ્યેય કિંવા સ્વરૂપને હૃદયમાં દઢતાથી સ્થાન આપવું અને આ સંસારમાંની અન્ય વસ્તુનો કદાપિ વિચાર માત્ર પણ કરવો નહિ, આ પ્રેમ કિંવા પ્રણયને જીવન સાથે કેવળ એક જ સૂત્રથી બાંધી શકાય છે અને તે સૂત્ર કોઈવાર એક નિમેષ માત્રમાં જ તૂટી જાય છે અને તેની સાથે પ્રેમીના જીવનનો પણ અંત આવી જાય છે. મારી પ્રિયતમાના વિયોગથી કદાચિત્ મારા જીવનનો પણ અંત આવી જાત; પણ મને આ સંસાર સાથે બાંધી રાખનારી શૃંખલા કાંઇક દઢ તથા સબળ હતી; કારણ કે, મારા હૃદયમાં મારી પ્રિયતમાના વર્ત્તન વિષયક સંશય કિંવા દ્વેષનો ભાર પડ્યો જ નહોતો. હું ઈરીનના હૃદયને સારી રીતે જાણતો હતો અને ઈરીનનો પ્રેમ પણ મારા જ પ્રેમ જેવો દઢ તથા અવિચલ હોવાથી તે મારી પ્રતિમાને પોતાના અંતઃકરણમાંથી કદાપિ દૂર કરવાની નથી: તે પોતાના હૃદયમાં મારું વિસ્મરણ કદાપિ થવા દેવાની નથી અને અન્ય કોઇ પણ પુરુષના પ્રણયને પોતાના હૃદયમાં સ્થાન આપવાની નથી, એવો મારો દઢતમ નિશ્ચય તથા વિશ્વાસ હતો અને મારા એ વિશ્વાસે જ મારા દગ્ધ હૃદયમાં આશાનાં કિરણોની શીતલ છાયા પ્રસારીને મારા પંદર વર્ષના દુઃખદાયક કારાગૃહવાસમાં પણ મારા જીવનને ટકાવી રાખ્યું હતું. જો મારી તે પ્રણયિનીની દઢતા વિશે

મારા હૃદયમાં લેશ માત્ર પણ સંશય ઉદ્ભવ્યો હોત; તો અવશ્ય હું ગાંડો થઈ ગયો હોત અને મારા મસ્તકને પાષાણની ભીંત સાથે અફાળીને જે કારાગૃહમાંથી તમો મને છોડવી લાવ્યા છો; તે કારાગૃહમાં જ મેં મારા પ્રાણોનું વિસર્જન કરી નાખ્યું હોત ! પરંતુ હું એ સારી રીતે જાણતો હતો કે; મારી હૃદયેશ્વરી ઈરીન્‌નું હૃદય તે કોઇ સાધારણ કિંવા સામાન્ય હૃદય નહોતું અને તેનો આત્મા અત્યંત પવિત્ર, અવ્યભિચારી તથા વિશુદ્ધ પ્રેરણાઓથી આકંઠ ભરેલો હતો. આ કારણથી મારા કારાગૃહવાસમાં પણ કેટલીક વાર મારા મનમાં આનંદની ઊર્મિઓ ઊછળી આવતી હતી અને જાણે કોઇ અજ્ઞેય ધ્વનિ આવીને મારાં શ્રવણોમાં 'ઈરીન્ જીવતી છે ? અને ઈરીન્ જો જીવતી હોય તો કેવળ તારામાટેજ જીવે છે !' આવા પ્રકારના વાક્યામૃતને સિંચતો હોયની ! એવો ભાસ મને વારંવાર થયા કરતો હતો. જો આવું અજ્ઞેય આશ્વાસન મને ન મળ્યું હોત; તો મારા કેશ ક્યારનાય શ્વેત થઇ ગયા હોત; અને મારી અશ્રુધારાએ મારાં નેત્રોને ક્યારનાંય અંધ કરી નાખ્યાં હોત ! મારા પ્રિય તરુણ મિત્ર ! સ્નેહ અવશ્ય એક આશ્વાસન છે અને એવું અદ્ભુત આશ્વાસન છે કે: જેણે અનેક પ્રકારની શારીરિક તથા માનસિક વેદનાઓ હોવા છતાં પણ પંદર વર્ષ પર્યન્ત મારા જીવનને ટકાવી રાખવાના કાર્યમાં મને સ્વર્ગીય સહાયતા આપી છે ! ”

બેરન્‌ના આ નિષ્કપટ ભાવથી ઉચ્ચારેલા શબ્દોનું ઑટોના અંતઃકરણમાં એવું તો ગહન પરિણામ થયું કે કેટલીકવાર સુધીતો તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. એજ વેળાએ માર્ગ પણ એવો આવ્યો કે નિરુપાય થઈને એકની પાછળ બીજાએ ચાલવાનો પ્રસંગ આવી પડ્યો; કારણ કે, બન્નેથી સાથે ચાલી શકાય તેમ હતું જ નહિ અને તેથી વાર્તાલાપનો પ્રસંગ સ્વાભાવિક જ અટકી ગયો.

જે વેળાએ ઑટો; બેરન્ થિયોડોર, મૅજિની તથા મિલ્ડ્રેડા ઈરીને પોતાના એ પાર્વતીય સહચરો સહિત જે પર્ણકુટીમાં મુકામ કર્યો હતો તે પર્ણકુટીપાસે આવી લાગ્યાં; તે વેળાએ મધ્યરાત્રિ પછી લગભગ એક કલાકનો સમય થવા આવ્યો હતો.

તે પર્ણકુટીને જોઈને મૅજિનીએ ધીમા સ્વરથી કહ્યું કે: “બારીમાંથી પ્રકાશ બહિર્ગત થતો દેખાય છે અને ચિમનીમાંથી ધૂમાડો પણ નીકળતો હોય, એમ જણાય છે. ”

“ પરમાત્માનો અત્યંત ઉપકાર કે ઈરીન્ અને તેના સાથીઓ

નિર્વિઘ્ન આ સ્થાનનાં આવી પહોંચ્યાં છે;" ઍંટોએ એક ફાટમાંથી પર્ણકુટીમાં દૃષ્ટિપાત કરીને અતિશય મંદ સ્વરથી કહ્યું; અને ત્યારપછી તેણે બેરનને પૂછ્યું કે: "ત્યારે શ્રીમાન્; હું જો પર્ણકુટીમાં પ્રથમ પ્રવેશ કરીને શ્રીમતી ઈરીનને આપના આગમનના સમાચાર સંભળાવું અને આપના સત્કારમાટે તૈયાર થઇ રહેવાનું કહું; તો તેમાં આપને કશો વાંધો તો નથી ને ?"

પરંતુ તેના એ પ્રશ્નનું ઉત્તર બેરનના મુખમાંથી હજી તો નીકળ્યું પણ નહોતું; એટલામાં તો ઈરીનના સુકોમળ કંઠમાંથી નીકળતા એક મધુર સંગીતનો ધ્વનિ આવીને તેમનાં શ્રવણોમાં પ્રવેશ કરવા લાગ્યો. ઈરીન્ પોતાના મધુર તથા સુસ્વર કંઠથી નિમ્નલિખિત સંગીત ગાતી હતી:—

ગઝ.લ

" જ્યાં જ્યાં નજ.ર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની !
માશુકોના ગાલની લાલી મહીં લાલી, અને,
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો ત્યાં ત્યાં નિશાની આપની !
જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર;
તેની ઉપર ચાલી રહી નાજુ.ક સવારી આપની !
તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં;
તે યાદ આપે આંખને ગયબી કચેરી આપની !
આ ખૂનને ચરખે અને રાતે અમારી ગોદમાં;
આ દમ બદમ બોલી રહી ઝીણી સિતારી આપની !
આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઇ રહી છે આપની !
દેખી બુરાઇ ના ડરૂં હું, શી ફિકર છે પાપની;
ધોવા બુરાઇને બધે ગંગા વહે છે આપની !
થાકું સિતમથી હોય જ્યાં ના કોઈ ક્યાંયે આશના;
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની !
જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને;
એહસાનમાં દિલ ઝૂકતું, રહેમત ખડી ત્યાં આપની !
પ્યારો તજીને પ્યાર કોઇ આદરે છેલ્લી સફર;
ધોવાઇ યાદી ત્યાં રડાવે છે જુદાઇ આપની !
રોઉં ન કાં એ રાહમાં બાકી રહીને એકલો;
છે આશકોના રાહની જે રાહદારી આપની !

જૂનું નવું જાણું અને રોઉં હસું તે તે બધું;
જૂની નવી ના કાંઇ તાજી એક યાદી આપની!
ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી;
જોયું ન જોયું છો બને, જો એક યાદી આપની!
કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી;
છે આખરે તો એકલી ને એ જ યાદી આપની!"×

"હા, એજ કંઠસ્વર! આ મધુર મનોહર કંઠસ્વરને હું સારી રીતે ઓળખું છું અને એજ કંઠસ્વરથી ગવાયલું એ જ મોહક સંગીત દમાસ્કસમાં મેં એક વાર નહિ, પણ અનેક વાર સાંભળ્યું છે!" ઉપર્યુક્ત પ્રણયસંગીતના શ્રવણથી પવિત્ર આનંદ તથા ભક્તિવડે પોતાના ઉભય હસ્તોને એકત્ર કરીને જેર્નિન્ના બેરન્ થિયોડોરે ધીર સ્વરથી એ પ્રમાણેનો ઉદ્‌ગાર કાઢ્યો.

સંગીતની સમાપ્તિ થઈ અને ત્યારપછી ઇરીન્નો એ આશક વધારે વાર ધૈર્યને પોતાના હૃદયમાં સ્થાન આપી શક્યો નહિ.

ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે થિયોડોરે તે પર્ણકુટીમાં જવા માંડ્યું અને ઑટોએ તેને પકડી રાખવાનો પ્રયત્ન કર્યો; કારણ કે, જો આવી રીતે અચાનક ઉભય પ્રેમી આત્માઓનું સંમેલન થઇ જશે, તો કદાચિત્ હર્ષના અતિરેકથી ઉભયનાં પ્રાણપક્ષી તેમનાં શરીર-પિંજરોને ત્યાગીને સ્વર્ગમાં પ્રયાણ કરી જશે, એવો ઑટોના હૃદયમાં સંપૂર્ણ ભય હતો અને તેથી જ તેણે થિયોડોરને રોકવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ તેનો એ પ્રયત્ન સફળ થઇ શક્યો નહિ. બેરન્ થિયોડોર બળપૂર્વક ઑટોના હાથમાંથી છટકીને અશ્રુપૂર્ણ નયનોથી દોડતો દોડતો પર્ણકુટીના દ્વારસમક્ષ જઇ પહોંચ્યો, દ્વારને તેણે એક ધક્કાથી ઉઘાડી નાખ્યું અને ત્યારપછી તેણે પર્ણકુટીના આંતરિક ભાગમાં પ્રવેશ કર્યો.

ગ્રીક્ સુંદરી ઇરીન્ પોતાના સ્થાનપરથી ઊઠીને દોડતી આગળ વધી આવી અને અન્ય ક્ષણે તો પોતાના પ્રિયતમના બાહુપાશમાં બદ્ધ થઇને આનંદથી ડોલવા લાગી.

થિયોડોરના મુખમાંથી પ્રથમ એટલો જ શબ્દ નીકળી શક્યો

× આ સ્થળે મૂળ અંગ્રેજીમાં 'Syria's Daughter" શીર્ષક એક અન્ય આંગ્લ કાવ્ય આપેલું છે; પરંતુ કલાપીના આ કાવ્યમાં આ પ્રસંગને દર્શાવનારા ભાવો અધિક પ્રમાણમાં હોવાથી અહીં આ કાવ્ય જ આપવામાં આવ્યું છે.

અનુવાદક

કે: " ઇરીન્ ! " અને ઈરીન્ પણ માત્ર એટલો જ શબ્દ ઉચ્ચારી શકી કે: " થિયોડોર ! "

એ પછી એ ઉભય પ્રેમપ્રતિમાઓએ આનંદાશ્રુના પ્રવાહને વહેવડાવવાનો તથા પરસ્પર એકબીજાના ઓઠો, કપોલો તથા ભાલપ્રદેશોને ચુંબનથી આર્દ્ર કરવાનો આરંભ કરી દીધો. ચુંબનના વ્યવસાયની સાથે આલિંગનનો વ્યવસાય પણ ચાલવા લાગ્યો અને તે સાથે તેમનાં મુખમાંથી એક બીજાને ઉદ્દેશીને એવાં સહસ્રશઃ વિશેષણોના ઉચ્ચાર સંભળાવા લાગ્યા કે જે વિશેષણોમાં પ્રિયતમ પ્રાણેશ, હૃદયેશ્વર, પ્રેમભાજન તથા પ્રિયતમા, પ્રાણેશ્વરી, હૃદયેશ્વરી, પ્રેમપ્રતિમા અને મનોદેવી આદિ વિશેષણોનો અંતર્ભાવ થઈ જાય છે. કારણ કે, ઉભયનાં હૃદયમાં પ્રેમનો અતિરેક થવાથી અત્યારે તેમનામાં એ શબ્દો વિના અન્ય કોઇ પણ પ્રકારના શબ્દોને ઉચ્ચારવાનું સામર્થ્ય હતું જ નહિ.

ઓહ ! પરમાત્માનો કેવો ઉપકાર કે, એ પ્રેમી વિયોગી આત્માઓનો તેની કૃપાથી આમ અચાનક સંયોગ થયો ! એવો અહૃદય મનુષ્ય તો આ સંસારમાં કોઇ ભાગ્યે જ હશે કે, આવા કરુણોત્પાદક દૃશ્યને જોઈને જેનાં નેત્રોમાં આનંદાશ્રુનો લેશ માત્ર પણ આવિર્ભાવ ન થાય; અર્થાત્ આ દૃશ્યને જોઇને સર્વ સહૃદય મનુષ્યોનાં નયનો અવશ્ય અશ્રુપૂર્ણ થવાનો સંભવ હતો.

કેટલાક સમય પછી અંતે એ ઉભય પ્રેમીઓ પરસ્પર આલિંગનના બંધનથી મુક્ત થયાં અને તેનું મુખ્ય કારણ એ હતું કે; જે મનુષ્યોએ જીવસટોસટના અગાધ પરિશ્રમો વેઠીને થિયોડોરને કારાગૃહમાંથી છોડવ્યો હતો; તે મનુષ્યોપ્રતિ પોતાની કૃતજ્ઞતાને દર્શાવવામાટે તથા અંતઃકરણ પૂર્વક તેમનો ઉપકાર માનવામાટે ઈરીન્નું કૃતજ્ઞ હૃદય અતિશય અધીર થઇ રહ્યું હતું.

ઈરીન્ ઑટોને ઉદ્દેશીને અત્યંત શાલીનતાથી કહેવા લાગી કે: " ઉદારાત્મા યુવક ! તમારી સાથે કેવી રીતે બોલવું અને કયા શબ્દોમાં તમારો આભાર માનવો; એ જ હું સમજી શકતી નથી. આ વીર ઇટાલિયન કૃષિકારને એના પરિશ્રમનું યોગ્ય પારિતોષિક અવશ્ય આપવામાં આવશે તેમજ મિલ્ડ્રેડાને પણ તેના પરિશ્રમનો બદલો સારી રીતે મળી રહેશે; પણ પ્રિય મિત્ર ઑટો; શું બોલું ? તમને તો હું કેવળ એક સહોદરા તરીકેનો મારો શુદ્ધ સ્નેહ જ સમર્પું છું અને મારા પ્રિયતમ થિયોડોર સદાને માટે તમારા બંધુ થઇ રહેશે ! હવે તમો અમને ત્યાગીને અન્યત્ર કયાંય પણ જશો નહિ; કારણ કે, હવે

તમારા જીવનસુખની ચિન્તા રાખવી, એ અમારૂં પ્રમુખ કર્ત્તવ્ય છે." આ શબ્દો ઉચ્ચારીને ઈરીને બૅરન્ પ્રતિ એક વિશિષ્ટ અર્થ-સૂચક દૃષ્ટિપાત કર્યો.

ઈરીન્‌ના દૃષ્ટિપાતના ભાવાર્થને સમજી જઇને થિયોડોર કહેવા લાગ્યો કે: "હૃદયેશ્વરી, તારા મુખમાંથી નીકળેલા પ્રત્યેક શબ્દને હું અંતઃકરણ પૂર્વક અને કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારૂં છું; કારણ કે, મારી પણ એવીજ ઇચ્છા છે કે આપણો આ ઉપકારક દેવ ઑટો એક નિમેષ માત્રને માટે પણ આપણાથી વિયુકત ન થાય !" એ પછી તે ઑટોને સંબોધીને બોલ્યો કે: "ઑટો, અત્યારથી હવે આપણે બંધુ છીએ અને ઈરીન્ તમારી ભગિની છે, એમ જ તમારે માનવાનું છે; અર્થાત્ આપણે આજે સદાને માટે એક બીજા સાથે આત્મીયતાના પવિત્ર બંધનથી બંધાઇએ છીએ, એ વાર્ત્તાને તમારે કદાપિ ભૂલી જવાની નથી."

તરુણ ચિત્રકારે કેવળ ઈરીન્ તથા થિયોડોરના હસ્તમાં હસ્ત મેળવ્યો અને મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ; કારણ કે, આ આનંદના અવસરે તેના હૃદયને એવું તો ગદ્‌ગદ કરી નાખ્યું હતું કે ઇચ્છા હોવા છતાં પણ તેના મુખમાંથી શબ્દ બહાર નીકળી શકતો નહોતો.

એ પછી ઈરીન્‌ના એ પાર્વતીય માર્ગદર્શક સહચરોએ પોતાના ખુર્જિન્‌માંની ભોજ્ય વસ્તુઓને કાઢીને વ્યવસ્થાપૂર્વક ટેબલપર મૂકી દીધી; ઉષ્ણતામાટે અંગીઠીમાં કાષ્ઠો નાખવામાં આવ્યાં અને અંતે એ સર્વ પ્રવાસિજનોએ ભોજનને ન્યાય આપવાનો આરંભ કરી દીધો.

## પ્રકરણ ૨૦ મું

### જેર્નિન્ મહાલયમાંનું એક દૃશ્ય

ઉપર વર્ણવેલી ઘટનાઓ પછી બે માસ જેટલો કાળ વહી ગયો હતો. વાયનામાંના જેર્નિન્ મહાલયમાંના પોતાના કક્ષમાં ઈડા અત્યારે અનેક પ્રકારના વિચાર તથા તર્કવિતર્કમાં નિમગ્ન થઇને બેઠી હતી. સંધ્યાનો સમય હતો અને ટેબલપર એક દીપક ( લૅમ્પ ) રખાયલો દેખાતો હતો. તે ટેબલપર પોતાની કોણીને ટેકવી હથેળી-માં મસ્તકને મૂકી ઈડા વિચારની ગાઢ નિદ્રામાં લીન થઇ હતી એટ-લામાં અચાનક તેના કક્ષનું દ્વાર ઉઘડ્યું અને તેના પતિએ કક્ષમાં

પ્રવેશ કર્યો. ઈડાએ એક જ વારના અવલોકનથી જાણી લીધું કે; તેનો નિત્યની ભુંડી ટેવ પ્રમાણે આજે પણ તે મદિરાના મદથી ઉન્મત્ત થઇને જ ત્યાં આવ્યો હતો અને એથી તેના હૃદયમાં એક પ્રકારનો ખેદ થવા લાગ્યો.

ખેદના આવેશમાં ઈડાએ પોતાના પતિને સંબોધીને કહ્યું કે: "તમારા મિત્ર શર્મન્ સાથેના મદિરાપાનના આનંદને ત્યાગીને કલાલખાનામાંથી અત્યારે તમો અહીં શામાટે આવ્યા છો વારૂ ? શું હવે તમો તેના આનંદજનક સમાગમથી અંતે કંટાળી ગયા છો ? મને લાગે છે કે, છેલ્લા થોડાક મહિના થયા જ્યારથી તે આ મહાલયમાં સ્થાયી નિવાસ કરીને રહેવા લાગ્યો છે અને તમારા કરતાં પણ અધિક સ્વામિત્વ દર્શાવવા લાગ્યો છે, ત્યારથી........"

ઈડાના વાક્યની સમાપ્તિ થવા પૂર્વે જ તેનો પતિત પતિ અધીરતાથી પોકાર કરીને કહેવા લાગ્યો કે: "ઈડા, આવા પ્રકારનો વ્યર્થ પ્રલાપ ન કર અને આપણા વચ્ચે જે છેલ્લો કરાર થયેલો છે તેનું સ્મરણ કર. આપણા વચ્ચે છેલ્લો કરાર એવો થયો છે કે, તને યોગ્ય લાગે તેવી રીતે તારે વર્ત્તવું અને મને યોગ્ય લાગે તેમ મારે વર્ત્તવું. આપણે આપણી એ શર્તોને દૃઢતાથી પાળવી જ જોઇએ; કારણ કે, એ શર્તોને પાળવામાં જ આપણું પરસ્પર કલ્યાણ છે ! અને આપણી યોગ્યતા પણ એમાં જ સમાયલી છે ! !"

"જ્યારે એમ જ છે, તો પછી અત્યારે મારા વિચારના સમયમાં મારી આજ્ઞાવિના જ તમો આ કક્ષમાં શા કારણથી આવ્યા છો ?" ઇડાએ પોતાના સ્વભાવની પ્રખરતા દર્શાવીને પૂછ્યું.

"હું અત્યારે અહીં એ કારણથી આવ્યો છું કે, મારે તને કાંઇક કહેવાનું છે અને તે અત્યંત આવશ્યકીય છે;" એમ કહીને તે એક આસનપર બેસી ગયો અને ત્યારપછી પોતાની વાર્ત્તાને આગળ લંબાવીને કહેવા લાગ્યો કે: "સત્ય વાર્ત્તા તો એ છે કે, શર્મનના હૃદયમાં અચાનક તારા પ્રેમને મેળવવામાટેની આકાંક્ષાનો ભયંકર સ્વરૂપમાં ઉદ્ભવ થયો છે, અને તેથી......"

ઈડા ક્રોધાનલથી તપ્ત થઇને નેત્રોમાંથી અગ્નિના કણોને વર્ષાવતી બોલી કે: "તે નીચ ગુલામના હૃદયમાં મારા પ્રેમને મેળવવામાટેની ભયંકર આકાંક્ષા ઉદ્ભવી છે?"

"હા, તારા પ્રેમને મેળવવામાટેની જ ભયંકર આકાંક્ષા તેના હૃદયમાં ઉદ્ભવી છે અને તેના હૃદયમાં એવી આકાંક્ષાનો ઉદ્ભવ થાય, એમાં અસ્વાભાવિક જેવું કાંઇ પણ નથી; કારણ કે, તે

પણ એક રંગીલો અને રસીલો પુરુષ છે; અને જો તે જરા સારાં વસ્ત્રો પહેરીને અને બનીઠનીને નીકળે, તો........"

ઈડાનો પતિ આગળ બોલવા જતો હતો, પણ આ વેળાયે પણ ઈડાએ તેને બોલવા ન દીધો અને વચ્ચે જ ગર્જના કરીને ઘૃણાદર્શક સ્વરથી કહ્યું કે: "તમારી આ નીચતાભરેલી લવારીને આટલેથી જ અટકાવો. શું તમો કેવળ મહાશય શર્મનની પ્રશંસા મને સંભળાવવામાટે અને તેની દલાલી કરવામાટે જ મારા ઓરડામાં આવ્યા છો? જો એમ જ હોય, તો લજ્જાથી તમારે ડૂબી મરવું જોઇએ!"

"એમાં લજ્જાથી ડૂબી મરવા જેવું કાંઇ છે જ નહિ!" ઈડાનો નિર્લજ્જ પતિ પોતાની નિર્લજ્જતાનો અધિક પ્રકાશ પાડતો કહેવા લાગ્યો: "તે પોતાનું હૃદય તને સમર્પી ચૂક્યો છે અને તેથી તારા મુખદર્શનમાટે તે તલસ્યા કરે છે! તેની એવી ઈચ્છા છે કે, તું ભોજનાલયમાં આવી એક સ્ત્રી જેવી રીતે પોતાના પતિ સાથે બેસીને ભોજન કરે છે, તેવી રીતે તેની સાથે એક જ ટેબલપર ભોજન કરી લે. ભોજનની સર્વ તૈયારીઓ થઈ ચૂકી છે અને હું તને તે સ્થાનમાં લઇ જવામાટે જ અત્યારે તારી પાસે આવ્યો છું."

"એ ભયંકર શર્મન્ સાથે એક જ ટેબલપર બેસીને નાના પ્રકારના ઉત્તમોત્તમ ભોજ્ય પદાર્થોનો આસ્વાદ લેવા કરતાં તો હલકા નોકરો સાથે તેમની કોટડીમાં ચટાઇપર બેસીને સૂકી રોટલીના કકડા ખાવાનું જ હું વધારે પસંદ કરનારી છું, સમજ્યા?" ઈડાએ દૃઢતાદર્શક સ્વરથી પોતાના મનોભાવને વ્યક્ત કરી બતાવ્યો.

"આ તારું સર્વથા અયોગ્ય વર્ત્તન છે. તે મારો મિત્ર છે અને તું મારી પત્ની છે. અર્થાત્ જો તું એક પત્ની તરીકેના તારા કર્ત્તવ્યનું પાલન ન કરે, તો પછી મને તારી આવશ્યકતા જ શી છે? અર્થાત્ હઠને ત્યાગી દે અને મારી આજ્ઞાના પાલનમાટે તત્પર થા!" તેના પતિએ પણ પોતાના આગ્રહને ચાલૂજ રાખ્યો.

ઈડા પોતાના પતિના એ વાદનો બળપૂર્વક પ્રતિવાદ કરતી પ્રભાવદર્શિની મુદ્રાથી કહેવા લાગી કે: "મારા સ્વામિન્, જેવી રીતે અને જે કારણથી આ સંસારમાંનાં સર્વ સ્ત્રીપુરુષોનો લગ્નસંબંધ થાય છે, તેવી રીતે અને તે કારણથી આપણો લગ્નસંબંધ થયો નથી, એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી. તમને સુવર્ણ એટલે કે ધનની આવશ્યકતા હતી અને મને એક એવા ગૃહની આવશ્યકતા હતી કે જે ગૃહની હું સ્વતંત્ર સ્વામિની થઈ

શકું અને જ્યાં મને એક નામધારી પતિની રક્ષણછાયા મળી શકે. આપણી આવશ્યકતાઓ આ પ્રમાણેની હતી. અર્થાત્ તમને તમારી આવશ્યકતા પ્રમાણે સુવર્ણ નામક આકર્ષક ધાતુ એટલા તો વિપુલ પરિમાણમાં આપવામાં આવ્યો છે કે, તેને અત્યારે તમે તમારી ઇચ્છામાં આવે તેમ નીચ કાર્યોમાં કાંકરાની પેઠે ઉડાવ્યા કરો છો; છતાં આપણા એક બીજા સાથે થયેલા કરાર પ્રમાણે તમારે મને જે સ્વતંત્રતા આપવી જોઇએ, તે સ્વતંત્રતા તમો મને આપતા નથી. તમો આ મહાલયમાં એક એવા બદમાશને, એક એવા કમજાત પાજીને લઇ આવ્યા છો કે જેનો દિવસ અને રાત દારૂ પીવો, જૂઠા સાચા સોગંદ ખાવા, ઘરમાંનાં માણસોને ધમકીઓ આપવી અને ગાળગળોચ કરીને તેમની સાથે લડયા કરવું, એ ધંધા વિના બીજો કોઇ ધંધોજ નથી. જો તમારા આ અયોગ્ય વર્ત્તનથી હું કોપાયમાન થાઉં છું, તો તે વેળાયે તમો મારા જે ભેદને જાણો છો, તે ભેદની વાત કાઢીને મને ધમકાવો છો અને ડરાવોછો, અને તેથી મારે તમારા સર્વ અન્યાયોને સહન કરી ચુપ થઇને બેસી રહેવું પડે છે. આટલાથી હજી તમને સંતોષ થયો નથી અને તેથી આજે વળી તમારા શર્મન્ મહાશયની નીચ ઇચ્છાને આધીન થવામાટેના નવીન પ્રસ્તાવરૂપ આઘાતથી તમો મારા હૃદયને નવેસરથી વિદીર્ણ કરવામાટે અત્યારે મારી પાસે આવ્યા છો!”

“હું તને માત્ર એટલું જ કહેવાને આવ્યો છું કે, તારા પોતાના ટેબલપર બેસીને તું શર્મન્ સાથે ભોજન કરી લે; કારણ કે, તેની એવી જ ઇચ્છા થઈ છે.” ઈડાના પતિએ વળી પણ નિર્લજ્જતાથી કહ્યું.

“અને હું તમારી એ આજ્ઞાનો અસ્વીકાર કરૂં છું.” ઈડાએ તિરસ્કારપૂર્વક તેની આજ્ઞાનો અનાદર કર્યો.

“પણ એથી તે વધારે ઉસ્કેરાશે અને—”

“અને અત્યારપૂર્વે તે જેવી રીતે તમને ધમકીઓથી અનેકવાર દબાવી ચૂકયો છે, તેવી રીતે આજે પણ ધમકીઓથી દબાવશે, એમજ ને?” ઈડાએ પોતાના પતિના અપૂર્ણ વાક્યની સમાપ્તિ કરી દીધી અને ત્યારપછી આગળ વધીને કહ્યું કે: “પરંતુ તમારાં કોઇ પણ કાર્યો સાથે મારો કોઇ પણ પ્રકારનો અંગાંગીય સંબંધ નથી. તમોએ એવું કોઇ પાપ કર્યું હોય કે જેના કારણથી તમારે તેનાથી દબાયલા રહેવાનું હોય અથવા તો તે તમારા કોઈ અત્યંત ગુપ્ત ભેદને જાણતો હોય કે જે ભેદના પ્રકાશથી તમારી હાનિ થવાની

હોય, તો પણ મારે તેનો કોઇ પણ પ્રકારનો વિચાર કરવાનો નથી. મારે એની સાથે કાંઇ પણ લાગતું વળગતું નથી. ”

“ આ વાદવિવાદથી કોઇ પણ પ્રકારનો લાભ થવાનો નથી. ” પૃથ્વીપર બળપૂર્વક પદાઘાત કરીને તેના પતિએ પોતાની સત્તાનું પ્રદર્શન કરાવ્યું.

“ ખરેખર આવા પ્રકારના વાદવિવાદથી કોઇ પણ પ્રકારનો લાભ થવાનો નથી. ” આ શબ્દોને ઉચ્ચારતો શર્મન્ તે કક્ષમાં તે દંપતી સમક્ષ આવીને ઊભો રહ્યો અને ઈડાના પતિને સંબોધીને અતિશય નિર્લજ્જતાથી કહેવા લાગ્યો કેઃ “ હાહાહાહા, આ સુંદર પક્ષિણીના માળામાં તમારી પાછળ પાછળ હું પણ આવી પહોંચીશ, એવી તમને તો કલ્પના પણ નહિ હોય. પણ હવે જ્યારે હું અહીં આવ્યો છું, ત્યારે તો એ પક્ષિણીને મારા પિંજરમાં બદ્ધ કરીને જ અહીંથી જઇશ ! પણ આ વિષયની મેં તમારી આગળ અનેકવાર જ્યારે જ્યારે પણ ચર્ચા કરી હતી, ત્યારે ત્યારે તમો મને ‘ ઈડા આજે આવીને આપણી સાથે બેસશે, કાલે આપણી સાથે બેસીને જમશે અને પરમ દિવસ આપણી સાથે બેસીને હાસ્યવિનોદ કરશે; ’ આવાં ઉત્તરો આપીને ઉડાવ્યા કરતા હતા; પણ તે દિવસ કદાપિ આવતો જ નહોતો અને ભવિષ્યના જ ગર્ભમાં રહ્યા કરતો હતો. આ કારણથી મારો નિશ્ચય કરી લેવાનો વિચાર થયો અને તમો આજે તમારા વચનને કેટલી સીમાપર્યન્ત નિભાવો છો, એ જોવા-માટે જ અત્યારે હું તમારી પાછળ અહીં તમારા કક્ષમાં આ-વીને ઊભો છું. ”

“ અને કમીના પાજી, તારી નીચતા હવે એટલી સીમાપર્ય-ન્ત આગળ વધી ગઇ છે કે, મારા પોતાના ઓરડામાં આમ બેધડક પેસી આવતાં પણ તું નથી અચકાતો ? ” ઈડાએ આવેશ અને તિરસ્કારપૂર્વક એ શબ્દો ઉચ્ચાર્યા.

“ આ મહાલયમાં મારી દૃષ્ટિમાં એવું કોઇ પણ પવિત્ર સ્થાન નથી કે, જે મારા પ્રવેશમાટે યોગ્ય ન હોય ! ” શર્મન્ ગર્જના કરતો કહેવા લાગ્યોઃ “ વળી અચાનક આવી રીતે ગમે તે ભાગમાં પેસી જવાથી ઘણીક વાર અમુક મનુષ્યોની કેટલીક ગુપ્ત વાર્ત્તાઓ પણ જાણવામાં આવી જાય છે, અને એ કાંઇ જેવો તેવો લાભ નથી. હું અહીં પંદર મિનિટથી આવીને ઊભો હતો અને તેટલા અલ્પ સમયમાં પણ તમારા કેટલાક ગુપ્ત ભેદો અવશ્ય મારા જાણ-વામાં આવી શક્યા છે ! ”

"બદમાશ, હરામજાદા!" ક્રોધને ન શમાવી શકવાથી ઈડાએ શર્મન્‌ને આવાં વિશેષણોથી સંબોધવાનો આરંભ કરી દીધો.

"બદમાશ અને હરામજાદો હું તો અવશ્ય છું;" શર્મન્ શાંત મુદ્રાથી ઈડાને સંબોધીને કહેવા લાગ્યો: "પરંતુ શ્રીમતી, તમારા પોતાના લગ્નના રહસ્યનો તો જરા વિચાર કરી જુઓ! આ બેરન્ મહાશયને સુવર્ણની આવશ્યકતા હતી અને તમો શ્રીમતીને કોઇ પુરુષની પત્નીના પદની આવશ્યકતા હતી; એ ઉપરાંત વળી તમારો તે ભેદ પણ અવશ્ય મહાગંભીર છે કે, જેને આ બેરન્ મહાશયે, તમારા નામ માત્રના પતિએ પોતાના હૃદયમાં છુપાવી રાખ્યો છે! મારી સુંદર પક્ષિણી, તમારા એટલા ભેદને તો હું અવશ્ય જાણી ગયો છું કે, તેના યોગે જો હું ધારૂં, તો તમારા આ ગર્વ તથા અભિમાનના દુર્ગને નિમેષ માત્રમાં જ ધરાશાયી કરીને, મારી અન્ય કોઇ પણ શક્તિઓનો ઉપયોગ કર્યા વિનાજ, તમારા આ ગર્વોન્નત મસ્તકને આ બદમાશ તથા હરામજાદા શર્મન્‌નાં ચરણોમાં નમાવવાનું મારામાં પૂર્ણ સામર્થ્ય છે!" એ પછી તેણે બેરન્—ઈડાના પતિ—ને ઉદ્દેશીને કહ્યું કે: "બેરન્ મહાશય, તમો જરા અહીંથી અન્યત્ર ચાલ્યા જાઓ; કારણ કે, શ્રીમતી સાથે એકાંતમાં બે ચાર ગુપ્ત વાતો કરવાનો મારો વિચાર છે."

"મારા સ્વામિન્, આ કક્ષને ત્યાગીને એક નિમેષ માત્રને માટે પણ દૂર થશો નહિ અને ગૃહમાંનાં અન્ય મનુષ્યોને મારી સહાયતામાટે મારે બોલાવવા પડે, એવું કારણ મને ન આપશો; કારણ કે, જો આ રાક્ષસ મારા નિકટમાં આવશે, તો અવશ્ય હું આપણાં દાસ દાસીઓને કોઈ પણ જોખમે અહીં બોલાવીશ!" ઈડાએ બહુધા ચીત્કાર જેવા સ્વરથી જ પોતાના પતિને આ પ્રમાણેની પ્રાર્થના કરી.

"બેરન્, હું કહું છું કે, તમો અહીંથી, એક ક્ષણ માત્રનો પણ વિલંબ ન કરતાં, ચાલ્યા જાઓ!" શર્મન્ મહાશયે ભયદર્શક સ્વરથી બેરનને એક પ્રકારે આજ્ઞા જ સંભળાવી.

પરંતુ કોણ જાણે શા કારણથી આ પ્રસંગે શર્મન્‌ની એ આજ્ઞાનો સર્વથા અનાદર કરીને ઈડાના પતિએ કાંઇક કર્કશ સ્વરથી ઉત્તર આપ્યું કે: "મારાથી તમારી આજ્ઞાને સ્વીકારી શકાય તેમ નથી અને અત્યારે આ કક્ષમાંથી દૂર થઇ શકાય તેમ નથી!"

"જો તું સીધી રીતે સમજીને પોતે જ બહાર નહિ ચાલ્યો જાય, તો હું તને બળાત્કારે અહીંથી બહાર કાઢીશ, મૂર્ખશિરો-

મણિ ! ” શર્મને પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર તાણીને ‘ તું તાં ’ શબ્દોનો પ્રયોગ કરવા માંડ્યો અને ઈડાના પતિને દબાવવાનો આરંભ કર્યો.

તેની આવી ચેષ્ટાને જોઇને ઈડાના પતિ ઍરને પણ પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી લીધી અને તિરસ્કાર તથા ઘૃણાદર્શક સ્વરથી કહ્યું કે: “ વહેલો કે મોડો એકવાર આ પ્રસંગ તો આવવાનો જ હતો, એટલે હવે આ ઝગડાનો આજે અને અત્યારે જ સદાને માટે અંત આવી જાય, તો વધારે સારૂં; એવી જ મારી ઇચ્છા છે. શર્મન્, હું તારાથી હવે બહુ જ કંટાળી ગયો છું. તું વારંવાર મારૂં અપમાન કર્યા કરે છે, મને ધમકીઓ આપીને ચોવીસે કલાક ભયમાં રાખ્યા કરે છે અને મારાં નોકરોના દેખતાં મને ગાળો ભાંડ્યા કરે છે, એ હવે મારાથી સહી શકાતું નથી; અને તેથી આજે કોઇ પણ ઉપાયે આ ઝગડાને આ પાર કે પેલે પાર પહોંચાડી દેવાને હું તૈયાર થયો છું. ચાલ, મારી તલ્વારના વારને સહન કરવામાટે તૈયાર થા ! ”

તત્કાળ તે ઉભયની તલ્વારોનો ભેટો થતાં રમખાણની શરૂઆત થઇ ગઇ. ઈડાએ ચીત્કાર કરીને દ્વારભણી જવાનો પ્રયત્ન કર્યો, પણ એટલામાં દ્વાર ઊઘડી ગયું અને ગર્ટ્રુડ ત્યાં આવી પહોંચી. તેને જોતાં જ ઍરન્ તથા શર્મન્ બન્નેએ પોતાની તલ્વારોને તત્કાળ પાછી મ્યાનોમાં પધરાવી દીધી,

“ મારા શ્રીમાન્ ! ” આ બે શબ્દો ઉચ્ચારીને ગર્ટ્રુડ બોલતી અટકી ગઇ; કારણ કે, આશ્ચર્ય તથા ગભરાટને લીધે એકદમ તેનાથી વિશેષ બોલી શકાતું નહોતું.

તેની આવી સ્થિતિને જોઇને ઈડાએ તેને કહ્યું કે: “ બાળે, જે કાંઇ પણ કહેવાનું હોય, તે કહી દે; તું અત્યારે અહીં શા કારણથી આવી છે વારૂ ? ”

“ એક મનુષ્ય શ્રીમાન્ ઍરનને મળવામાટે આવ્યો છે. ” ગર્ટ્રુડે કંપિત સ્વરથી કહ્યું.

એ સાંભળીને ઍરને તેને કોપદર્શક સ્વરથી કહ્યું કે: “ આજે સંધ્યાકાળે હું કોઇને પણ મળી શકીશ નહિ, એવી તને મેં સ્પષ્ટ આજ્ઞા આપેલી હોવા છતાં આ સંદેશ તું અહીં લાવી જ શામાટે અને તે આવનારને બારોબાર જ વિદાય શામાટે ન કરી દીધો વારૂ?”

“ પરંતુ તે મનુષ્ય કહે છે કે, આપ શ્રીમાન્ અવશ્ય તેને મળવામાટે અંદર બોલાવશો એવો તેનો નિશ્ચય છે અને જ્યારે

તેનું નામ આપના જાણવામાં આવશે, તે વેળાયે તો ખાસ કરીને આપ તેને મળ્યા વિના રહેવાના જ નથી. "ગર્ટુડે આજ્ઞા ન હોવા છતાં સંદેશ લાવવાનું કારણ દર્શાવ્યું.

"જો એમ જ હોય, તો તે આગંતુક વ્યક્તિનું શું નામ છે વારૂ ?" બનાવટી બૅરને અશાંતિ તથા આતુરતાથી પૂછ્યું.

"ફ્રિટ્ઝ." ગર્ટુડે તે આગંતુક વ્યક્તિના નામનો ઉચ્ચાર કર્યો.

"ફ્રિટ્ઝ !" ઇડાના પતિએ પણ તે આગંતુકના નામને આશ્ચર્યથી ઉચ્ચાર્યું અને એ ક્ષણે જ તેના મુખમંડળમાં પાંડુતાનો અધિકાર વ્યાપી ગયો. ત્યારપછી તે બોલ્યો કેઃ "અવશ્ય હું તેને આ ક્ષણે જ મળીશ;" એમ કહીને તે દ્વારભણી ચાલવા લાગ્યો અને પોતાના મનમાં બોલ્યો કેઃ "અત્યારે અચાનક ફ્રિટ્ઝ અહીં શા કારણથી આવ્યો હશે વારૂ ?"

"અને હું પણ તમારી સાથે જ ચાલીશ;" શર્મને કહ્યુંઃ "કારણ કે, તેના આગમનના કારણને જાણવાની મારા હૃદયમાં પણ એટલી જ ઉત્કંઠા જાગી ઊઠી છે !"

એ પછી બનાવટી બૅરન્ અને શર્મન્ બન્ને ઈડાના કક્ષમાંથી બહાર ચાલ્યા ગયા.

ભોંયતળિયાના એક વિશાળ ઓરડામાં ફ્રિટ્ઝ આમતેમ ભ્રમણ કરી રહ્યો હતો અને તેના મુખમંડળમાં વિક્ષોભનાં ચિન્હો વ્યાપેલાં સ્પષ્ટ દૃષ્ટિગોચર થતાં હતાં. અલ્પ સમયમાં જ તે ઓરડાનાં બારણાં ઊઘડ્યાં અને બનાવટી બૅરને તથા તેની પાછળ તેના મિત્ર શર્મને તે ઓરડામાં પ્રવેશ કર્યો.

ઈડાના પતિને મળવામાટે આગળ વધીને ફ્રિટ્ઝે કહ્યું કેઃ "ખેલ ખલાસ થયો છે અને પક્ષી પાંજરામાંથી ઊડી ગયો છે !"

ફ્રિટ્ઝના મુખમાંથી નીકળેલા આ શબ્દોને સાંભળતાં જ બનાવટી બૅરન્ તથા શર્મન્ ઉભયનાં મુખમંડળ પ્રભાહીન થઇ ગયાં અને તેમાં કાલિમાની છટા વિસ્તરેલી દેખાવા લાગી. તે ઉભયનાં શરીર તથા હૃદય કંપવા લાગ્યાં અને કેવળ ભયનાં આ ચિન્હોથી જ તેમણે ફ્રિટ્ઝના કથનનું ઉત્તર આપ્યું; કારણ કે, તેમનામાં અન્ય ઉત્તર આપવાની શક્તિ રહી જ નહોતી.

ફ્રિટ્ઝ તેમના હૃદયગત ભાવોને જાણતો હોવાથી આગળ વધીને કહેવા લાગ્યો કેઃ "ખરો બૅરન્ કારાગૃહમાંથી પલાયન કરી ગયો છે અને તેના પલાયનમાટેની જે તરુણ પુરુષે સર્વ વ્યવસ્થા કરી હતી તે તરુણના હસ્તથી ફાધર એન્સેલ્મ્ અર્ધમૃત જેવો થઇ

ગયો હતો. જ્યાં સુધી મારા જાણવામાં આવ્યું છે, ત્યાં સુધી તે તરુણ અન્ય કોઇ નહિ પણ ઑટો પિયાનલ્લા જ હોવો જોઇએ, એવો મારો નિશ્ચય છે."

"ઑટો પિયાનલ્લા!" ખોટા બેરને આશ્ચર્ય દર્શાવ્યું.

"હા; એક દિવસ તે અમુક એક નિમિત્તથી એક ભૂલા પડેલા પ્રવાસી તરીકે મઠમાં આવ્યો હતો અને ત્યાર પછી તેના હસ્તથી બંધાઇને મરવાની અણીપર આવી પહોંચેલા અને માંડમાંડ જીવતા બચેલા ફાધર એન્સેલ્મે તેનું જે વર્ણન કરી સંભળાવ્યું હતું, તેથી મારો નિશ્ચય થયો છે કે, તે ઑટો પિયાનલ્લાજ હોવો જોઇએ. તેણે ફાધર એન્સેલ્મના મુખમાં ડુચો મારી તેના હાથ પગ બાંધીને એવી નિર્દયતાથી તેને દેવાલયના એક ખૂણામાં નાખી દીધો હતો કે, તેનું વર્ણન કરતાં પણ હૃદય કંપી જાય છે. ફાધર એન્સેલ્મ પણ વાચનામાં આવેલા હતા અને તેમણે ઑટો પિયાનલ્લાને પણ પાછો વાચનામાં જોયો હતો તથા ઓળખ્યો હતો."

"ત્યારે તો હવે એ સ્પષ્ટ જણાઇ આવે છે કે, આપણો સર્વનાશ થઇ ચૂક્યો છે!" શર્મને પોકાર કરીને કહ્યું; "અને હવે આ સ્થાનમાં આપણને કાંઇ પણ વિશેષ પ્રાપ્તિ થાય, તેવો સંભવ ન હોવાથી કોઇ અન્ય સ્થાનમાં જવામાટે અહીંથી ગચ્છંતી કરવી, એજ આપણામાટે કલ્યાણકારક છે! ચુસાઇ ગયેલી શેરડીમાંથી રસની આશા રાખવી વ્યર્થ છે."

આ પ્રમાણે કહીને તે દરવાજા ભણી દોડ્યો, પણ દરવાજાને ઉઘાડતાં એક ધબાકો થયેલો તેને સંભળાયો અને બહાર આવીને તેણે જોયું તો ત્યાંની પાષાણભૂમિપર ઈડા પડી ગયેલી તેના જોવામાં આવી. શર્મન્ તેનો હાથ પકડીને તેને તેના ઓરડા ભણી તાણતો કહેવા લાગ્યો કે: "શ્રીમતી, તમો પણ લપાઇ છુપાઇને બીજા લોકોની ગુપ્ત વાર્ત્તાઓને સાંભળી લેવાની કળામાં ઉસ્તાદ દેખાઓછો ને શું!"

"આવી રીતે લપાઇ છુપાઇને કોઇનાં ગુપ્ત ભેદોને જાણી લેવાની કળાના મારા શિક્ષક તો તમે જ છો ને!" ઈડાએ બળપૂર્વક પોતાના શરીરને શર્મન્‌ના બાહુપાશથી મુક્ત કરીને કહેવા માંડ્યું: "ત્યાં જે કાંઇ વાર્ત્તાલાપ ચાલ્યો હતો તે સર્વ મારા સાંભળવામાં આવી ગયો છે; પણ 'ખરો બેરન' એ શબ્દોનો શો અર્થ થાય છે વારૂ? મારા બંધુ ઑટોએ શું કર્યું છે અને તેણે કારાગૃહમાંથી કોને મુક્ત કર્યો છે?" આ છેલ્લા પ્રશ્નો તેણે પોતાના

સ્વરને ઉચ્ચ કરીને ફ્રિટ્ઝ્‌ને ઉદ્દેશીને જ પૂછ્યા હતા; કારણ કે, દ્વાર ઊઘાડું હોવાથી ફ્રિટ્ઝ્‌પર તેની દૃષ્ટિ પડી શકતી હતી.

પરંતુ ફ્રિટ્ઝ્‌ને બદલે શર્મને જ કર્કશ સ્વરથી ઉત્તર આપતાં જણાવ્યું કેઃ "બધો ખેલ ખલાસ થઇ ગયો છે અને તેથી શ્રીમતી જી, તમારો પણ કષ્ટ તથા સંકટોને ભોગવવામાટેનો સમય નિકટમાં આવી લાગ્યો છે. સત્ય વાર્ત્તા તો એ છે કે, જે મારો મિત્ર તમારો પ્રિયતમ પતિ છે, તે બેરન્ ફેરન્ કાંઈ પણ નથી; કિન્તુ મારા જેવો જ એક બદમાશ છે અને એનું નામ ગ્રેગરી વૅાલ્સ્ટીન્ છે. આ પ્રાસાદના સત્ય સ્વામીનો એ ગ્રેગરી વૅાલ્સ્ટીન્ તુર્કસ્તાનમાં એક અત્યંત માનનીય સહચર હતો; એટલે કે, એક સાધારણ સેવક અત્યારે સ્વામીના સ્થાનમાં વિરાજેલો છે. એ જ મુખ્ય ભેદ છે.

"બસ, મારા હૃદયને વિદીર્ણ કરવામાટે આટલી વાર્ત્તા અને આટલો ભેદ સંપૂર્ણ છે !" એ પ્રમાણેનો ચીત્કાર કરીને ઈડા એક કોચપર પડી ગઇ અને તેણે પોતાના હસ્તોવડે પોતાના મુખને ઢાંકી લીધું.

શર્મને દ્વારને પાછું બંધ કરી લીધું હતું, તે અચાનક ઊઘડી ગયું અને તે ક્ષણે જ આખો ઓરડો બાદશાહી સૈન્યના શસ્ત્રધર સૈનિકોવડે ઉભરાઈ જવા લાગ્યો. તે સૈનિકોના અધિકારીએ બનાવટી બેરન્ પ્રતિ આગળ વધીને ગંભીર સ્વરથી કહ્યું કેઃ "જર્મનીના નામદાર શહનશાહના હુકમથી તમો મારા બંદિવાન્ છો !"

તે અધિકારીના મુખમાંથી આ શબ્દો નીકળેલા સાંભળતાં જ ઈડા એક પિશાચિકાના વેગથી કોચપરથી ઊઠી અને દ્વારના મધ્યમાં ઊભી રહીને તે અધિકારીને કહેવા લાગી કે; "મારા પતિના હસ્તથી કદાચિત્ અનેક અપરાધો થયા હશે, પરંતુ તે અપરાધોમાં આ બદમાશનો પણ હાથ છે અને તેટલામાટે કૃપા કરીને આને પણ પકડી લ્યો." એમ કહીને તેણે શર્મન્ પ્રતિ અંગુલીનિર્દેશ કર્યો.

ઇડાની સૂચનાથી સૈનિકોએ જ્યારે શર્મન્‌ને પણ ચતુર્ભુજ કરી લીધો; એટલે ઈડાએ તેને વિજયની તિરસ્કારસૂચક દૃષ્ટિથી જોયો અને તે એક પ્રકારનું માર્મિક સ્મિત પણ કરવા લાગી.

એ પછી તે અધિકારી ફ્રિટ્ઝ્‌ને સંબોધીને કહેવા લાગ્યો કેઃ "જે કારસ્થાન અત્યારે પ્રકાશમાં આવ્યું છે તે કારસ્થાન સાથે કદાચિત્ તમારો પણ કોઇ પ્રકારનો સંબંધ હોવો જોઇએ, એવી મારા મનમાં શંકા હોવાથી અત્યારે તો તમારે પણ મારી સાથે

આવવું પડશે અને જ્યાં સુધી તમો તમારા પોતાના વિષયમાં સંતોષ-કારક ખુલાસો ન આપી શકો ત્યાં સુધી તમારે પણ બંધનમાં રહેવું પડશે."

"જ્યારે એમ જ છે, તો પછી આ સ્ત્રીને પણ તમો બંધ-નમાં રાખવામાટે ચતુર્ભુજ શામાટે નથી કરી લેતા?" શર્મન્ ઇડાને બતાવીને પોકાર કરતો કહેવા લાગ્યો: "કારણ કે, અમારા કરતાં પણ એના પતિનાં આચરણોને એ વધારે સારી રીતે જાણતી હતી. હવે જો મારા વિશે પૂછતા હો, તો આ બેરન્ મહાશયના રચેલા કોઇ પણ કારસ્થાનમાં મારો લેશ માત્ર પણ હસ્ત ન હો તો, અને—"

અધિકારીએ શર્મન્‌ને વચ્ચે જ બોલતો અટકાવીને અધિકાર-દર્શક સ્વરથી જણાવ્યું કે: "કોઈ પણ સ્ત્રીને પકડીને કેદ કરવા-માટેની મને આજ્ઞા મળેલી નથી, અને તેથી મારાથી આ શ્રીમતીને હસ્તસ્પર્શ કરી શકાય તેમ નથી."

"પરંતુ એ અબળાએ પણ એક બીજો મહાભયંકર અપ-રાધ કરેલો છે અને એના પતિ સાથેના એના વાર્ત્તાલાપને ગુપ્ત રીતે છુપાઇને સાંભળવાથી એના તે અપરાધનો ભેદ મારા જાણ-વામાં આવી શક્યો છે." શર્મને પુનઃ તે અધિકારીને આગ્રહ-પૂર્વક કહ્યું.

શર્મન્‌ના આ નવીન આક્ષેપોને સાંભળીને એક ક્ષણને માટે તો ઇડા ભયથી અવશ્ય કંપાયમાન થઇ ગઇ.

"આ અબળાએ કરેલો તે અપરાધ કેવા પ્રકારનો હતો વારુ?" અધિકારીએ શર્મન્‌ને ઉદ્દેશીને પ્રશ્ન પૂછ્યો.

"તે અપરાધ શો હતો અને કેવા પ્રકારનો હતો, એ જો કે હું જાણતો નથી; પરંતુ તે અપરાધ અતિશય ઘોર તથા અક્ષમ્ય હતો, એટલું તો હું નિશ્ચયપૂર્વક કહી શકું છું," શર્મને ઉત્તર આપ્યું.

"આ આરોપ પ્રમાણહીન તથા બાલિશ હોવાથી આના આધારે મારાથી આ અબળાને અવરોધમાં લઇ શકાય તેમ નથી." એવી રીતે શર્મન્‌ની પ્રાર્થનાનો અસ્વીકાર કરીને તે અધિકારીએ પોતાના સૈનિકોને આજ્ઞા આપી કે: "ચાલો, મારા વીર સૈનિકો, આ બંદિવાનોને લઇને હવે અહીંથી પ્રયાણ કરો."

બંદિવાનોની પંક્તિના સર્વથી અગ્રભાગમાં શર્મન્ હતો અને તેથી તે જ્યારે ઇડા પાસેથી પસાર થયો, તે વેળાયે વળી પણ ઈડાએ તેનાપર પોતાના થયેલા વિજયને દર્શાવનાર દૃષ્ટિપાત કર્યો.

અત્યાર સુધી ઈડાનાં જે તેણે અનેક વાર ભયંકર અપમાનો કર્યાં હતાં, તે સર્વ અપમાનોનો ઈડાએ પ્રતિશોધ કરી લીધો હતો અને તેથી ઈડાના હૃદયમાં આનંદનો એવો તો મહાસાગર ઉછળવા લાગ્યો હતો કે તેના પતિના સત્ય સ્વરૂપનો પ્રકાશ થવાથી અને તે પોતે એક ઠગારા તથા બનાવટી બૅરન્ સાથે પરણી હતી, એ વિશેના ખેદથી તેના હૃદયમાં અપ્રતિષ્ઠા તથા અપકીર્ત્તિના વિચારના પરિણામે જે ભયાનક ચિન્તાનો ઉદ્ભવ થયો હતો, તે ચિન્તા આનંદના સમુદ્રમાં ડૂબીને મરણશરણ થઇ ગઈ.

શર્મન્ પછી તે ઓરડામાંથી ફ્રિટ્ઝને બહાર કાઢવામાં આવ્યો અને હવે જેને આપણે ગ્રેગરી વૉલ્સ્ટીનના નામથી જ ઓળખીશું તે બનાવટી બૅરન્ સૈનિકોના ચોકી પહેરા તળે ઓરડામાંથી સર્વથી છેલ્લો બહાર નીકળ્યો. ગ્રેગરી વૉલ્સ્ટીને દ્વાર ભણી જતાં પોતાની આંખોને જમીન તરફ નીચી અને નીચી જ ઢાળી દીધી હતી અને ઈડાએ તેને જોતાં જ અત્યંત તિરસ્કારથી પોતાનાં નેત્રોને બીજી દિશામાં ફેરવી લીધાં.

જે મહાલયમાં દીર્ઘ કાળપર્યન્ત પોતે એક સ્વામી તરીકેના સંપૂર્ણ અધિકારોને ભોગવ્યા હતા અને જ્યાં અનેક પ્રકારના આનંદ-વિલાસોમાં પોતે નિમગ્ન રહ્યો હતો, તે આગારમાંથી ગ્રેગરી વૉલ્સ્ટીન્ એક અપરાધી બંદિવાન્‌ની સ્થિતિમાં બહાર નીકળ્યો. તે એ મહાલયના દ્વારમાંથી નીકળીને જેવો બાહ્યભાગમાં આવ્યો કે તે ક્ષણે જ જેનું સમસ્ત શરીર કાળાં વસ્ત્રોથી ઢંકાયલું હતું અને જેના મુખમંડળપર પણ કાળા રંગનો બુર્કો પડેલો હતો તેમ જ જેના જમણા હાથની એક આંગળીમાં એક અત્યંત વિલક્ષણ કારીગરીની વીંટી જોવામાં આવતી હતી, તેવી એક અબળા તેની પાસેથી વીજળીના ઝબકારાની પેઠે પસાર થઇ ગઇ અને તે ગ્રેગરી વૉલ્સ્ટીનના કાનમાં અત્યંત ઉતાવળથી અને ધીમા સ્વરથી કહેતી ગઈ કે: "કોઈ પણ પ્રકારના ભયને હૃદયમાં સ્થાન આપશો નહિ;" કારણ કે, મારો બંધુ સીઝર અને ફાધર એન્સેલ્મ્ બન્ને અત્યારે વાયનામાં જ છે!"

એક સૈનિકના મનમાં કાંઈક શંકા થવાથી તેણે ગ્રેગરી વૉલ્સ્ટીનને પૂછ્યું કે: "આ સૌદામિનીસ્વરૂપા સ્ત્રી તમને કાંઇ કહેતી ગઇ છે કે શું?"

"નહિ, મને તે સ્ત્રીએ કાંઇ પણ કહ્યું નથી." ગ્રેગરી વૉલ્સ્ટીને ગંભીરતાથી નકારાત્મક ઉત્તર આપી દી... વાલ્સ્ટીનના ઉત્ત-

રમાં નિર્ભયતાનું દર્શન થવાથી તે સૈનિકના સંશયનો લોપ થયો અને તેથી તેણે એ વિષયની અધિક પૃચ્છા કરવાનું માંડી વાળ્યું. પરંતુ વાસ્તવિકતાથી તે સ્ત્રીના જે રહસ્યમય શબ્દો ગ્રેગરી વૅાલ્સ્ટીનનાં શ્રવણોમાં અથડાયા હતા, તે શબ્દોએ તે ધૂર્તશિરોમણિના હૃદયમાં એક નવીન આશાનો ઉદ્ભવ કરી દીધો, અને તે આશાના યોગે તેના મુખમંડળમાં એક પ્રકારની નિર્ભયતા તથા નિશ્ચિન્તતાની છટાનો આવિર્ભાવ થયો; પરંતુ એ પરિવર્તન અન્ય કોઈના જોવા કે જાણવામાં આવી શક્યું નહિ. તે સમસ્ત સંઘ ત્યાંથી આગળ વધીને અદૃશ્ય થઈ ગયો.

## પ્રકરણ ૨૧ મું

### થિયોડાર ફૉ જેર્નિનની આત્મકથા

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને બીજે દિવસે પ્રભાતમાં,— એટલે કે, ઇ. સ. ૧૪૬૬ ના જૂન માસની ૯ મી તારીખે,—વાયનાની વરિષ્ટ ન્યાયસભામાં એક પ્રકારના ગંભીર, તથા નયનાકર્ષક સુંદર દૃશ્યનો વિસ્તાર થયો હતો.

જરીની કિનારવાળા લીલી મખમલના ચંદરવાથી સુશોભિત કાષ્ટના ઉન્નત મંચપર ત્રણ ન્યાયાધીશો પોતપોતાના આસનપર વિરાજેલા દેખાતા હતા. એ ત્રણ ન્યાયાધીશોમાંનો પ્રમુખ ન્યાયાધીશ કાઉન્ટ કોનિગ્સન્ મધ્યમાં રખાયલી કુરસીમાં બેઠો હતો. એ મંચથી થોડાક ફીટના અંતરપર લોઢાનાં સળિયાવાળું અને છાતી સૂધીની ઉંચાઇવાળું એક પાંજરૂં એક દીવાલથી બીજી દીવાલ સૂધી લંબાયલું હતું અને તેમાં અત્યારે જેમના અપરાધોનો વિચાર થવાનો હતો, તે ત્રણ બંદિવાનોને તેમના હાથ તથા પગોમાં બેડીઓ પહેરાવીને ઊભા રાખવામાં આવ્યા હતા. એ ત્રણ બંદિવાનો અન્ય કોઇ નહિ, પણ ગ્રેગરી વૅાલ્સ્ટીન, ક્રિટ્ઝ, તથા શર્મન હતા.

ન્યાયાધીશોના મંચ તથા બંદિવાનોના પિંજરના મધ્ય ભાગમાં મંચની જમણી બાજૂએ સાક્ષીઓના બેસવામાટેની ઊંચી જગ્યા રાખવામાં આવી હતી, ત્યાં થિયોડાર ફૉ જેર્નિન, આટો પિયાનલ્લા, ઍંજિની તથા પરિચારિકા મિલ્ડ્રેડા આદિ આપણાં પૂર્ણ પરિચિત પાત્રો પોતાનાં આસનોપર બેઠાં હતાં.

ન્યાયમંદિરનો સમસ્ત ભાગ પ્રેક્ષકોવડે ઉભરાઇ જતો દેખાતો

હતો. જે પુરુષ વાયનામાં દીર્ઘકાળથી બૅરન્ જેનિંન્ નામથી પરિચિત તથા વિખ્યાત હતો અને હવે જેની ઠગબાજીના સમાચાર સર્વત્ર વિસ્તરી ગયા હતા, તે પુરુષના આમ અચાનક બંદિવાન્ થવાથી વાયનાના લોકોમાં એક પ્રકારનો કોલાહલ મચી ગયો હતો, અને એજ કારણથી ન્યાય મંદિરમાં આજે આટલી બધી ભીડ જામી હતી. એ પ્રેક્ષકોમાં વિશેષ ભાગે તો કેવળ ધનાઢ્ય, શ્રેષ્ઠ તથા ઉચ્ચ પદવીધરો જ હતા; કારણ કે, એ વરિષ્ઠ ન્યાયસભામાં સામાન્ય જનોને આવવાની આજ્ઞા નહોતી અને તેથી ન્યાયાધીશો સાથે જેમનો કાંઇ પણ સંબંધ અથવા પરિચય હોય, તે લોકો જ ન્યાયાધીશોની અનુમતિથી વરિષ્ઠ ન્યાયાલયમાં આવી શકતા હતા.

જો કે ઈડા આ વેળાયે ન્યાયસભામાં ઉપસ્થિત થઇ નહોતી; પરંતુ કાઉન્ટ ઑારેના અથવા ફ્રૉસ્ટ્ આવીને ગૅલેરીના અગ્રભાગમાંના આસનપર વિરાજેલો દેખાતો હતો. ન્યાયસભામાંના એક અન્ય ભાગમાં એક અવગુંઠનવતી અબળા બેઠી હતી અને તેની આજ્ઞાને ઝીલવામાટે તેની પાસે એક બીજી સુંદર બાળા પણ બેઠેલી જોવામાં આવતી હતી કે જેનાં શ્યામવર્ણ તથા વિશાળ કૃષ્ણ નેત્રોને જોતાં તે અવશ્ય ઈટાલિયન્ સુંદરી હોવી જોઇએ, એમ સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું. એમાંની પ્રથમ અવગુંઠનવતી અબળા તે ઈરીન્ અથવા હવે થયેલી જેર્નિંન્ની બૅરોનેસ હતી અને બીજી બાળા તે ઇટાલિયન્ કૃષિકાર મૅજિનીની પુત્રી નીના હતી. એ ઉપરાંત ગૅલેરીના એક ખૂણામાં ફ્રૉસ્ટના આસનથી બહુ જ દૂર એક સુંદરી બેઠી હતી. જો કે એ પ્રમદાએ પોતાના મુખપર નાખેલા કાળા બુર્કાથી લગભગ તેનું આખું શરીર ઢંકાઇ ગયું હતું, તો પણ તેમાંથી તેના શરીરની અલૌકિક કાન્તિની છટા સ્પષ્ટ દૃષ્ટિગોચર થતી હતી. એ સુંદરીનો સુકોમળ તથા ગૌરવર્ણ હસ્ત તેના વસ્ત્રની સીમામાંથી એકવાર બહાર નીકળી આવ્યો અને તે વેળાયે તે હસ્તની મધ્ય અંગુલીમાં ઉત્તમ કારીગરીથી બનાવેલી એક મુદ્રિકા તેણે પહેરી હતી તે દેખાઇ. પોતાના મુખપરના અવગુંઠનને બરાબર કરવામાટે તેણે પોતાના એ હસ્તને બહાર કાઢ્યો હતો, પણ એ તેની ક્રિયાએ ફ્રૉસ્ટની દૃષ્ટિનું વિલક્ષણ આકર્ષણ કર્યું અને તથા ફ્રૉસ્ટ તેની એ ક્રિયાનું એક ધ્યાનથી નિરીક્ષણ કરવા લાગ્યો.

બૅરન્ જેર્નિંન્ તથા બંદિવાન્ ગ્રેગરી વૉલ્સ્ટીન્નાં બાહ્ય આકાર તથા સ્વરૂપ આદિમાં એક પ્રકારના અદ્વિતીય સામ્યને જોઇને પ્રેક્ષકો અતિશય આશ્ચર્યચકિત થતા હતા. બૅરન્ પોતે અ-

ત્યારે પોતાની પદવીને યોગ્ય પોશાક ધારીને આવ્યો હતો અને તેના તથા બન્દિવાન્ વૉલ્સ્ટીન્‌ના બાહ્ય આકારમાં વિલક્ષણ સમાનતા હોવા છતાં પણ ખરા બૅરન્ તથા ધૂર્ત્ત બન્દિવાન્‌માં સત્ય સભ્યતા, પ્રભાવશીલતા અને તેજસ્વિતા આદિનો જે મહાન્ ભેદ રહેલો હતો, તે ભેદને પ્રેક્ષકો તત્કાળ ઓળખી ગયા. આ આંતરિક યોગ્યતાના માર્ગ વિના તે ઉભયને સત્ય બૅરન્ તથા મિથ્યા બૅરન્ તરીકે ઓળખવાનો અન્ય કોઈ ઉપાય હતો જ નહિ કારણ કે, એ ઉભય પુરુષોના કેશ એક જ રંગના હતા અને તે કેશોની લંબાઇ પણ સરખી જ હતી: ઉભયનાં નેત્રોનો રંગ પણ સરખો જ હતો અને તેમની મુખાકૃતિઓ પણ સર્વથા સમાન જ હતી. માત્ર તેમનામાં જો પરસ્પર કાંઈ પણ ભેદ હોય, તો તે એટલો જ હતો કે, સત્ય બૅરન્‌ના મુખમંડળમાંની રેષાઓ તેની કુલીનતા તથા સૌમ્ય કાંતિને દર્શાવતી હતી અને મિથ્યા કિંવા વેષધારી બૅરન્‌ના મુખમંડળમાંની ખડબચડી તથા વક્ર રેષાઓ તેની નીચતા તથા ક્રૂરતાને નિમેષ માત્રમાં વ્યક્ત કરી બતાવતી હતી. ઉંચાઇમાં પણ એ બન્ને પુરુષો સમાન હતા અને તેમને જોતાં જાણે કોઇ કુશળ કારીગરે તેમનાં શરીરોને એક જ મૂસમાં ઢાળીને તૈયાર કર્યાં હોયની ! એવો જ ભાસ થયા કરતો હતો; છતાં પણ સત્ય બૅરન્ ગંભીર, શ્રેષ્ઠ, તથા અખંડકાંતિમાન્ દેખાતો હતો અને મિથ્યા બૅરન્ સર્વથા ઉચ્છૃંખલ, અસભ્ય તથા અગંભીર દૃષ્ટિગોચર થતો હતો. આ સર્વ સામ્યને જોતાં સત્ય બૅરન્‌ની અનુપસ્થિતિમાં તેની ભૂમિકા ભજવી બતાવવાનું કાર્ય વેષધારી બૅરન્‌માટે અતિશય સુલભ હતું; પરંતુ અત્યારે જ્યારે તેમને એક જ સ્થાનમાં લાવીને એકત્ર ઊભા રાખવામાં આવ્યા હતા; એટલે હવે સત્ય બૅરન્ કોણ હતો અને વેષધારી મિથ્યા બૅરન્ કોણ હતો, એ ઓળખી કાઢવાનું કાર્ય કોઇના માટે પણ અશક્ય નહોતું. ન્યાયસભાના કાર્યનો આરંભ થયો અને ત્રણ ન્યાયાધીશોમાંના પ્રમુખ ન્યાયાધીશે બૅરન્ જેનિંન્‌ને તે ત્રણ બંદિવાનોપર તેણે જે આરોપ મૂક્યો હતો, તેનાં કારણોને વિસ્તારથી દર્શાવવાની આજ્ઞા ગંભીર સ્વરથી સંભળાવી.

પ્રમુખ ન્યાયાધીશની આજ્ઞાને શિરોધાર્ય કરી પોતાના આસનપરથી ઊભો થઇને થિયોડોર અથવા બૅરન્ જેનિંન્ ગંભીરતાથી કહેવા લાગ્યો કે: " મારા શ્રીમાન્, જો કે એ વાર્ત્તાને હું સારીરીતે જાણું છું કે, ન્યાયસભાનો સમય અત્યંત મૂલ્યવાન્ છે: છતાં પણ ન્યાયસભાના અમૂલ્ય સમયનો પણ કેટલોક ભોગ તો મારે

લેવો જ પડશે; કારણ કે, મારે આ ધૂર્ત અને પ્રપંચીઓની ધૂર્તતા તથા પ્રપંચપરાયણુતાને પ્રકાશમાં લાવવા ઉપરાંત મારી સંપત્તિ તથા પદવીપરના મારા અધિકારને પણ સપ્રમાણ સિદ્ધ કરી બતાવવાનો છે કે જે સંપત્તિ તથા પદવીને આ પાખંડીઓ દબાવી બેઠા છે અને તેટલામાટે ઈ. સ. ૧૪૭૯ માં જ્યારથી મેં વાયાનાને ત્યાગીને મારા પ્રવાસનો આરંભ કર્યો હતો ત્યારથી આજ પર્યન્તનો મારો સંપૂર્ણ વૃત્તાંત મારે આપને સંભળાવવો પડશે અને હું આશા રાખું છું કે આપ તે શાંતિથી સાંભળી લેશો. ”

“ તમારે તમારો પોતાનો જે કાંઇ પણ વૃત્તાન્ત સંભળાવવાનો હોય, તે કોઈ પણ પ્રકારના સંકોચવિના સંભળાવો; કારણ કે, તમારો તે વૃત્તાન્ત અત્યંત આવશ્યક તથા મહત્ત્વનો હોવો જોઇએ, એ અમો સારીરીતે જાણીએ છીએ અને તેટલામાટે તમારા વૃત્તાન્તને અમો ધ્યાનપૂર્વક સાંભળીશું. ” ન્યાયાધીશે અનુમતિ દર્શાવી.

ઐરને ન્યાયાધીશને આભારદર્શક નમન કર્યું અને ત્યાર પછી તેણે પોતાના ઇતિહાસનો આરંભ કર્યો:—

“ ઇ. સ. ૧૪૭૮ માં હું મારા વયના ત્રીસમાં વર્ષમાં આવ્યો હતો અને તે સમયમાં મારા સ્વર્ગવાસી વડિલ જે વિશાળ સંપત્તિ ઉદારતાથી મારામાટે મૂકી ગયા હતા, તે સંપત્તિનો હું સ્વતંત્ર અધિકારી થયો હતો. એ પછી અલ્પ કાળમાં જ મારા કાકાનો સ્વર્ગવાસ થતાં તેમની સંપત્તિનો પણ હું જ ઉત્તરાધિકારી થયો હતો અને તેના યોગે મારી સંપત્તિમાં વૃદ્ધિ થઇ હતી; અર્થાત્ પ્રથમ મારી જે ધારણા હતી તેના કરતાં પણ હું અત્યંત ધનાઢ્ય થઇ ગયો હતો અને તેથી હવે વિશેષ મહત્ત્વકાંક્ષાને હૃદયમાં સ્થાન આપવાની મારામાટે લેશ માત્ર પણ આવશ્યક્તા રહી નહોતી. પૌરસ્ત્ય દેશોમાં પ્રવાસ કરવાની અને જે અસાધારણ રાષ્ટ્રનો ઓલિમ્પસ પર્વતની તળેટીમાં વસતી એક અજ્ઞાત જાતિમાંથી ઉદ્‌ભવ થયો હતો છતાં જે રાષ્ટ્રના લોકોએ પોતાના વિજયોને અત્યંત ત્વરાથી વિસ્તારીને પુરાતન બાઇજેન્ટિયમને પોતાની રાજધાની બનાવી હતી અને પોતાના રાજ્યની સીમાને ઑસ્ટ્રિયા તથા હંગેરીની સીમા સાથે જઇને અથડાવી દીધી હતી તે રાષ્ટ્રના લોકોના આચાર વિચાર તથા રૂઢિ વ્યવહાર આદિને જાણવાની મારા મનમાં ઘણા કાળથી આકાંક્ષા હતી; એટલે કે, ઑટોમન્ સામ્રાજ્યમાં પ્રવાસ કરવાની મારી અતિશય પ્રબળ ઇચ્છા હતી, એટલે મારા કાકાના મરણથી જે શોકદર્શક પોશાકને મેં ધારણ કર્યો હતો, તે શોકદર્શક પોશા-

કને ઉતારવાનો સમય આવતાં જ તેમજ મારી સંપત્તિ તથા મારા ગૃહ આદિને જાળવવામાટેની વ્યવસ્થા થઇ રહેતાં જ મારા વિશ્વાસપાત્ર ૭ અનુચરોને મારી સાથે લઇને મેં મારા ઇચ્છિત પ્રવાસનો પ્રારંભ કરી દીધો. મેં મારા એ પ્રવાસનો ઇ. સ. ૧૪૭૯ ના જાન્યુઆરી માસમાં આરંભ કર્યો હતો અને હું મારા સમયનો સ્વામી હોવાથી એટલે કે સર્વથા સ્વતંત્ર હોવાથી મારા પ્રવાસમાં ધીમે ધીમે અને આનન્દથી જ આગળ વધતો જતો હતો. મારા પ્રવાસમાં મારે જે કેટલાંક સાહસકર્મો કરવાં પડયાં હતાં અને જે કેટલાંક સંકટો મારા શિરપર આવી પડયાં હતાં તે સર્વનો વિસ્તૃત વૃત્તાંત સંભળાવીને આપ શ્રીમાન્‌ના અમૂલ્ય સમયનો અધિક ભોગ લેવાની મારી ઇચ્છા નથી. માત્ર એટલું કહેવું જ સંપૂર્ણ છે કે, સર્વિયા, મોલ્ડેવિયા અને વૅલેશિયાનાં મુખ્ય મુખ્ય નગરોનાં સર્વ ઉત્કૃષ્ટ સ્થાનોને જોઇને અને ત્યાંના રાજકુળના પુરુષો તથા અન્ય જનોના આદરાતિથ્યથી પરમ સંતુષ્ટ થઇને રૂમાલિયાના વિશાળ રાજ્યમાંથી હું કૉન્સ્ટેન્ટીનોપ્લ પ્રતિ જવાને આગળ વધ્યો. કૉન્સ્ટેન્ટીનોપ્લમાં મેં કેટલાક માસનો સમય વીતાડયો અને ત્યારપછી બૉસ્ફોરસ નદીને ઉલ્લંઘીને હું એનેટોલિયા નામક સ્થાનમાં જઈ પહોંચ્યો. ત્યાં પ્રાચીન ઑટોમન્ સુલ્તાનોનું કબ્રસ્તાન બ્રૂસામાં છે એટલે તે સ્થાનમાં જઇને મેં તે કબ્રસ્તાન જોયું. ત્યાંથી હું કારમાનિયા ગયો અને કારમાનિયામાંથી આગળ વધીને સીરિયામાં જઇ પહોંચ્યો. મારા આટલા પ્રવાસમાં બે વર્ષનો કાળ વીતી ગયેલો હોવાથી જે વેળાયે મેં એક વિશાળ રણને ઉલ્લંઘવાનો આરંભ કર્યો, તે વેળાયે ઇ. સ. ૧૪૮૧ નો સમય હતો. એ રણને ઉલ્લંઘતી વેળાયે મારા પોતાના વીર અને વિશ્વાસપાત્ર ૭ અનુચરો ઉપરાંત બીજા પણ સશસ્ત્ર અને સબળ વીસ ભાડૂતી સૈનિકો અથવા અકિન્દજી મારી રક્ષામાટે મારી સાથે હતા કે જે સૈનિકોને એલેપ્પોના ઈજિપ્શિય ગવર્નરે મારા રક્ષણમાટે મેળવી આપ્યા હતા.*

“ દમાસ્કસના નિકટમાં પહોંચતાં અચાનક એક એવી ઘટના બની કે, જે ઘટનાનો તે સમયથી અત્યાર સુધી એકવી અધિક કારણોથી મારા ભાગ્ય સાથે પ્રભાવયુક્ત સંબંધ જોડાઇ ગયો છે અને મારી ધારણા પ્રમાણે તે ઘટનાનો મારા ભાગ્ય સાથેનો એ સંબંધ એવા પ્રકારનો છે કે જે કદાપિ ટૂટવાનો જ નથી. અમો તે પ્રાંતની રાજધાની દમાસ્કસના નિકટમાં જ હતા અને સત્વર ત્યાં પહોંચી

* તે સમયમાં સીરિયા તુર્કસ્તાનના સુલ્તાનના અધિકારમાં નહોતું, કિન્તુ મામલુક અથવા ઈજિપ્શિયન સામ્રાજ્યાન્તર્ગત હતું.

જવાની આશાથી અમો શીઘ્ર ગતિથી ચાલ્યા જતા હતા એટલામાં અચાનક સશસ્ત્ર સાઠ લુટારાના એક ઝુંડે આવીને અમારા પર આક્રમણ કર્યું. અમોએ અમારા રક્ષણમાટે મરણિયા થઇને તેમની સાથે યુદ્ધ કર્યું, પરંતુ તેમની સંખ્યા વધારે હોવાથી અંતે તેમનો જય થયો અને અમો પરાજિત થઇ ગયા. લુટારા સાથેની એ ઝપાઝપીમાં મારા છ અનુચરો કપાઈ ગયા હતા અને વીસ અકિન્દજીઓમાંના દશ કે બાર મનુષ્યો નિર્જીવ થઇને રેતીમાં પડયા હતા. આવા કટાકટીના અથવા અણીના સમયમાં પરમેશ્વરે અચાનક અમારા ઉદ્ધારની વ્યવસ્થા કરી હોયની ! તેવી રીતે અમોને એક ન ધારેલી સહાયતા આવી મળી. પૌરસ્ત્ય દેશમાં અત્યંત માનદર્શક ડિમેટ્રિયસ નોટરસના નામથી અત્યંત વિખ્યાત એક વ્યાપારી તે યુદ્ધભૂમિમાં આવી ચઢયો કે જેની સાથે સશસ્ત્ર મનુષ્યોનું એક સારૂં સૈન્ય હતું. આ સહાયતાને આવેલી જોઇને લુટારા અમારી પાસેના માલને લૂટયા વિના જ પલાયન કરી ગયા અને ત્યાર પછી તે વ્યાપારી મને પોતાની સાથે રાજધાનીમાંના પોતાના આગારમાં લઇ ગયો લુટારા સાથેની ઝપાઝપીમાં હું પણ ઘવાયો હતો અને મારા શરીરમાં મોટા મોટા જખ્મ થયા હતા; પરંતુ તે વ્યાપારીની દેવીતુલ્ય દુહિતાએ એક ભગિની સમાન સ્નેહથી મારી શુશ્રૂષા કરવા માંડી અને તેના યોગે ધીમે ધીમે મારા જખ્મો રૂઝાવા માંડયા. તે વ્યાપારીની એ દુહિતાનું નામ ઈરીન્ હતું અને મારા જખ્મો જેટલી ઉતાવળથી ભરાતા જતા હતા, તેના કરતાં હજારગણી વધારે ઉતાવળથી મારા હૃદયમાંનો તે મનોહારિણી ઈરીન્ વિષયક પ્રેમભાવ આગળ અને આગળ વધતો જતો હતો. પ્રેમનો અગ્નિ કાંઈ એક જ સ્થાનમાં પ્રજ્વળતો નથી; અર્થાત્ પ્રિયતમા ઈરીને પણ મારા પ્રેમને પોતાના હૃદયમાં સ્થાન આપ્યું અને અમારા એ પરસ્પર પ્રેમને જોઇને ડિમેટ્રિયસ નોટરસે અમારા લગ્નસંબંધમાટે પોતાની અનુમતિ આપી દેવાથી અમારા સુખ તથા આનન્દના માર્ગમાં હવે કોઇ પણ કંટક અવશિષ્ટ હોય, એમ અમારા જોવામાં ન આવ્યું; એટલે કે, અમો ઉભય અમારા પ્રેમસુખના માર્ગને સર્વથા નિષ્કંટક જ માનવા લાગ્યાં. હું ધનાઢ્ય પુરુષ હતો, મારી જન્મભૂમિમાં મારી સંપત્તિ અગાધ હતી અને મારી સાથે પણ મેં કેટલાંક બહુમૂલ્ય રત્નો, હીરા, નીલમ તથા માણિક્ય આદિ રાખ્યાં હતાં. તે વ્યાપારી પણ ધનાઢ્ય હતો અને ઈરીન્ તેની એક માત્ર પુત્રી હોવાથી તેના પિતાની સમસ્ત સંપત્તિ-

ની ઉત્તરાધિકારિણી તે જ હતી. સારાંશ કે, પરસ્પર પ્રેમનો વિચાર કરવામાં આવે કિંવા પરસ્પર યોગ્યતાનો વિચાર કરવામાં આવે, તો તે ઉભય પ્રકારના વિચારો અમારી આશાઓના પક્ષમાં જ હતા અને તેથી નિરાશાને હૃદયમાં સ્થાન આપવાનું અમને કશું પણ પ્રયોજન નહોતું.

"અમારાં લગ્નમાટેનો જે દિવસ નિયત કરાયલો હતો તે દિવસથી આગલા દિવસની સંધ્યાના સમયમાં હું ઈરીન્ પાસેથી બજારમાં જવામાટે નીકળ્યો. મારી પાસે જર્મનીનાં જે કેટલાંક બહુ-મૂલ્ય રત્નો હતાં તેમના બદલામાં ત્યાંના કેટલાક સારા સારા અલંકારો ખરીદી લેવા; એ જ મારો બજારમાં જવાનો ઉદ્દેશ હતો; કારણ કે, બીજા દિવસના એટલે કે લગ્નના દિવસના પ્રભાતકાળમાં જ મારી ભાવિપ્રાણેશ્વરીને એ અલંકારો અર્પવાની મારી પ્રબળ ઇચ્છા હતી. હું બજારમાં ગયો અને ત્યાં મારા કાર્યને મેં સમાપ્ત કર્યું. કાર્યની સમાપ્તિ થતાં હું તે વ્યાપારીના, મારા ભાવિશ્વસુરના આ-ગારપ્રતિ જવાને પાછો વળ્યો. એ વેળાયે સર્વત્ર અંધકારનો અધિકાર વ્યાપી ગયો હતો અને હું એક અંધકારાવૃત્ત, સંકુચિત તથા મનુષ્ય-હીન માર્ગમાં ચાલ્યો જતો હતો. અચાનક મારા મસ્તકપર કોઇએ એક શૉલ નાખી અને ત્યારપછી તે શૉલને મારા મુખપર એવી તો તાણીને બાંધી દેવામાં આવી કે તેના યોગે મારામાટે મુખમાંથી શબ્દ ઉચ્ચારવાનું સર્વથા અશક્ય તથા અસંભવનીય જ થઇ પડ્યું. એ ક્ષણે જ મારા હાથોને પણ બાંધી દેવામાં આવ્યા અને ત્યારપછી એ મનુષ્યો મને ઉચકીને અત્યંત વેગથી ચાલતા થઇ ગયા. એવી સ્થિતિમાં અમો લગભગ અર્ધા કલાક સુધી આગળ અને આગળ વધતા રહ્યા અને એટલા સમયમાં મનમાં ઉદ્ભવતી અનેક પ્રકારની ભયંકર કલ્પનાઓ તથા ભીતિના પરિણામે હું બહુધા અચેતન જેવો જ થઇ ગયો હતો. ત્યારપછી મને ભૂમિપર ઊતારવામાં આવ્યો અને મારા મુખપરની શૉલને પણ કાઢી નાખવામાં આવી. ત્યાં નેત્રો ઊઘાડીને મેં જોયું તો હું રાજધાની દમાસ્કસના કિલ્લાના બાહ્ય-ભાગમાં આવ્યો હતો અને ત્યાં બેઠેલા છ હથિયારબંધ બદમાશોના હાથમાં સપડાયલો હતો, એવી મારી પરિસ્થિતિ મારા જોવામાં આવી. ત્યાં મને એક અશ્વપર બેસાડવામાં આવ્યો અને તે બદ-માશોમાટે પણ બીજા ઘોડા તૈયાર હોવાથી તેઓ પણ તે ઘોડાઓ-પર ચઢી બેઠા. દમાસ્કસની સીમાને ત્યાગીને અમારો એ સમુદાય અત્યંત વેગથી અન્યત્ર જવાને ચાલવા લાગ્યો. એવી રીતે બે કલા-

કનો પ્રવાસ કર્યા પછી અમો પાષાણસમાન કઠિન થઇ ગયેલી વાલુકાના એક ઢગલામાંની એક ગુહા પાસે આવી પહોંચ્યા. એ સ્થાનમાં આવ્યા પછી મારા ભાગ્યમાં જે પરિસ્થિતિ લખાયલી હતી તે મારા જાણવામાં આવી ગઇ. લુટારાના જે સમૂહે દમાસ્કસના નિકટ ભાગમાં મારાપર અને મારા અંગરક્ષકોપર આક્રમણ કર્યું હતું અને અચાનક ડિમેટ્રિયસ નોટરસના આગમનથી જે લુટારાના પંજામાંથી મારો તથા મારી સાથેના દશ સૈનિકોનો ઉદ્ધાર થયો હતો; તે લુટારાનો સરદાર હું બજારમાં જે વેળાયે અલંકારો ખરીદતો હતો તે વેળાયે બજારમાં હાજર હતો; એટલે તેણે મને તત્કાળ ઓળખી લીધો અને તેની સાથેના બીજા એક લુટારા સહિત તે મારી પાછળ પડયો. અર્થાત્ મારૂં હરણ કરનાર લુટારાનો તે સરદાર અને તેનો સાથી જ હતા. તે ગુહામાં પહોંચતાં જ મારાં વસ્ત્રોને ઊતારી લેવામાં આવ્યાં અને જે અલંકારો મેં ખરીદ્યા હતા તે મારી પાસેથી લઇ લેવામાં આવ્યા. પરંતુ એના કરતાં પણ કેટલીક અધિક મૂલ્યવતી વસ્તુઓ મારા અધોવસ્ત્રની નીચે કટિમાં બાંધેલા પટામાં મેં સંતાડી રાખી હતી, એ વિશેનો તે લુટારાને કશો પણ સંશય ન આવ્યો અને તેથી જર્મનીથી આણેલી તે મૂલ્યવતી વસ્તુઓ તેમના હાથમા જતી બચી ગઇ.

“ત્યારપછી તે લુટારાને મેં એવા પ્રકારની પ્રાર્થના કરી કે, ‘જો તમો મને પાછો દમાસ્કસમાં જવા દ્યો, તો હું તમને મારી મુક્તિના બદલામાં નાણુંની મોટી રકમ આપવાને તૈયાર છું અને હું ડિમેટ્રિયસ નોટરસ પાસે પહોંચતાં જ તે રકમ તમને મળી જશે.’ પરંતુ તેમણે મારી એ પ્રાર્થના સાંભળી જ નહિ અને બીજા દિવસના પ્રભાતમાં તેઓ બળાત્કારે મને પોતાની સાથે લઇને સમુદ્રતીરપ્રાન્ત ભણી જવાને ચાલતા થઇ ગયા. લગ્નની ઘટિકામાં મારી પ્રિયતમા પ્રાણેશ્વરી ઈરીનથી થયેલા એ વિયોગ—અચાનક અને અચિન્ત્ય વિયોગ—નો મારા હૃદયમાં કેટલો અને કેવો અસહ્ય આઘાત થયો હશે, તે વિસ્તારીને સંભળાવવાની આવસ્યકતા હોય, એવી મારી માન્યતા નથી; કારણ કે, અત્યારે અહીં જે સન્નારીઓ અને સત્પુરુષો વર્તમાન છે અને મારા વૃત્તાન્તને સાંભળતાં બેઠાં છે, તેઓ મારી એ મર્મવેદનાની સારી રીતે કલ્પના કરી શકે તેમ છે. તે વેળાયે મારા હૃદયમાં એવી તો મર્માન્તક વેદના થતી હતી કે, તેનું વર્ણન મુખથી કરી શકાય તેમ નથી. થોડા દિવસમાં અમો સમુદ્રતીરવર્તી પ્રદેશમાં પહોંચી ગયા અને ત્યાં તે લુટારાએ મને એક

ટ્યુનિશિયન્ ચાંચિયાના હાથમાં એક ગુલામ તરીકે વેચી નાખ્યો. તે ચાંચિયાની નૌકા ત્યાંના એક છુપા અને નિર્જન તીરપ્રાન્તમાં લંગર નાંખીને પડી હતી, તે હવે તત્કાળ ત્યાંથી હંકારી ગઇ અને સમુદ્રમાં ચાલવા લાગી. પરંતુ સંધ્યાસમયે અચાનક તુર્કસ્તાનના સુલ્તાનની યુદ્ધનૌકાઓના સર્વોત્કૃષ્ટ અધિકારી એક પાશા પોતાની સૈનિકોથી ભરેલી એક નૌકામાં બેસીને સમુદ્રમાંથી પસાર થતો હતો તેના હાથમાં એ ચાંચિયાની નૌકા સપડાઇ ગઇ અને તે પાશાએ એ ચાંચિયાની નૌકાને કબ્જે કરી લીધી. ચાંચિયાના સરદારને નૌકાના ડોલપર લટકાવીને એટલે કે ફાંસી આપીને મારી નાખવામાં આવ્યો અને મને તેમ જ અન્ય જનોને તે પાશાની નૌકામાં ચઢાવી લેવામાં આવ્યા. પાશાની નૌકામાં અમોને ગુલામો પ્રમાણે સંકળોથી બે-બે સાથે જકડી લેવામાં આવ્યા અને ત્યારપછી બળાત્કારે અમારાંપર હલેસાં ચલાવવાની ફરજ પાડવામાં આવી. મેં તે પાશા સાથે મુલાકાત કરવામાટેની પ્રાર્થના કરી અને મારી પ્રાર્થનાને માન્ય કરીને તે પાશાએ મને પોતાની પાસે બોલાવ્યો એટલે મેં તેને મારા નામ તથા મારી સામાજિક મહત્તાનો પરિચય કરાવીને મારા દુર્ભાગ્યનો સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યો. પરંતુ તે પાશાને મારો એ વૃત્તાંત સંભળાવવાથી મને કશો પણ તાત્કાળિક લાભ ન થયો; કારણ કે, તે વેળાયે તુર્કસ્તાનના સુલ્તાન તથા જર્મનીના કયસરના પરસ્પર યુદ્ધનો આરંભ થઇ ગયો હતો, એટલે મને, હું જર્મન્ હોવાથી યુદ્ધના બંદિવાન્ તરીકે રાખવામાં આવ્યો અને તેઓ મારી સાથે એક ગુલામ તરીકેનું જ વર્ત્તન ચલાવવા લાગ્યા. આવી પરિસ્થિતિમાં આવી પડવા છતાં પણ મેં મારી પાસેનાં જવાહિરાતને સંભાળથી જાળવી રાખ્યાં હતાં. એ જવાહિરાત મારી પાસે જળવાઇ રહ્યાં તેનું એક બીજું એ પણ કારણ હતું કે, હું ઇજિપ્શિયન્ લુટારાના હાથોમાં સપડાયલો હોવાથી તેમણે એનું સર્વસ્વ લૂટી લીધું હશે અને એ કંગાલ પાસે એક કાણી કોડી પણ નહિ રહેવા દીધી હોય, એમ ધારીને તે તુર્કોએ મારા શરીરની અને મારાં વસ્ત્રોની જડતી જ લીધી નહોતી.

"વસ્તુતઃ તે સમયની મારી સ્થિતિ અત્યંત દયાજનક હતી. શૃંખલાથી બંધાયલો હું દિવસે જે સ્થાનમાં બેસી રહેતો હતો, ત્યાં જ રાત્રે મારે સૂઇ રહેવું પડતું હતું. એવી અવસ્થામાં પણ જો જરાક પણ ચું કે ચાં કરીએ, તો ચાબુકના ફટકાથી વાંસો ફાટી જવાનો ભય રહ્યા કરતો હતો; કારણ કે, તુર્કોનો એક અધિકારી હાથમાં

ચાબુક લઇને ગુલામોની દેખરેખમાટે અષ્ટૌપ્રહર ફર્યા કરતો હતો અને જો કોઇનો જરા પણ વાંક આવે, તો તે તેના બરડાનું ચામડું ફટકા મારીને ફાડી નાખતો હતો. તે તુર્ક અધિકારી નિરંતર સશસ્ત્ર રહેતો હતો અને તેના ચાબુકના સખ્ત દોરડામાં વચ્ચે સીસાની ગાંઠો મારેલી હોવાથી તે જેનાપર પડે, તેનું ચામડું ફાટવું જ જોઇએ, એવો નિયમ જ થઇ ગયો હતો. એ ઉપરાંત એ બંદિગૃહમાંના મારા જે મારા જેવા જ સાથીઓ હતા, તેઓ અત્યંત નીચ પ્રકૃતિના હોવાથી વાતની વાતમાં વારંવાર મારૂં અપમાન કર્યા કરતા હતા અને તે પણ મારે નિરુપાયવશતાથી મૂક મુખે સહન કરવું પડતું હતું. તે નૌકામાંના તુર્ક સરદાર તથા સૈનિકોના ભોજનનો એઠવાડો અને સડી ગયેલું માંસ ઇત્યાદિ પદાર્થો અમને ખાવામાટે આપવામાં આવતા હતા અને અમારી તૃષાને અમારે સમુદ્રના ખારા પાણીથી જ શાન્ત કરવી પડતી હતી. આવી અસહ્ય યંત્રણાઓમાં પણ જ્યારે મારા મનમાં ઇરીન્ વિશેનો વિચાર આવતો હતો, ત્યારે તો વળી મારી દુર્દશાનો અવધિ જ થઇ જતો હતો; આવી રીતે અચાનક દમાસ્કસમાંથી હું અદૃશ્ય થયેલો હોવાથી ઇરીન્ કાં તો મને પ્રતિજ્ઞાભંજક માની લેશે અને કાં તો મને મરી ગયેલો ધારી લેશે, એ વિચારથી મારી છાતી ફાટી જતી હતી અને હું પરમેશ્વરને મને એ યંત્રણાથી મુક્ત કરવામાટે મરણ આપવાની પ્રાર્થના કર્યા કરતો હતો.

" તુર્કોના એ ભયંકર કારાગૃહમાં મારો એક વર્ષ જેટલો કાળ વીતી ગયો અને ત્યારપછી કૅન્ડિયાના સમુદ્રમાં તુર્કી યુદ્ધનૌકા અને વિનિશિયન્ યુદ્ધનૌકાઓના પરસ્પર યુદ્ધનો પ્રસંગ આવીને ઊભો રહ્યો; કારણ કે, મહાન્ વિનિશિયન્ પ્રજાસત્તાક રાજ્યે તુર્કસ્તાનના તૂફાનથી સમસ્ત ક્રિશ્ચિયન્ રાજ્યોને રક્ષવાના ઉદ્દેશથી જર્મનીના પક્ષને સ્વીકારી લીધો હતો. છતાં એ યુદ્ધમાં પણ ક્રિશ્ચિયનોનો પરાજય થયો અને તેમની સર્વ નૌકાઓ શત્રુઓના હસ્તમાં જઇ પડી. હવે તુર્ક નૌકામાં નવીન ગુલામોનો નવીન પ્રવાહ આવવા લાગ્યો અને એક વિનિશિયન્ નૌકામાંથી જે બે નવીન જર્મન્ ગુલામોને પકડવામાં આવ્યા હતા, તેમને, જે નૌકામાં હું હતો તે જ નૌકામાં એટલે કે, તે તુર્ક પાશાની નૌકામાં મારા સાથી થવામાટે મોકલી આપવામાં આવ્યા અને તેમને પણ જે બેન્ચ સાથે મને બાંધવામાં આવ્યો હતો તે જ બેન્ચ સાથે બાંધીને રાખવામાં આવ્યા. તે બન્ને કેદીઓ તે જ હતા કે જેઓ અત્યારે આ ન્યાયમંદિરમાં ઉપસ્થિત

છે અને જેમનાં નામો અનુક્રમે ગ્રેગરી વૉલ્સ્ટીન્ તથા શર્મન્ છે. જે વેળાયે ગ્રેગરી અને હું આવા વિલક્ષણ સંયોગોમાં એક બીજા સાથે મળ્યા, તે વેળાયે અમારા શરીર તથા આકાર આદિની તંતોતંત સમાનતાને જોઇને અમો બન્ને આશ્ચર્યચકિત થઇ ગયા. હું વિલક્ષણ સંયોગોમાં આવી પડેલો હોવાથી અને એવા પ્રસંગે પોતાના દેશબાંધવોને જોઇને સ્વાભાવિક જ આનંદ થવાનો સંભવ હોવાથી મને પણ તેમને જોઈને સ્વાભાવિક જ આનન્દ થયો અને તેથી હું તેમની સાથે નિષ્કપટ પ્રેમભાવથી વાર્ત્તાલાપ કરવા લાગ્યો; છતાં એ ઉભયમાંના વૉલ્સ્ટીન્ સાથે મારો કાંઇક વિશેષ પ્રેમસંબંધ બંધાયો હતો, એ પણ મારે અહીં જણાવવું જોઇએ. પરસ્પર વાર્ત્તાલાપ કરવાનો અમને વિપુલ અવકાશ મળતો હતો અને જે ભૂમિને પુનઃ એકવાર જોઇને અમારાં નેત્રોને કૃતાર્થ કરવાની અમો આશા રાખતા હતા, તે અમારી જન્મભૂમિ વિષયક ચર્ચા અમારા સંતોષનું મુખ્ય સાધન થઈ પડી હતી. જેમ જેમ સમય વીતતો ગયો, તેમ તેમ હું વૉલ્સ્ટીન્‌ને મારી સર્વ ગુપ્ત વાર્ત્તાઓ અનુક્રમે જણાવતો ગયો. જર્મનીમાંની મારી સમસ્ત સ્થાવર તથા જંગમ સંપત્તિનું તેની આગળ મેં વિસ્તારથી વિવેચન કર્યું, મારાં ક્ષેત્રોની સંખ્યા ગણાવી દીધી, મારા ભાડુતોનાં નામો જણાવી દીધાં અને મારા વીતેલા જીવનની સર્વ ઘટનાઓથી તેને જાણીતો કરી દીધો. ઇરીન્ વિષયક મારા પ્રેમની વાર્ત્તા પણ મેં તેને જણાવી અને લુટારાએ બળાત્કારે મને કેવી રીતે ઇરીન્‌થી દૂર કર્યો હતો, એ કથા પણ કહી સંભળાવી. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, અમો નિરંતર એક બીજાના ભેદો વિશે ચર્ચા ચલાવીને અમારો સમય વીતાડતા હતા અને એ કારણથી ધીમે ધીમે અમો બંધુ જેવા જ થઇ ગયા. અમારામાંથી કોઇએ પણ શર્મન્‌ને મિત્રતાના એટલા અધિકાર આપ્યા નહોતા અને તેથી તે અમારા ભેદોને જાણી શક્યો નહોતો. જો કે તે એક ક્રિશ્ચિયન્ હોવાથી તેને એક ધર્મબન્ધુ માનીને તેની સાથે પણ અમો યોગ્ય વર્ત્તન રાખતા હતા છતાં પણ અમો એક બીજાના જે ભેદો જાણતા હતા, તે ભેદો અમોએ શર્મન્‌ને જણાવ્યા નહોતા.

"વૉલ્સ્ટીને કોઇ પણ પ્રકારના કપટ વિના મને જણાવ્યું હતું કે, જ્યારે તેને એક કયદી તરીકે પકડવામાં આવ્યો હતો. તે વેળાયે તેનું ભાગ્ય ફૂટી ગયેલું હતું, એટલે કે, તે એક દુર્ભાગી અને દુઃખી મનુષ્ય હતો. તેણે કેટલાંક વર્ષ ઇટલીમાં વીતાડયાં હતાં અને ત્યાં દ્યૂત તથા વ્યભિચારમાં પડી જવાથી તેનો સર્વનાશ થયો હતો.

એવી રીતે કપર્દિકાહીન થઈ જવાથી તેણે જર્મનીની ગુપ્ત ન્યાય-સભાના એક એજન્ટ તરીકેના વ્યવસાયનો સ્વીકાર કરી લીધો હતો. તે ગુપ્ત ન્યાયસભાના કોઇ એક ગુપ્ત કાર્યમાટે,—કે જે કાર્યનો સ્ફોટ ન કરવાની તેણે પ્રતિજ્ઞા કરેલી હોવાથી તે વિશે કાંઇ પણ મને જણાવ્યું નહોતું;—એક વિનિશિયન્ યુદ્ધનૌકામાં ચઢાવીને તેને કોઇ દૂરના સ્થાનમાં જવામાટે રવાના કરવામાં આવ્યો હતો. તે પોતાના ગત જીવન વિશે એટલોબધો ખેદ અને પશ્ચાત્તાપ કર્યા કરતો હતો કે, અંતે તેના એ પશ્ચાત્તાપથી દ્રવીભૂત થઇને મારે તેને આશ્વાસન આપવું જ પડ્યું. મેં તેને જણાવ્યું કે, 'જો ઈશ્વરની કૃપાથી આપણે આ બંધનથી મુક્ત થઈશું, તો એટલાં સાધનો તો અવશ્ય હું તમને આપીશ કે જેના યોગે તમો પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરી શકશો અને પોતાનો નિર્વાહ આનન્દપૂર્વક ચલાવી શકશો.' મારો તેનામાં એટલો બધો વિશ્વાસ બંધાઇ ગયો હતો કે, જે જવાહિરાતને પટામાં નાખીને મેં મારી કમરપર છુપાવી રાખ્યાં હતાં, તે જવાહિરાતનો ભેદ પણ મેં તેને જણાવી દીધો અને શર્મન્માં અમારો વિશ્વાસ ન હોવાથી તેનાથી એ ભેદને ગુપ્ત રાખવામાટેની અમો બન્નેએ દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી.

"એક પછી એક કરીને વર્ષો વીતવા લાગ્યાં અને બંધનમાંનાં અમારાં એ વર્ષોનો એક એક દિવસ અમારાં હૃદયોમાં નિરાશાનો કેવો ઊંડો છાપ પાડીને વીતતો હતો, તે કેવળ અમો જ જાણતા હતા. તે સમયમાં મેં જે જે અસહ્ય યાતનાઓ સહન કરી હતી, તે સર્વ યાતનાઓનું વિસ્તૃત વિવેચન કરીને હું આપને કંટાળો આપવા નથી ઇચ્છતો; કારણ કે, અત્યારે અહીં જે સભ્ય સ્ત્રીઓ તથા સભ્ય પુરુષો પધારેલાં છે, તેઓ તુર્ક લોકો પોતાના હાથમાં પકડાયલા ગુલામોને શ્વાન સમાન ગણીને તેમનાપર કેટલા અને કેવા અમાનુષી અત્યાચારો કરતા હોય છે, એ વાર્ત્તાને સારી રીતે જાણે છે અને તેથી એની કલ્પના તેઓ સહજ કરી શકે તેમ છે. અંતે ઈ. સ. ૧૪૮૮ માં અમારી એ યંત્રણાઓનો અચાનક અને ન ધારેલી રીતે અંત આવ્યો અને અમારા ઉદ્ધારનો અવસર અમારાં નેત્રો સમક્ષ આવીને ઊભો રહ્યો. પાશાની નૌકામાંથી અમને એક બીજી લઘુ નૌકામાં મોકલવામાં આવ્યા અને તે નૌકાને મોરીયા લઇ જવાનો હુકમ અપાયો. એક દિવસ પ્રભાતમાં સેફાલોનિયાના સમુદ્રમાં અમારો એક વિનિશિયન્ નૌકા સાથે ભેટો થઇ ગયો અને એક પ્રહરના ભયાનક યુદ્ધ પછી ક્રિશ્ચિયન્ નૌકાએ અમા-

ટામન્ અથવા-તુર્ક નૌકાને તેનો વાવટો ઊતારી નાખવાની ફરજ પાડી અને ત્યારપછી નિકટમાં આવીને તે નૌકાને પોતાના અધિકારમાં લઇ લીધી. અમારો ઉદ્ધાર થયો, અમને વિનિશિયન્ નૌકામાં લઇ જવામાં આવ્યા અને તે નૌકાના અધિકારીએ અમારો બહુજ સારો સત્કાર કર્યો. તે અધિકારીને મારું નામ તથા મારી પદવી જણાવતાં તેણે મારો અધિક સત્કાર કર્યો અને મારા કારણથી વૅાલ્સ્ટીન્ તથા શર્મન્ સાથે પણ તે માનદર્શક ભાવથી વર્ત્તવા લાગ્યો. આવી રીતે માર્ગમાં વિજય મેળવીને તે વિનિશિયન્ નૌકા વેનિસ નગર પ્રતિ જવાને ચાલતી થઇ અને યોગ્ય સમયમાં અમો તે પ્રજાસત્તાક રાજ્યના સમુદ્રવેષ્ટિત નગરમાં જઇ પહોંચ્યા.

" ત્યાંથી મેં કોઇ પણ પ્રકારના વિલંબ વિના વાયના જવાનો અને ત્યાં જઇને મારી સંપત્તિ આદિની સુવ્યવસ્થા કરવાનો નિશ્ચય કર્યો; કારણ કે, મારી ત્યાંની નવ વર્ષની અનુપસ્થિતિમાં કદાચિત્ મારી સંપત્તિની અવ્યવસ્થા થઈ ગઇ હશે, એવી મારા હૃદયમાં ભીતિ હતી; તેમ જ ત્યાં જઇને તત્કાળ કરીન્ સાથે પત્રવ્યવહાર ચલાવવાનો અને તેને મારા નવવર્ષીય વનવાસના સમાચાર આપવાનો પણ મારો દૃઢ મનોભાવ હતો. વેનિસમાં પહોંચીને મેં મારી પાસેના જવાહિરાતમાંથી થોડોક ભાગ વેચી નાખ્યો અને મારા બન્ને સાથીઓ, વૅાલ્સ્ટીન્ તથા શર્મનને મારી સાથે આવવામાટેનો આગ્રહ કર્યો. પરંતુ શર્મને હાલ તરત વેનિસમાં રહેવામાટેનાં કેટલાંક કારણો દર્શાવ્યાં; મેં તેને તેના નિર્વાહમાટે તથા તેના જીવનનો નવીનતાથી આરંભ કરવામાટે નાણાંની સારી રકમ આપી અને વૅાલ્સ્ટીન્ મારી સાથે વાયના આવવામાટે તૈયાર થયો.

" પરંતુ વેનિસમાંથી કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના નીકળવાનું મારા ભાગ્યમાં લખાયલું જ ન હોવાથી અચાનક એક એવું વિઘ્ન આવીને ઉપસ્થિત થયું કે, જેના સવિસ્તર વર્ણનની આવશ્યકતા છે. મારા અને વૅાલ્સ્ટીનના જર્મની પ્રતિ જવામાટે રવાના થવાનો જે દિવસ નિયત કરવામાં આવ્યો હતો, તે દિવસથી આગલા દિવસની સંધ્યાની વેળાયે વેનિસ નગરના મુખ્ય માર્ગોમાંના એક માર્ગમાં હું ત્યાંના ભવ્ય આગારો અને મોટી મોટી શૃંગારેલી દુકાનોની મારા મનમાં પ્રશંસા કરતો ભ્રમતો હતો; એટલામાં જે વૅાલ્સ્ટીનને અમો જે હૅાટેલમાં ઊતર્યા હતા તે હૅાટેલમાં અમારા આવતી કાલના પ્રવાસની તૈયારી કરવામાટે મૂકી આવ્યો હતો, તે વૅાલ્સ્ટીનને મેં મારી પાસેથી પસાર થતો અને એક સુંદર સદનના ખુલ્લા પડેલા

દ્વારમાં પ્રવેશ કરતો જોયો અને તેથી હું આશ્ચર્યચકિત થયો; કારણ કે, મને તો વૉલ્સ્ટીને એમ જ જણાવ્યું હતું કે, 'સંધ્યાકાળે કિંવા રાતે હું તો હૉટેલથી બહાર નીકળવાનો જ નથી.' મારાપર આવેલી આપત્તિઓના અનુભવોએ મને શંકાશીલ સ્વભાવનો મનુષ્ય બનાવી દીધેલો હોવાથી તત્કાળ તેના વિશે મારા મનમાં સંશયનો ઉદ્ભવ થયો અને તે વૉલ્સ્ટીન્ પોતે જ હતો કે તેના જેવો જ બીજો કોઇ મનુષ્ય હતો, એ જાણવા-માટે હું તે સુંદર આગારના દ્વારમાં તેની પ્રતીક્ષા કરતો ઊભો રહ્યો. મને ત્યાં ઊભા રહ્યાને વિશેષ વેળા થઈ નહોતી એટલામાં તો તે આગારમાંથી કોઇ સ્ત્રીના ચીત્કારનો ભયાનક ધ્વનિ નીકળતો મારા સાંભળવામાં આવ્યો અને તે ચીત્કારને સાંભળી અવશ્ય આ આગા-રમાં કોઇ નિરાધાર અબળાપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર થતો હોવો જોઇએ, એવી કલ્પના મારા મસ્તિષ્કમાં આવતાં એક પળ માત્રનો પણ વિલમ્બ કર્યા વિના હું તે આગારમાં ઘુસી ગયો અને મારા જમણા હાથપરની નીસરણીપર ઊતાવળથી ચઢવા લાગ્યો. ચીત્કાર અદ્યાપિ સંભળાયા જ કરતો હતો અને તેથી જ્યાંથી તે ચીત્કાર આવવાનો મને ભાસ થતો હતો તે ભાગ પ્રતિ જવાને હું આગળ વધ્યો. જો કે તે ભાગમાં જવામાટેનો માર્ગ અંધકારમય હતો, છતાં પણ કેટલાંક દ્વારોને હું જોઇ શક્યો કે જે સર્વ દ્વારો અંદર તથા બહારથી વાસેલાં હતાં. જે ઓરડામાંથી ચીત્કારો આવતા સં-ભળાતા હતા તે ઓરડો છેક આગારના બીજા છેડાપર આવેલો હતો એટલે હું આગળ વધતો ગયો અને મારી તલ્વારને હાથમાં તૈયાર રાખીને તે ઓરડાનાં બારણાંને મેં ઉઘાડી નાખ્યાં. તે ઓર-ડામાં કોઇ પણ મનુષ્ય હતું નહિ અને ચીત્કાર પણ અચાનક બંધ થઇ ગયો હતો. પરંતુ જે ઓરડામાં હું આવી પહોંચ્યો હતો, તે ઓરડામાંની વસ્તુઓ એવી તો અદ્ભુત હતી કે તે વસ્તુઓને જોઇને હું સર્વથા દિગ્મૂઢ તથા સ્તંભિત થઇ ગયો અને ત્યાંથી જરા પણ ચળી ન શક્યો.

"તે ઓરડો જો કે સુંદર અને વિશાળ હતો, છતાં તેમાં ફર્નીચર બહુ જ ઓછા પ્રમાણમાં જોવામાં આવતું હતું. ઉપરની છત અથવા સીલીંગમાં લટકતા એક લૅમ્પનો પ્રકાશ તે ઓરડામાં વિસ્ત-રેલો હતો. ટેબલપર કાચની બે કે ત્રણ સુરાહીઓ પડેલી હતી, તેમાં એક પ્રકારનો શ્વેતરંગીય પ્રવાહી પદાર્થ ભરેલો હતો અને તેમના-પર ચોડેલાં લેબલપર 'કેન્ટરેલા' શબ્દ લખેલો હતો. એ સુરાહીએ

અથવા મોટા બાટલાની પાસે જ ચાર કે પાંચ બીજી નાની બાટલીઓ પડી હતી અને તેમાં સુરાહીઓમાંના પ્રવાહી કરતાં કાંઇક પાતળો પ્રવાહી પદાર્થ ભરેલો હોવાથી તેમનાપર 'અકવા કેન્ટરેલા' (કેન્ટરેલાનું પાણી) એ પ્રમાણેના શબ્દોવાળાં લેબ્લ્સ ચોડવામાં આવ્યાં હતા. તે ઓરડાના એક ખૂણામાં એક વિશાળકાય રીંછને સીલીંગમાંના એક આંકડામાં પાછલા પગ બાંધીને લટકાવવામાં આવ્યો હતો. તે રીંછ મરી ગયેલો હતો અને બરાબર તેની નીચે જમીનપર ચાંદીની એક રકાબી પડેલી હતી કે જેમાં પેલી નાની શીશીઓમાંના પ્રવાહી જેવો જ પ્રવાહી પદાર્થ ભરેલો હતો અને તે ફીણવાળો પ્રવાહી પદાર્થ હતો, એ ખાસકરીને ધ્યાનમાં રાખવાનું છે. તે મરેલા રીંછના ખુલ્લા ગળામાંથી એક એક બિન્દુ કરીને ટપકતો પ્રવાહી પદાર્થ જ તે રકાબીમાં ભરાયો હતો અને એ ખરેખર એક આશ્ચર્યકારિણી ઘટના હતી; પરંતુ એથી પણ અધિક આશ્ચર્યકારિણી એક અન્ય વસ્તુ પણ ત્યાં વર્તમાન હતી અને તે એક બળદ હતો. તે ઓરડાના એક બીજા ખૂણામાં ચાર સમાન્તર સ્તંભો ઉભા કરેલા હતા અને તે થાંભલા સાથે ચાર પગ બાંધીને એક બળદને ત્યાં ઉંધો નાખી દેવામાં આવ્યો હતો. તે બળદ પણ પેલા રીંછની પેઠે મરી ગયેલો જ હતો અને તેના પેટમાં એક વિશાળ છિદ્ર પાડવામાં આવ્યું હતું અને તે છિદ્રમાંથી તેનાં અંતરડાને કાઢી લેવામાં આવ્યાં હતાં. તે બળદની પાસેની લોહીથી રંગાયલી જમીનપર કોઇ મનુષ્યના ઉઘાડા પગોના છાપ પડેલા હતા. એ પગલાં તે ઓરડાના ત્રીજા ખૂણામાંની એક પર્યંકશય્યાપર્યંત લંબાયલાં હતાં અને તે શય્યાપરની ચાદર લોહીથી તરબોળ થયેલી દેખાતી હતી.

"ઘણીક રીતે એક કસાઇના કસાઇખાના જેવા દેખાતા એ ઓરડામાંનાં એ અસાધારણ દૃશ્યોને જોઇને હું આશ્ચર્યના સમુદ્રમાં ગોથાં ખાતો ઊભો હતો એટલામાં અચાનક મારી પાછળના ભાગમાં કોઈ મનુષ્યનાં પગલાંનો ધ્વનિ સંભળાયો અને મેં દૃષ્ટિને ફેરવીને જોયું તો એક તરુણી અને યુવતી સુંદરી ત્યાં આવતી મારા જોવામાં આવી; માત્ર એટલું જ નહિ, પણ એક પુરુષ ત્યાંથી ભાગતો મારી દૃષ્ટિયે પડયો અને તેને જોતાં મારો નિશ્ચય થઈ ગયો કે તે પુરુષ અન્ય કોઇ નહિ, પણ વૉલ્સ્ટીન પોતે જ હતો. જે સુંદર અબળા મારી પાસે આવીને ઊભી હતી, તે એક એવી તો અલૌકિકા સુંદરી અને મનોહારિણી રમણી હતી કે. માત્ર એક અબળા વિના એવી અગાધ રૂપવતી અન્ય કોઇ પણ અબળા તે સમય પર્યન્ત મારા જોવામાં

આવી શકી નહોતી. તે રમણી મારી તરફ આગળ વધી અને કહેવા લાગી કે: " તમો કોણ છો અને આજ્ઞા વિના આ આગરમાં શા કારણથી આવ્યા છો, તે જણાવશો ? " તેના એ પ્રશ્નના ઉત્તરમાં ત્યાં હું શા કારણથી અને કેવી પરિસ્થિતિમાં આવ્યો હતો એનો વૃત્તાન્ત મેં વિસ્તારથી કહી સંભળાવ્યો. મારો એ વૃતાન્ત સાંભળીને જાણે તે મારા આત્માને કિંવા મારા હૃદયને વાંચી લેવાનો એટલે કે, મારા આંતરિક ભાવોને જાણી લેવાનો પ્રયત્ન કરતી હોયની ! તેવા પ્રકારનો તેણે મારાપર દૃષ્ટિપાત કર્યો અને ત્યાર પછી અધિકાર-દર્શક સ્વરથી મારું નામ પુછ્યું. તેના એ પ્રશ્નના ઉત્તરમાં મેં જણાવ્યું કે: " મારૂં નામ ઍરન્ જે.નિંન્ છે; પરંતુ શ્રીમતી, જો મારા અહીં આવવાથી આપની કોઈ પણ પ્રકારની ક્ષતિ થઇ હોય, તો હું આ ક્ષણે જ અહીંથી પાછો ચાલ્યો જાઉં છું. " તે રમણીએ કહ્યું કે: " મારા શ્રીમાન્, આપ જેવી રીતે આ આગારમાં આવ્યા છો, તેવી જ રીતે આ આગારમાંથી પાછા બહાર નીકળી જાઓ, એ જ આપમાટે કલ્યાણકારક છે. " આ શબ્દો તેણે ગંભીર સ્વરથી ઉચ્ચાર્યા અને ઓરડામાં ગંભીરતાથી દૃષ્ટિપાત કરીને મને જણાવ્યું કે: " શ્રીમાન્, હું આપને એ સૂચના પણ આપી દઉં છું કે આપે આજે અચાનક જે વસ્તુઓ આ ઓરડામાં જોઇ છે, તે વિશે ક્યાંય કદાપિ એક શબ્દ માત્ર પણ ઉચ્ચારશો નહિ; કારણ કે, નહિ તો આપના પ્રાણ ભયમાં આવી પડશે ! "

"આ પ્રમાણેની સૂચના આપીને પોતાના હસ્તવડે તે રમણીએ મને ત્યાંથી ચાલ્યા જવાનો સંકેત કર્યો અને તેની આજ્ઞાને મસ્તકે ચઢાવીને હું તત્કાળ ત્યાંથી ચાલ્યો ગયો. અહીં મારે એ વાર્તા અવશ્ય જણાવવી જોઇએ કે તે રમણીએ પોતાના અત્યંત સુંદર અને મૂલ્યવાન વસ્ત્રાભૂષણો ઉપરાંત પોતાના જમણા હાથની વચલી આંગળીમાં એક વિલક્ષણ મુદ્રિકા ધારણ કરેલી હતી. તે મુદ્રિકાનો આકાર સિંહના મસ્તકનો હતો અને તે સિંહનાં નેત્રોના સ્થાનમાં અત્યંત મૂલ્યવાન્ બે હીરા જડેલા હતા.

" જેવો હું માર્ગમાં આવ્યો એટલે ઉતાવળે પગલે ચાલીને હૉટેલમાં જઇ પહોંચ્યો; કારણ કે, જે પુરુષને મેં બે વાર વૉલ્સ્ટીન્ તરીકે ધારી લીધો હતો તે વૉલ્સ્ટીન્ હતો કે નહિ, એ વિશેનો નિશ્ચય-કરી લેવાની મારા મનમાં બહુ આતુરતા વ્યાપી રહી હતી; પરંતુ હૉટેલમાંના અમારા ઓરડામાં પ્રવેશ કરતાં જ મેં વૉલ્સ્ટીનને ટેબલની પાસેની ખુરસીપર શાંતિથી બેઠેલો અને મદિરાપાન કરતો

જોયો. ટેબલપર મદિરાની જે બાટલી પડી હતી તેમાંનો અર્ધ ભાગ તે ગટગટાવી ગયો હતો એટલે અર્ધ ભાગ જ અવશિષ્ટ રહ્યો હતો. તે ક્યાંય બહાર ગયો હતો કે કેમ, એ વિશે મેં તેને પૂછ્યું, પણ તેણે દઢતા પૂર્વક જણાવ્યું કે, " આપ બહાર ગયા ત્યાર પછી હું આ ઓરડામાંથી પણ બહાર નીકળ્યો નથી, તો પછી હૉટેલમાંથી બહાર જવાની તો વાત જ ક્યાં રહી વારૂ ? " જો કે તેના આ ઉત્તરથી હું અચંબામાં તો પડી ગયો; પણ તેણે એ શબ્દો સત્યના એવા તો આડંબરથી ઉચ્ચાર્યા કે, મારે તેના વચનમાં વિશ્વાસ રાખવો જ પડયો અને તેના કથનને સત્ય તરીકે સ્વીકારવું જ પડયું. ત્યારપછી પેલા અદ્ભુત મહાલયમાં મેં જે કાંઇ જોયું હતું, તેનો ઇત્થંભૂત વૃત્તાન્ત મેં તેને કહી સંભળાવ્યો. મારા મુખથી એ વૃત્તાન્ત સાંભળી લઇને તેણે પૂછ્યું કે: " તે આગાર કોનો છે, એ વિશે આપે કાંઇ પણ પૃચ્છા કરી છે ખરી કે ? " મેં જણાવ્યું કે: " મેં એવી કશી પણ પૃચ્છા કરી નથી. " મારા આ ઉત્તરને સાંભળીને તે આગાર કોનો છે, એ નિશ્ચિત કરી લેવામાટે તેણે મને પોતા સાથે આવવાનો આગ્રહ કર્યો; પરંતુ હું અત્યંત શ્રમિત થયેલો હોવાથી અને મારાં પોતાના કાર્યોના વિચારોએ તે આગારના અધિક ભેદને જાણવામાટેની મારી ઉત્સુકતાને કિંવા ઉત્કંઠા શમાવી દીધેલી હોવાથી મેં તેના આગ્રહનો અસ્વીકાર કર્યો અને ત્યાર પછી હું મારા ઓરડામાં જઇને સૂઇ રહ્યો.

" પ્રભાતમાં હું અને વૅાલ્સ્ટીન્ એક નૌકામાં બેઠા અને પેલે પાર જઈ પહોંચ્યા. ત્યાં ત્રણ હથિયારબંધ મનુષ્યો અમારી વાટ જોતા તૈયાર ઊભા હતા; કારણ કે, તે સમયમાં ઇટલીના ઉત્તરપ્રદેશમાં બહુ જ લૂટફાટ ચાલતી હોવાથી અને ત્યાં લુટારાનો અતિશય ત્રાસ હોવાથી વૅાલ્સ્ટીને અમારા રક્ષણમાટે તેમને આગળથી જ ભાડે રાખી લીધા હતા. અમો અમારા પ્રવાસમાં આગળ વધ્યા અને થોડા દિવસમાં જ જુલિયન્ આલ્પ્સના સંકુચિત માર્ગોમાં જઇ પહોંચ્યા; કારણકે, તે માર્ગોને ઓળંગીને અમારો કાર્નિયોલામાં જવાનો મનોભાવ હતો. પરંતુ ત્યાંથી અમો હજી વધારે આગળ વધ્યા ન હોતા એટલામાં જ મારા સાથીઓની નીચતાનો મને સાક્ષાત્કાર થવા લાગ્યો. અમારા તે ત્રણ હથિયારબંધ સાથીઓનાં નામ અનુક્રમે ફ્રિટ્ઝ, કાર્લ અને કોન્રેડ હતાં; અને તેમાંનો ફ્રિટ્ઝ કે જે બીજા બે રક્ષકોનો અધિકારી હતો, તે, મારા શ્રીમાન્, અત્યારે આપસમક્ષ ઊભેલો છે. અમો એક પર્ણકુટીમાં પહોંચ્યા અને ત્યાં રાત્રિનિવાસ કરવામાટેની મેં મારી ઇચ્છા દર્શાવી. અમોએ ત્યાં છાવણી નાખી

અને ભોજનકાર્યથી નિવૃત્ત થઇને અમોએ ત્યાં શયન કર્યું. પરંતુ હું જેવો નિદ્રાધીન થયો એટલે તત્કાળ તેમણે મારી છાતીપર ચઢી બેસીને મને બાંધી લીધો, મારી પાસે જે જવાહિરાત હતું તે લૂટી લીધું અને ત્યાર પછી મને તેઓ ત્યાંના મઠમાં લઇ ગયા કે જ્યાં મારે આઠ વર્ષ જેટલો દીર્ઘકાળ એક કંગાલ કયદીની હાલતમાં વીતાડવો પડયો હતો

"મને ત્યાં એક ચારે તરફથી બંધ ઓરડામાં કયદ કરવામાં આવ્યો હતો. તે ઓરડાના એક છેડાપર એક ભીંત હતી અને તે ભીંતમાં એક બારી હતી. તે બારીને બહુધા તાળું વાસીને બંધ જ રાખવામાં આવતી હતી; પરંતુ કોઇ કોઇ વાર કોઈ કારણથી ત્યાંના પ્રહરીના પ્રમાદથી તે બારી ઊઘાડી પણ રહી જતી હતી. જ્યારે પણ એવી રીતે તે બારી ઊઘાડી રહી જતી હતી, ત્યારે કલાકોના કલાક સુધી હું તે બારી આગળ ઊભો રહીને બાહ્ય ભાગમાંના સંકુચિત પર્વતમાર્ગને જોયા કરતો હતો; પરંતુ ત્યાંની પરિસ્થિતિને જોઇને ત્યાંથી પલાયન કરવાની અને મારી ગયેલી સ્વતંત્રતાને પાછી મેળવવામાટેની મારી સર્વ આશાઓ નિરાશાના રૂપમાં ફેરવાઇ જતી હતી! મને એવો જ ભાસ થયા કરતો હતો કે, 'આ નરકાગારમાંથી મરણ વિના મને અન્ય કોઇ પણ મુક્ત કરી શકે તેમ નથી!' આજથી ૭ વર્ષ પૂર્વે અચાનક તે પર્વતના સંકુચિત પથમાં અથવા તે પર્વતની ખીણમાં મેં એક મનુષ્યને જોયો હતો અને તેને મેં મારા ઉદ્ધારમાંટેની પ્રાર્થના કરી હતી. પરંતુ મારાપર ચોકી રાખનાર સિપાહીઓ નિકટમાં હોવાથી તેઓ તરત બહાર નીકળી આવ્યા અને તેમણે તે મનુષ્યને ચતુર્ભુજ કરી લીધો. તે મનુષ્ય અત્યારે અહીં જ છે:" આ શબ્દો ઉચ્ચારીને બેરને અંગુલીથી મૅન્જિનીને ઓળખાવ્યો અને ત્યારપછી તે પોતાના વૃત્તાન્તમાં આગળ વધીને કહેવા લાગ્યો કે: "અને જેમણે એને પકડી લીધો હતો તેમણે એની સાથે કેવા પ્રકારનું વર્ત્તન કર્યું હતું, એ વિશેનો વૃત્તાન્ત એ પોતે જ આપને સંભળાવી શકે તેમ છે. અનુક્રમે સમય વીતતો ગયો અને કેટલીકવાર દીર્ઘકાળનાં અન્તરે કોઈ કોઇ પ્રવાસી તે ખીણમાં મારા જોવામાં આવતો હતો; પરંતુ કાં તો તે પ્રવાસીઓ મારી પ્રાર્થના સાંભળતા જ નહોતા અને કાં તો તેઓ તે મઠના સિપાહીઓના હાથમાં સપડાઇને તેમના કયદી બની જતા હતા; તે અન્ય જનો સાથે પણ તેઓ મૅન્જિની સાથે જેવી રીતે વર્ત્યા હતા તેવી જ રીતે વર્ત્તતા હતા અને તેથી મારી મુમુક્ષા બહુધા અકારણ અને

વ્યર્થ હતી.” આટલું બોલીને બેરને ઑટો પિયાનલ્લા પ્રતિ દૃષ્ટિપાત કરીને જણાવ્યું કે: “એક દિવસ આ ગૃહસ્થ તે જ બારીની સામે ઊભેલો મારા જોવામાં આવ્યો અને મેં એની આગળ મારા ઉદ્ધાર-માટેની પ્રાર્થના કરતાંની સાથે જ મારાપર ચોકી રાખનારા સિપાહીઓએ એને પકડી લીધો. ત્યારપછી અલ્પ સમયમાં જ આ ઈટાલીયન્ કૃષિકાર મૅજિની અને આ ઑટો પિયાનલ્લા પાછા જુલિયન્ આલ્પસ્‌માં આવ્યા અને તેમણે જ મારી બંધનમુક્તિનો યોગ્ય પ્રબંધ કર્યો કે જેના પરિણામે આજે હું ન્યાયને મેળવવામાટે આ પવિત્ર ન્યાયાસન સમક્ષ ઉપસ્થિત થઇ શકયો છું. પરંતુ એ વચ્ચે મારે જે અસહ્ય કષ્ટોમાં આઠ વર્ષનો અતિશય દીર્ઘકાળ વીતાડવો પડયો હતો, તેના સ્મરણથી અત્યારે પણ મારાં રોમાંચ ખડાં થઇ જાય છે !

“જે રાત્રે વોલ્સ્ટીને કપટ તથા વિશ્વાસઘાતથી મને કયદ કરાવ્યો હતો, તે સમયથી અત્યાર સુધી વોલ્સ્ટીનને મેં કદાપિ જોયો નહોતો; અર્થાત્ તે સમય પછી આજે પ્રથમ વાર જ એ નીચ મારા જોવામાં આવ્યો છે; પરંતુ તે મઠમાં એક અન્ય મનુષ્ય હતો કે જે મારા બંધનકાળના પ્રથમનાં બે કિંવા ત્રણ વર્ષ પર્યન્ત એક વિલ્‌પર હસ્તાક્ષર કરી આપવામાટેનો મને સતત આગ્રહ કરતો રહ્યો હતો અને મારાપર નાના પ્રકારના અત્યાચારો પણ કર્યાં કરતો હતો. તે મનુષ્ય અન્ય કોઇ નહિ, પણ તે પાર્વતીય મઠનો વરિષ્ઠ અધિકારી ફાધર એન્સેલ્મ્ પોતે જ હતો. જો તે મને મુક્તિ આપવાને તૈયાર હોય, તો મારી સંપત્તિનો કેટલોક ભાગ તેને આપવાની મેં મારી ઇચ્છા દર્શાવી હતી, પરંતુ મારી તે ઇચ્છાનો તેણે સ્વીકાર કર્યો નહોતો; કારણ કે, તેની તો મારી સમસ્ત સંપત્તિ મારી પાસેથી લખાવી લેવાની ભાવના કિંવા આકાંક્ષા હતી. અંતે કારાગૃહની અસહ્ય યાતનાઓથી કંટાળીને અને મારી પ્રિયતમા હૃદયવલ્લભા ઈરીન્ નોટરસને મળવાની અનિવાર્ય ઈચ્છાને હૃદયમાં ધારીને મેં ફાધર એન્સેલ્મની ઇચ્છાને સ્વીકારી લેવાનો નિશ્ચય કર્યો; પરંતુ એટલામાં મારા જાણવામાં આવ્યું કે, ‘જ્યાં સુધી ફાધર એન્સેલ્મના વાયનામાંના પ્રતિનિધિઓ તમારી સઘળી મિલ્કતના સરકારી દસ્તાવેજ પોતાના નામના નહિ કરાવી લે અને એ કાર્ય નિર્વિઘ્ન પાર નહિ પડી જાય, ત્યાં સુધી તો તમને અહીંના અહીં જ રાખવામાં આવશે.” આ વાર્તા જાણવામાં આવતાં જ મારા મનમાં સંશયનો સંચાર થયો અને તેઓ મારી સાથે મહાભયાનક છળપ્રપંચ કરવા ઇચ્છતા હોય,

એમ મને જણાવા લાગ્યું. મેં મારા મનમાં વિચાર કર્યો કે, જેણે મારા જેવા એક નિર્દોષ મનુષ્યને આવી રીતે કેટલાંક વર્ષથી કારાગૃહમાં પૂરી રાખ્યો છે, તે દુષ્ટ પુરુષ મારી સંપત્તિનો અધિકાર મેળવ્યા પછી પણ અવશ્ય મને અહીંજ પૂરી રાખશે, એ નિ:સંશય હોવાથી સંપત્તિ લખી આપવાનું સાહસ તો નજ કરવું જોઇએ. વળી મારી સર્વ સંપત્તિ લઈને તે દુષ્ટાત્મા મને મારી સ્વતંત્રતા પાછી આપવાની જે વાર્ત્તા કરતો હતો તેને કોઇ પણ રીતે સાચી ન માનવાનું બીજું કારણ એ પણ હતું કે, જો મને તે મુક્ત કરી દે અને હું મારી જન્મભૂમિમાં આવીને મારી પાસેથી બળાત્કારે મારી સર્વ સંપત્તિ લખાવી લેવાની વાર્તાનો પ્રકાશ કરી ન્યાયસભામાં તેની વિરુદ્ધ અભિયોગ કરી દઉં, તો તેના ટાંટિયા તેના ગળામાં આવી જાય, એ સ્પષ્ટ હોવાથી તે મને જીવતાં જીવત તો મુક્ત ન જ કરે, એ નિર્વિવાદ હતું. આ સર્વ સાધકબાધક કારણોનો યોગ્ય વિચાર કરીને મેં તેની માગણીનો તિરસ્કારપૂર્વક અસ્વીકાર કર્યો અને મારો છેલ્લો જવાબ મળી ગયા પછીના પાંચ વર્ષના કાળાવધિમાં ફાધર એન્સેલ્મ એ વિષયની ચર્ચા ચલાવવામાટે પાછો મારી પાસે ન આવ્યો; એટલે કે, મારી પાસેથી મારી સંપત્તિને લખાવી લેવામાટેના પોતાના આગ્રહને તેણે સર્વથા ત્યાગી દીધો.

"અત્યારે હવે મને દેખાય છે કે, મારી એ વિશાળ અને રાજભંડારની પ્રતિસ્પર્ધા કરી શકે તેવી અગાધ સંપત્તિને પોતાના અધિકારમાં કરી લેવામાટેના તેમણે મારા દસ્તાવેજ કરતાં પણ વિશેષ બળવાન્ ઉપાયો યોજ્યા હતા અને તેથી મારા હસ્તાક્ષરવાળા દસ્તાવેજની તેમને વિશેષ આવશ્યકતા રહી નહોતી. તુર્કી યુધ્ધનૌકામાંના એકત્ર નિવાસના સમયમાં મારા મુખથી મારા જે ભેદો વોલ્સ્ટીનના જાણવામાં આવ્યા હતા, તે ભેદોની સહાયતાથી; જુલિયન આલ્પ્સ્માં જે બહુમૂલ્ય રત્નો તેણે મારી પાસેથી લૂટી લીધાં હતાં, તે રત્નોના સાધનથી અને અમો ઉભયનાં શરીર, રંગ, રૂપ તથા આકાર આદિમાં જે અદ્‌ભુત અને આશ્ચર્યકારક સમાનતા જોવામાં આવે છે, તે સમાનતાના યોગે મારા આ અત્યંત નીચ અને શયતાનતુલ્ય દગાબાજ દોસ્તે;" આ શબ્દો ઉચ્ચારીને બેરન જેનિંને વોલ્સ્ટીન પ્રતિ અંગુલીનિર્દેશ કર્યો અને વોલ્સ્ટીન તેની પ્રભાવદર્શક દૃષ્ટિના તેજથી અંજાઇ જતાં પોતાની દૃષ્ટિને નીચી કરીને ભૂમિને જોવા લાગ્યો. બેરને પોતાના અંતિમ શબ્દોનો પુનરુચ્ચાર કરીને કહ્યું કે: "મારા માન્યવર શ્રીમાન્, મારા આ અત્યન્ત નીચ અને શયતાનતુલ્ય દગા-

આજ દોરતે એ ત્રણ સાધનોની સહાયતાથી મારી પદવી તથા મારી સંપત્તિના સર્વસ્વ અધિકારને હસ્તગત કરી લીધો છે અને એ વાર્ત્તા તત્કાળ જાણવામાં આવી જાય તેવી સરળ હોવાથી એ વિશેના અધિક વિવેચન કિંવા ઊહાપોહની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી

"મારા શ્રીમાનો, આટલેથી મારી શોકજનક આત્મકથાની સમાપ્તિ થાય છે. પરન્તુ વેનિસમાં પેલા અદ્ભુત રહસ્યપૂર્ણ આગારમાં પ્રવેશવાનું મેં જે સાહસ કર્યું હતું તેના પરિણામે મારા કારાગૃહવાસની ઘટનાનો ઉદ્ભવ થયો હતો કિંવા જે પાપાત્મા અત્યારે આપશ્રીમાનો સમક્ષ ભયથી કંપતો ઉભો છે, તેના દ્રોહનું જ એ પરિણામ હતું, એ વિશે હું કશા પણ નિશ્ચયપર આવી શકતો નથી. છતાં મને આશા છે કે, આ ન્યાયમન્દિરના ન્યાયાસનને દીપાવનારા બુદ્ધિમાન્ ન્યાયાધીશો કિંવા ન્યાયદેવતાના અનન્ય ઉપાસકો મારા અત્યાચારયુક્ત કારાગૃહવાસના યોગ્ય કારણને અવશ્ય શોધી કાઢશે અને અપરાધીને યોગ્ય શિક્ષા આપીને જ શાન્ત થશે.

"મારી પોતાની સંપત્તિનો લય થઇ જવાનો મારા હૃદયમાં લેશ માત્ર પણ શોક નથી; કારણ કે, જે પ્રશંસનીય અને દેવીતુલ્ય રમણી અત્યારે બેરોનેસ જેર્નિનની પદવી ધરાવે છે અને મારી અનન્ય અનુરાગિણી તથા પતિપરાયણા પત્ની છે, તે મારી ગૃહદેવીએ અનેક પ્રકારનાં આશ્વાસનોથી મારા તે શોકને મારા હૃદયમાંથી કાઢી નાખ્યો છે. વળી પરમાત્માની કૃપાથી મારી ગયેલી સંપત્તિ કરતાં મારી એ પત્નીની સંપત્તિ બહુ જ વિશેષ હોવાથી અમારાં આયુષ્યાને સુખ તથા શાંતિમાં તેમજ વૈભવ તથા વિલાસમાં અમો વીતાડી શકીશું અને ઇચ્છાનુસાર પરોપકાર પણ કરી શકીશું. એટલે ગયેલી સંપત્તિ વિશે શોક કરવાનું મારામાટે કાંઇ પણ કારણ રહેતું નથી; પરંતુ સભ્ય સમાજપર અને મારાપર જે અત્યાચારો આ પાપાત્માઓ દ્વારા કરાયલા છે, તે અત્યાચારો પોકાર કરીને ન્યાયદેવતાને એવી અભ્યર્થના કરે છે કે, આ ફ્રિટ્ઝ અને એંગેરી વૅાલ્સ્ટીન્ જેવા ભયંકર અપરાધીઓને તેમના ભયંકર અપરાધોની અવશ્ય તેવી જ ભયંકર શિક્ષા મળવી જોઇએ; કારણ કે, અપરાધીઓ શિક્ષા વિના છટકી જાય, તે નિરપરાધીઓને શિક્ષા મળવા સમાન છે, એવો ન્યાયદેવતાનો સિદ્ધાન્ત છે !" આ શબ્દો સાથે બેરન જેર્નિને પોતાની દીર્ઘ આત્મકથાની પરિસમાપ્તિ કરી નાખી.

તેની આ અસાધારણ આત્મકથાના શ્રવણથી ન્યાયમંદિરમાં

એકત્ર થયેલાં સ્ત્રીપુરૂષોનાં હૃદયોમાં જે સંક્ષોભ થયો હતો, તે સંક્ષોભ કાંઇક શમી જતાં ન્યાયસભાના પ્રમુખ ન્યાયાધીશે બૅરનને ઉદ્દેશીને પૂછ્યું કે: "ત્યારે મારા લૉર્ડ, આપ આ શર્મનપર કોઇ પણ પ્રકારનો આરોપ મૂકવા નથી જ માગતા કે શું ?"

"એને હું કોઇ પણ અપરાધનો ભાગી નથી માનતો, મારા લૉર્ડ !" બૅરન જેર્નિને ઉત્તર આપ્યું.

"શર્મન જ્યારે નિરપરાધી છે, તો હું તેને મુક્ત કરૂં છું;" પ્રમુખ ન્યાયાધીશે એવી રીતે શર્મનને બંધનમુક્ત કરીને બીજા બે અપરાધીઓમાટે એવી આજ્ઞા આપી કે: "અને ગ્રેગરી વૉલ્સ્ટીન તથા ક્રિટ્જને પાછા કારાગૃહમાં લઈ જવામાટેની અને પૂરતા બંદોબસ્તમાં રાખવાની આજ્ઞા આપું છું; કારણ કે, સમય થઇ ગયેલો હોવાથી આ અભિયોગનો અવશિષ્ટ વિચાર આવતી કાલે કરાશે."

## પ્રકરણ ૨૨ મું

### આ અબળા કોણ છે ?

ઉપર જણાવ્યા પ્રમાણે બૅરન જેનિંનની એ અત્યંત અસાધારણ કિંબહુના અદ્દભુત આત્મકથાએ શ્રોતૃવર્ગના હૃદયમાં એક પ્રકારનો અલૌકિક સંક્ષોભ તથા પ્રભાવ ઉત્પન્ન કરી દીધો હતો. વેનિસમના પેલા ભવ્ય આગારમાં તેણે જે ઘટનાઓ જોઇ હતી, તે એવી તો વિલક્ષણ રહસ્યપૂર્ણ તથા અમાનુષી ભયંકરતાયુક્ત હતી કે, તેમના વિશે કાંઇ પણ કલ્પના કરી શકાય તેમ ન હોતું; છતાં પણ બૅરનની આત્મકથાના પ્રત્યેક શ્રોતાનો એવોજ અભિપ્રાય બંધાઇ ગયો હતો કે, તેને જે પાર્વતીય મઠમાં આવો કારાગૃહવાસ આઠ વર્ષ પર્યન્ત ભોગવવો પડ્યો હતો, તેની સાથે અવશ્ય વેનિસમાંના તેના સાહસકર્મનો કાંઇ પણ સંબંધ હોવો જોઇએ.

તે દિવસના અભિયોગવિચારની સમાપ્તિ થતાંની સાથે જ વરિષ્ઠ ન્યાયાધીશ કાઉન્ટ કૅાર્નિગ્સેન ન્યાયમન્દિરમાંથી નીકળીને સીધો રાજમહાલયમાં ગયો અને ત્યાં જઇને તેણે બૅરન જેર્નિનનો સમસ્ત વૃત્તાન્ત જર્મનીના શાહનશાહને બની શક્યું ત્યાં સુધી ઇત્થંભૂત કહી સંભળાવ્યો.

જર્મનીનો શાહનશાહ મૅકિસમિલિયન એક અત્યંત ઉદારાત્મા

અને વિશાળહૃદય પુરુષ હોવાથી વરિષ્ઠ ન્યાયાધીશના મુખથી બેરન જેર્નિનનો એ વૃત્તાન્ત સાંભળીને બેરન વિશે તેના મનમાં અત્યંત ખેદ થવા લાગ્યો અને તત્કાળ તેણે બેરનને તેની પદવી તથા સત્તા આપીને રાજભંડારમાંથી પ્રતિવર્ષ તેને અમુક રકમ મળ્યા કરે, એવો પ્રબંધ પણ કરી દીધો. એ વ્યવસ્થા કર્યા પછી શહનશાહે કાર્નિયોલામાં લેબેચના ગવર્નર પાસે એક હલકારાને ખાસ મોકલીને એવો સંદેશો કહાવી દીધો કે: ‘આ સંદેશો મળતાંજ તમો કૅપ્યુચિન્સ કૉન્વેન્ટ’ (કૅપ્યુચિન્ મઠ) કે જે જુલિયન્ આલ્પ્સમાં છે, તે મઠપર સૈન્ય સહિત આક્રમણ કરજો અને તે સ્થાનને તમારા અધિકારમાં લઈ લેજો.” તે હલકારા સાથે જે આજ્ઞાપત્ર મોકલવામાં આવ્યાં હતાં તેમાં તે મઠની જરાયે જરા બારીકીને દેખાડનારો અને તેમાં પ્રવેશ કરવાના ત્રણ માર્ગોની રેષાઓથી અંકિત એક નકશો પણ હતો કે જે નકશો આપણા કુશળ ચિત્રકાર ઍાટો પિયાનહ્લાએ એ જ હેતુમાટે બહુજ ધ્યાનપૂર્વક તૈયાર કર્યો હતો.

ત્યાર પછી ન્યાયમન્દિરનો વરિષ્ઠ ન્યાયાધીશ શહનશાહ પાસેથી આજ્ઞા લઈને ઉઠયો અને જે મહાલયમાં બેરન્ જેર્નિન્ તથા ઇરીને નિવાસ કર્યો હતો અને ઍાટો પિયાનલ્લા, મૅજિની તથા નીના જે મહાલયનાં સન્માન્ય અતિથિ હતાં, તે મહાલયમાં ગયો અને તેના મુખથી શહનશાહની કૃપાના સમાચાર સાંભળીને તે સર્વનાં હૃદયો હર્ષથી પુલકિત થવા લાગ્યાં; તેમાં પણ જ્યારે જુલિયન્ આલ્પ્સમાંના તે મઠરૂપ કૃષ્ણ સર્પોના નિવાસસ્થાનને નષ્ટ ભ્રષ્ટ કરી નાખવામાટેની શહનશાહે કરેલી યોજનાની વાર્ત્તા તેમના સાંભળવામાં આવી, ત્યારે તો તેમના આનન્દનો સર્વથા અતિરેક જ થઇ ગયો.

આટલી આવશ્યકીય ઘટનાઓનો અહીં ઉતાવળથી ઉલ્લેખ કરીને આપણે પાછા તે સમય પ્રતિ વળીશું કે જે વેળાયે ન્યાયમંદિરના વરિષ્ઠ ન્યાયાધીશે અભિયોગના અવશિષ્ટ વિચારના કાર્યને બીજા દિવસપર મુલતવી રાખ્યું હતું.

તે દિવસના અભિયોગનો અંત થતાં જ શર્મનને છોડી મૂકવામાં આવ્યો, ગ્રેગરી વૉલ્સ્ટીન્ તથા ફ્રિટ્જને કારાગૃહમાં મોકલી દેવામાં આવ્યા અને જે અન્ય સ્ત્રી પુરુષો ત્યાં આવ્યા હતાં તેઓ ન્યાયમન્દિરમાંથી બહાર નીકળવા લાગ્યાં. એક અવગુંઠનવતી અબળા કે જેણે પોતાના દક્ષિણ હસ્તની અંગુલીમાં એક વિલક્ષણ મુદ્રિકાને ધારણ કરી હતી, તે અબળા એટલી ઉતાવળથી ત્યાંથી જવા

માટે ઉઠી નહિ; તેથી જ્યાં સુધી સર્વ જનો ત્યાંથી નીકળી ન જાય ત્યાં સુધી ત્યાંથી ન નીકળવાનો જ જાણે તેનો વિચાર હોયની ! એમજ દેખાતું હતું. તેનો આવો મનોભાવ હોવાથી જ્યારે સર્વ મનુષ્યો ત્યાંથી નીકળીને વિખરાઇ ગયાં ત્યારે જ તે પોતાના સ્થાનને ત્યાગીને બહાર નીકળવામાટે ત્યાંથી ઉઠીને ચાલતી થઇ.

ન્યાયમન્દિરમાંથી નીકળ્યા પછી તે અબળા જે સ્થાનમાં ન્યાયમન્દિર આવેલું હતું તે સ્થાનમાંથી અન્ય સ્થાનોમાં જતા ભિન્ન ભિન્ન માર્ગોમાંના જે કેટલાક અત્યંત સંકુચિત તથા જનશૂન્ય માર્ગો હતા, તેમાંના એક માર્ગમાં ચાલવા લાગી. તે અતિશય શીઘ્રગતિથી ચાલતી હોવાથી તેના હૃદયમાં કોઇ પણ પ્રકારનો વિક્ષોભ ઉદ્ભવેલો હોવો જોઇએ અને તેથી જ તે આટલીબધી શીઘ્રતાથી ચાલતી હોવી જોઇએ એમ કોઇ સૂક્ષ્મ અવલોકયિતાના તત્કાળ જાણુવામાં આવી શકે તેમ હતું.

આપણી પ્રસ્તુત નવલકથાનો નાયક ફ્રૅસ્ટ્ર અભિયોગના સમયમાં ન્યાયમન્દિરમાં વર્ત્તમાન હોવાથી જ્યારથી એરન્ જેનિંને વેનિસમાંના પેલા ભવ્ય આગારમાંની અદ્ભુત ઘટનાઓના અનુભવનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો હતો ત્યારથી તે અબળાની સઘળી હીલચાલોનું સૂક્ષ્મદષ્ટિથી અવલોકન કર્યા કરતો હતો અને તેથી તે અબળાની આજની એવી એક પણ હીલચાલ ન હોતી કે જે ફ્રૅસ્ટથી અજ્ઞાત હોય.

સૂર્યનો અસ્ત થવાથી વિશ્વમાં સર્વત્ર અંધકારનો અધિકાર વ્યાપી ગયો હતો અને તે અબળા પોતા પ્રતિ કોઇનું પણ ધ્યાન આકર્ષાયું છે એ વાર્ત્તાને ન જાણતી હોવાથી કોઇ પણ પ્રકારના ભય કિંવા સંકોચ વિના પોતાના માર્ગમાં આગળ અને આગળ વધતી જતી હતી. પરંતુ તે સમયના સર્વત્ર વ્યાપેલા અંધકારમાં પણ પ્રકાશની એટલી છટા તો અવશ્ય હતી કે જેના યોગે તે અબળાનાં મૃદુતાથી ઉપડતાં ચરણોની કોમળતા અને તેના કૃષ્ણવર્ણ અવગુંઠનમાંથી પણ ચમકતી તેની નિર્દોષ તથા અલૌકિક શરીરકાન્તિને ફ્રૅસ્ટ સ્પષ્ટતાથી જોઇ શકતો હતો અને તે અબળાના એ અપ્રતિમ સૌન્દર્યથી આકર્ષાઇને ફ્રૅસ્ટ તેની પાછળ પાછળ ચાલ્યો જતો હતો.

કેટલાક અંતરપર નીકળી ગયા પછી તે અબળાને જાણે તેના સ્કંધભાગમાં કોઇ પુરુષે પોતાનો હસ્ત રાખ્યો હોયની ! એવો ભાસ થયો અને તે પોતાની દષ્ટિને પૃષ્ઠ ભાગમાં વાળવાની તૈયારીમાં હતી

એટલામાં કોઇ પુરુષના આ શબ્દો તેનાં શ્રવણોમાં પ્રવેશ કરવા લાગ્યા: "સુંદરી તમો અત્યારે એકલાં છો અને વાયનાના માર્ગોમાં રાત્રિના સમયમાં જોઇએ તેટલા પ્રમાણમાં પોલીસનો બંદોબસ્ત નથી હોતો; એટલામાટે જો તમારી અનુમતિ હોય તો તમારા નિવાસસ્થાન પર્યન્ત હું તમારી સાથે તમારા સંરક્ષક તરીકે આવવાને તૈયાર છું."

"મારા હૃદયમાં કેટલાક વીરપુરુષો અને પ્રેમપિપાસુ ભદ્ર પુરુષોની અસભ્યતા તથા અશ્લીલતાનો ભય રહ્યા કરે છે; તેટલો ચોર તથા લુટારાનો ભય મારા હૃદયમાં નથી:" તે અબળાએ જે ઉત્તર આપ્યું તે આ હતું. તેની બોલવાની પદ્ધતિમાં જો કે ઉષ્ણતા તથા અધિકારની છટા સ્પષ્ટ દેખાઇ આવતી હતી છતાં તેથી કાંઇ તેના સ્વરની કોમળતા કિંવા માધુરીનો સર્વથા લોપ થયો ન હોતો અને તેથી ફ્રૅાસ્ટનું હૃદય તેનામાં અધિક લુબ્ધ થઇ ગયું.

ફ્રૅાસ્ટ તે અબળાને પ્રાર્થનાના સ્વરૂપમાં કહેવા લાગ્યો કે: "સભ્ય સુન્દરી, કેવળ પરોપકારવૃત્તિથી કરાયલી મારી પ્રાર્થનાનો આમ અસ્વીકાર ન કરો. તમો અત્યારે ન્યાયમન્દિરમાંથી પાછાં ફર્યાં છો અને હું પણ ન્યાયમન્દિરમાં બૅરન્ જેર્નિનનો અદ્ભુત વૃત્તાન્ત સાંભળવામાટે ત્યાં આવેલા શ્રોતૃવર્ગમાંનો એક શ્રોતા હતો. ખરેખર બૅરન્ જેર્નિનનો વૃત્તાન્ત અત્યંત આશ્ચર્યકારક હતો અને તેમાં પણ વેનિસ નગરમાંના એક ભવ્ય આગારમાં તેણે જે મહાભયાનક દૃશ્ય જોયું હતું, તેની કથા તો એવી અને એટલી બધી આકર્ષક હતી કે તે સાંભળીને રોમાંચ ખડાં થઇ જતાં હતાં!"

"મહાશય, આપના કથનનો આશય શો છે, તે હું સમજી શક્તી નથી." તે અબળાએ અચાનક ઉદ્ગાર કાઢ્યો. પરંતુ ત્યારપછી તત્કાળ શુદ્ધિમાં આવીને તે શાન્તિથી કહેવા લાગી કે: "વેનિસમાંના રહસ્યમય આગારની જે કથા વિશે આપ બોલો છો, તે જીવનની સત્ય ઘટનાની કથા નહિ, પણ એક સર્વથા કાલ્પનિક અદ્ભુત કથા હોવી જોઇએ! એમજ મને તો લાગે છે અને તેથી તે કથાને હું એક સત્ય વૃત્તાન્ત તરીકે સ્વીકારી શકતી નથી."

"ખરેખર, શ્રીમતી એ એક કાલ્પનિક કથા નહિ. કિન્તુ સર્વથા સત્ય વાર્ત્તા છે, એ હું પોતે ન જાણતો હોત; તો તમારી પેઠે હું પણ એ કથાને એક કપોલકલ્પિત અને અસત્ય કથા માની લેત; માત્ર એટલું જ નહિ, પણ તમારા પોતાના હૃદયમાં એ કથાનું જે પરિણામ થયું છે તે પણ એમજ સિદ્ધ કરી બતાવે છે કે એ

કથા અક્ષરશઃ સત્ય છે." ફ્રાસ્ટે તે અબળાના વાદનો પ્રતિવાદ કર્યો.

"મહાશય આપના શબ્દો સર્વથા અયોગ્ય, અસભ્યતાથી ભરેલા અને અસત્ય છે;" આમ કહીને તે અબળાએ ફ્રાસ્ટને ટાળવાના ઉદ્દેશથી કહ્યું કે: "હવે એ વાર્તાને આટલેથી જ અટકાવો અને આપનો જે માર્ગ હોય તે માર્ગમાં આપ ચાલ્યા જાઓ; કારણ કે, મારો માર્ગ આપના માર્ગથી વિરૂદ્ધ દિશામાં જનારો છે."

પરન્તુ ફ્રાસ્ટ્ પોતાના નિશ્ચયમાં અચલ તથા દૃઢ રહીને કહેવા લાગ્યો કે: "રમણીકુલશૃંગાર, આ અંધકારાવૃત્ત માર્ગોમાં તમને મારાથી આવી રીતે એકલાં કદાપિ જવા દઈ શકાય તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ તમારી સાથેનો વાર્તાલાપ મને અતિશય રસદાયક ભાસે છે અને તેથી પણ હું તમારી સાથે તમારા નિવાસસ્થાનપર્યંત આવવાની ઇચ્છા રાખું છું. તમો મને કદાચિત્ મારા નામથી તો જાણતાં જ હશો, પણ દીઠે નહિ ઓળખતાં હો, એટલામાટે મારે જણાવવું જોઇએ કે, હું અન્ય કોઇ નહિ, પણ ઍારેનાનો કાઉન્ટ્ પોતે જ છું."

ઍારેનાના કાઉન્ટ્ આપ પોતે જ કે !" તે અબળાએ આશ્ચર્ય દર્શાવ્યું અને ત્યારપછી કહ્યું કે: "જો એમ જ હોય, તો તો આજના અભિયોગ સાથે આપનો પણ કેટલોક સંબંધ રહેલો છે અને તેટલામાટે જ આપ ન્યાયમન્દિરમાં પધાર્યા હશો, એમ જણાય છે."

"આજના અભિયોગ સાથે મારો સંબંધ હોવાની તમે શા કારણથી કલ્પના કરો છો, એ કૃપા કરીને જણાવશો ?" ફ્રાસ્ટે નમ્રતાથી પૂછ્યું.

એના ઉત્તરમાં તે અજ્ઞાત અબળા ગંભીર સ્વરથી કહેવા લાગી કે: "શું અત્યારે એક સમયના બનાવટી બૅરન્ ગ્રેગરી વૅાલ્સ્ટીનનું જીવન ભયમાં નથી, અને જો તેનું જીવન ભયમાં હોય. તો તેની અપકીર્તિનું આપની પરમાસુંદરી ગુપ્ત પ્રિયતમા ઇડાના હૃદયમાં કાંઇ પણ પરિણામ થવાનો સંભવ નથી કે શું ?" તે અબળાનો ફ્રાસ્ટ સાથેનો સંવાદ જર્મન્ ભાષામાં જ ચાલતો હતો, પરંતુ તે અબળાની જર્મન્ ભાષામાં ઇટાલિયન્ ભાષાની મૃદુતા તથા કોમળતાનો અંશ અધિક પ્રમાણમાં હોવાથી જર્મનોની કર્કશ ભાષા કરતાં તેની એ ભાષા અધિક મધુર અને આકર્ષક જણાતી હતી.

તે અબળાના ઉપર્યુક્ત પ્રશ્નને સાંભળીને ફ્રાસ્ટ કાંઇક ઝંખવાણો પડી અને કહેવા લાગ્યો કે: "શ્રીમતી, જે ઇડાને તમો

ઓળખતાં પણ નથી, તેના ચારિત્ર્યના સંબંધમાં એકદમ આવા ઉદ્દગારો કાઢવા, એ તમારૂં એક સાહસ જ કહી શકાય. અસ્તુઃ પરન્તુ તમારા આ ઉદ્દગારોથી એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે કે, ગ્રેગરી વૉલ્સ્ટીન્ સાથે તમારો ઘણો જ સારો પરિચય હોવો જોઇએ અને તેથી જે ભેદને તેણે પોતાના હૃદયમાં જ છુપાવી રાખવો જોઇતો'તો, તે ભેદનો તેણે જ તમારી આગળ પ્રકાશ કરેલો હોવો જોઇએ."

"એ ભેદ ગમે તેના મુખથી મારા જાણવામાં આવ્યો હોય, પરંતુ મારૂં કથન સર્વથા સત્ય છે, એ તો આપ સ્વીકારો છો ખરા કે નહિ?" તે અબળાએ મૃદુ હાસ્ય કરીને એ શબ્દો ઉચ્ચાર્યા.

તે અબળાના આ ઉપાલંભદર્શક હાસ્યને જોઇને ફ્રૅાસ્ટ પણ ઉપાલંભના સ્વરૂપમાં જ કહેવા લાગ્યો કેઃ "શ્રીમતી, જો તમારૂં એ કથન સત્ય હોય, તો એ વાર્તાનો તમારે પણ સ્વીકાર કરવો જ પડશે કે, બૅરન્ જેનિંન્નો વેનિસ્માંના જે ભવ્ય આગારમાં અમાનુષી ઘટનાનો સાક્ષાત્કાર થયો હતો, તે આગાર અને તેમાંના અમાનુષી, આસુરી દૃશ્યની કથાને તમારા ઓષ્ઠદ્વારા સંપૂર્ણ પુષ્ટિ મળી શકે તેમ છે; કારણ કે, સિંહમુખ મુદ્રિકા તમારી અંગુલીમાં શોભી રહી છે અને એજ તેનું પ્રબળ પ્રમાણ છે."

"નહિ, નહિ; મારા લૅાર્ડ, આપ આમ ધારી લેવામાં મોટો પ્રમાદ કરો છો; કારણ કે, મારી અંગુલીમાંની આ મુદ્રિકા સિંહમુખી નહિ, પણ સર્પના શિરના આકારની છે અને તે આપ જોઇ શકો તેમ છે." તે અબળાએ મંદ હાસ્ય કરીને પોતાનો બચાવ કર્યો.

એ શબ્દો ઉચ્ચારતી તે અબળા ત્યાં નિકટમાં આવેલા એક આગારની એક બારી પાસે ગઇ અને તે બારીમાંથી દીપકનો પ્રકાશ આવતો હોવાથી તે પ્રકાશમાં પોતાના સુંદરાકૃતિ હસ્તને ઉંચો કરીને પોતાની અંગુલીમાંની પોતાના વર્ણવ્યા પ્રમાણેના આકારની મુદ્રિકા તેણે ફ્રૅાસ્ટને બતાવી.

તે મુદ્રિકાને જોઇને ફ્રૅાસ્ટે કહ્યું કેઃ "આ મુદ્રિકામાં તો સર્પનું મસ્તક જ છે; પરંતુ સિંહમુખી મુદ્રિકા પણ અવશ્ય તમારી પાસે હોવી જ જોઇએ."

"હું શપથપૂર્વક કહું છું કે, આજે આખા દિવસમાં કેવળ આ એક જ મુદ્રિકા વિના અન્ય કોઈ પણ મુદ્રિકા મેં મારી અંગુલીમાં ધારણ કરી નથી તેમ જ બીજી કોઇ મુદ્રિકાને મેં મારાં વસ્ત્રોમાં છુપાવી પણ રાખી નથી." તે અબળાએ આ શબ્દો ભાર

મૂકીને ઉચ્ચાર્યા અને ત્યારપછી તે આગળ ચાલવા લાગી. ફૉર્સ્ટ્ પણ તેની બાજૂમાં ચાલતો તેની સાથે જ માર્ગમાં આગળ વધ્યો.

ચાલતાં ચાલતાં ફૉર્સ્ટ્ તે અબળાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: "તમારી સાથે હું એક મુદ્રિકાના સંબંધમાં આટલાબધા વાદવિવાદમાં ઊતરી પડયો, એ જો કે મારો પ્રમાદ છે; છતાં પણ જ્યારે એ વિષયનો આટલો બધો વાદવિવાદ ચાલ્યો છે, એટલે હવે તો મારે જણાવવું જ જોઇએ કે, આજે મધ્યાન્હ પૂર્વે જ્યારે તમો ન્યાયમન્દિરની ગૅલેરીમાં બેઠાં હતાં, તે વેળાએ તમારી અંગુલીમાં તે જ સિંહમુખી મુદ્રિકા હતી કે જેનાં નેત્રોનાં સ્થાનમાં બે અમૂલ્ય હીરા જડેલા છે અને એમાટે જો તમો મને શપથ લેવડાવવા ઇચ્છતાં હો, તો હું શપથ લેવાને પણ તૈયાર છું."

ફૉર્સ્ટ્નાં એ દઢતાદર્શક વચનો સાંભળીને તે અબળા પણ કાંઇક મંદ પડી ગઈ અને મંદતાને દર્શાવતી કહેવા લાગી કે: "મારા શ્રીમાન્, આપ કહો છો તેવી રીતે એક મુદ્રિકાના વિષયમાં આટલી સીમાપર્યન્ત વાદવિવાદ કરવાની કશી પણ આવશ્યકતા નથી એટલે એ વાર્તાને આટલેથી જ સમાપ્ત કરીને હું આપને એ પૂછવા માગું છું કે, હવે આપ ગ્રેગરી વૉલ્સ્ટીન્ના વિષયમાં શું કરવા ધારો છો? કારણ કે, આપે જ્યારે આગ્રહપૂર્વક મારી સાથે પરિચય કરવાનો પ્રયત્ન કર્યો છે, ત્યારે હવે આટલો પ્રશ્ન આપને પૂછવાનો મને સંપૂર્ણ અધિકાર છે, એવી મારી માન્યતા છે."

"પરંતુ, શ્રીમતી, તમો આ પ્રશ્ન શાકારણથી પૂછો છો વારૂ? શું ગ્રેગરી વૉલ્સ્ટીન્ સાથે તમારો કોઇ પણ પ્રકારનો અંગીય સંબંધ છે, તે કારણથી તમો આ વિષયમાં આટલો ભાગ લ્યો છો? જે હોય તે યથાર્થ જણાવી દ્યો; કારણ કે, જો ગ્રેગરી વૉલ્સ્ટીન્નો બચાવ કરવામાં આવશે, તો તે કેવળ દુર્દશામાં જ જીવન વીતાડી શકશે, એ નિશ્ચિત હોવાથી ઈડાનો તો તેને તેના પોતાના ભાગ્યના આધારપર જ છોડી દેવાનો વિચાર છે." ફૉર્સ્ટે ગંભીરતાથી કહ્યું.

"ત્યારે આપ એ તો સ્વીકારો છો ખરા કે નહિ, કે જો આપની તેને બચાવવાની ઇચ્છા હોય, તો આપ અવશ્ય તેને બચાવવાનું સામર્થ્ય ધરાવો છો?" તે અબળાએ તત્કાળ પૂછ્યું.

"મારા એવા સામર્થ્યને દર્શાવનારા શબ્દો મારા મુખમાંથી મેં ઉચ્ચાર્યા હોય, એવી મારી માન્યતા નથી." ફૉર્સ્ટે સ્મિતમંડિત મુખથી ઉત્તર આપ્યું.

"તેમ જ આપના એવા અસામર્થ્યને દર્શાવનારા શબ્દો પણ

આપના મુખમાંથી ન્ગી નીકળ્યા કે જેથી તેને બચાવવાનું સામર્થ્ય આપમાં નથી, એવો નિશ્ચય કરી શકાય " તે અબળાએ પોતાના ભાષણને આગળ લંબાવ્યું અને ત્યારપછી થોડીક વાર મૌનનું અવલંબન કરી અમુક વિચાર કરીને તે આતુરતાદર્શક સ્વરથી કહેવા લાગી કે: " મારા શ્રીમાન્, જો આપમાં તેને બચાવવાની શક્તિ હોય, તો તે શક્તિનો ઉપયોગ કરો, તે શક્તિને ગતિ આપો અને તેને બચાવો. જો આપ તેને બચાવશો, તો હું મરણપર્યન્ત આપની ઋણિની થઈ રહીશ અને આપના આભારના ભારથી નિરંતર દબાયલી રહીશ ! "

" તમારા જેવી એક પરમા સુંદરી અને મનોહારિણી રમણીની આજ્ઞાથી હું કોઇ પણ સાહસ કરવાને તૈયાર છું; પરંતુ શ્રીમતી !—"

ફ્રૅરટ્ આગળ બોલવા જતો હતો, પણ તેને વચ્ચે જ બોલતો અટકાવીને તે અબળાએ આતુરતાથી પૂછ્યું કે: " હું એક પરમા સુન્દરી અને મનોહારિણી રમણી છું, એ આપના જાણવામાં કેવી રીતે આવી શક્યું વારૂ ? "

ફ્રૅરટ્ પ્રશ્નના રૂપમાં ઉત્તર આપતો બોલ્યો કે: " ન્યાયમન્દિરમાં બૅરન્ જે.ર્નિને પોતાના વૃત્તાન્તમાં શું એમ નહોતું જણાવ્યું કે, વેનિસ નગરમાંના તે આગારમાં તેણે જે એક અબળાને જોઇ હતી, તે અબળા જેવી, માત્ર અન્ય એક જ અબળા વિના, પરમાસુંદરી અને મનોહારિણી બીજી કોઈ પણ અબળા અદ્યાપિ તેના જોવામાં આવી જ નથી ? તેના જેવી જે એક જ અબળાને તેણે અપવાદરૂપ દર્શાવી હતી, તે અબળા બીજી કોઇ નહિ, પણ તેની પોતાની પ્રિયતમા શ્રીમતી ઈરીન્ હતી, એ તમને નવેસરથી જણાવવું પડે તેમ નથી; કેમ મારૂં કથન યથાર્થ છે કે નહિ ? "

" આપના આ પ્રશ્નાત્મક ઉત્તર કિંવા ઉત્તરાત્મક પ્રશ્નથી તો એમ જ જણાય છે કે, બૅરન્ની વર્ણવેલી વેનિસ નગરની અદ્ભુત કથાની નાયિકા આપ મને જ માની બેઠા છો; કેમ ખરૂં કે નહિ ? પરંતુ તે કથાની નાયિકાની કરાંગુલીમાં સિંહમુખી મુદ્રિકા હતી અને મારી કરાંગુલીમાં આ સર્પના શિરના આકારની મુદ્રિકા છે, એ જોવા છતાં પણ આપ પોતાના સંશયને વળગી રહ્યા છો, એ જોઇને મને અતિશય આશ્ચર્ય થાય છે. " તે અબળાએ વળી પાછો પોતાનો બચાવ કર્યો.

" અત્યારની આ મુદ્રિકા સર્પશીર્ષક છે, એ તો હું પણ સ્વીકારૂં છું. " ફ્રૅરટ્ વિરોધાભાસદર્શક ભાવથી બોલ્યો.

" માત્ર એટલું જ નહિ, પણ સર્પના શિર ઉપરાંત એમાં સર્પના પક્ષો* ( પાંખો ) પણ છે, એ કદાચિત્ આપે નહિ જોયા હોય ! "

આ પ્રમાણે જણાવીને તે અબળાએ એ વાર્ત્તાને આટલેથી જ અટકાવી દેવાના ઉદ્દેશથી કહ્યું કે: " પરંતુ હવે એ વાર્ત્તાને જવા દો અને એ જણાવી દો કે, આપ ગ્રેગરી વૅાલ્સ્ટીનને બચાવીને મારાપર ઉપકાર કરી શકો તેમ છે કે નહિ ? "

ફૅારસ્ટ વિચારમાં પડી ગયો અને કેટલીકવાર પછી આશ્ચર્ય દર્શાવતો કહેવા લાગ્યો કે: " તમારા જેવી એક અલૌકિક રૂપવતી અને લાવણ્યમયી લલનાનો એક દુરાચારી, દુર્વ્યસનશીલ અને રાક્ષસ તુલ્ય પુરુષને બચાવવામાં શો હેતુ સમાયલો હશે, એની મારાથી કલ્પના માત્ર પણ કરી શકાતી નથી. તમારો અને તેનો પરસ્પર સંબંધ કદાપિ સંભવી શકે ખરો ? "

એના ઉત્તરમાં તે ચાણુક્યનન્દિની અબળા અત્યંત પ્રબળ પ્રતિવાદ કરતી કહેવા લાગી કે: " ત્યારે ઍારેનાના કાઉન્ટ આ સંસારના વ્યવહારોથી આટલી સીમા પર્યન્ત અજ્ઞ હોય અને એક સ્રીનાં સર્વ સાધારણ કિંવા અસાધારણ કાર્યોમાં કેવળ પ્રેમનો જ સર્વથી પ્રધાન પ્રભાવ હોય છે, એવી માન્યતાને દઢતાથી હૃદયમાં સ્થાન આપવાનું સાહસ કરી બેસે, એ પણ કદાપિ સંભવી શકે તેમ છે ખરૂં કે ? " આટલું બોલીને તે અબળાએ વિશેષ ગંભીરતાને ધારણ કરી લીધી અને અધિકારદર્શક સ્વરથી કહેવા માંડ્યું કે: " મારા લૅાર્ડ, મારો અદ્યાપિ આપને યથાર્થ પરિચય થયો નથી અને તેટલામાટે મારે જણાવવું જોઇએ કે, મારો જન્મ એક ઉચ્ચતમ કુળમાં થયેલો છે અને મારા પિતા એક સિંહાસનાધિષ્ઠિત પુરુષ છે. મારા તે તીર્થસ્વરૂપ પિતા પોતાના સિંહાસનપર વિરાજીને કેવળ પોતાની પ્રજાના ભાગ્ય તંત્રપર અધિકાર ભોગવે છે, એમ નથી; કિન્તુ સમસ્ત ક્રિશ્ચિયન્ રાજ્ય તથા સામ્રાજ્યોના કર્ત્તા, હર્તા તથા ભાગ્યવિધાતા તેઓ જ છે, એ આપે વિશેષતા પૂર્વક જાણી

* અહીં મૂળમાં અંગ્રેજી Viper શબ્દનો પ્રયોગ કરેલો છે અને તે શબ્દ એક સાધારણ સર્પના નહિ, કિન્તુ એક કાલ્પનિક અને પાંખોવાળા સર્પના અર્થને સૂચવનારો હોવાથી અહીં સર્પના પક્ષોનો ઉલ્લેખ જોઇને કોઇ પણ પ્રકારે આશ્ચર્યચકિત થવાનું નથી. દંતકથાઓમાં આવાં અનેક વિલક્ષણ પ્રાણીઓનું વર્ણન આવે છે અને તે સર્વ શ્રુત હોવાથી તે વિશેના અધિક વિવેચનની આવશ્યકતા નથી.

રાખવાનું છે. આટલાથી, મારા શ્રીમાન, આપ જાણી શકો તેમ છે કે, હું જો આપની પાસેથી કોઇ પણ વસ્તુની યાચના કરૂં, તો તે આપના જેવા એક સમર્થ અને શક્તિમાન્ કાઉન્ટમાટે મારી કૃપાને મેળવવાનો એક પ્રસંગ હોવાથી મારી યાચનાનો આપે સ્વીકાર કરવો જ જોઇએ."

"સુંદરી, રહસ્યમયી અને અગમ્ય લલના !" ફ્રૉસ્ટ તે અબળાને સંબોધીને અતિશય માધુરીથી કહેવા લાગ્યો: "તમારી ઇચ્છાઓનો મારાથી અનાદર કેમ કરીને કરી શકાય વારૂ ? શ્રીમતી, ખરેખર જો મારી ઇચ્છા હોય, તો ગ્રેગરી વૉલ્સ્ટીનને બંધનમુક્ત કરવાનું હું સંપૂર્ણ સામર્થ્ય ધરાવું છું. પરંતુ તમારાપર કરેલા મારા ઉપકારના બદલામાં તમારી પદવી અથવા તમારા પિતાની સત્તા મને જે કાંઇ પણ પુરસ્કાર આપી શકે તેમ હોય, તે સર્વ પુરસ્કારો કરતાં તમારા ઓષ્ઠોમાંથી ઉદ્દભવતી હાસ્યછટાને અને તમારાં મદીલાં નેત્રોના એક કટાક્ષપાતને અવલોકવાનો પ્રસંગ મને મળશે, તો તે જ મારામાટે અધિક સંતોષ તથા અધિક આનન્દનો વિષય થઇ પડશે; કારણ કે," એમ કહીને ફ્રૉસ્ટ કાંઇક ગર્વની છટાને દર્શાવતો બોલ્યો કે: "શ્રીમતી, હું પણ એટલી અગાધ સંપત્તિનો સ્વામી છું કે, કોઇ મોટામાં મોટા સમ્રાટ્‌ની સંપત્તિ પણ મારી સંપત્તિની સ્પર્ધા કરી શકે તેમ નથી. મારા આ કથનમાં રંચ માત્ર પણ અસત્ય, આડંબર કિંવા દંભનો અંશ છે, એવી શંકાને નિમેષ માત્રને માટે પણ હૃદયમાં સ્થાન આપશો નહિ. તેમ જ માન અને પદવીઓ વિશે પણ મારે કહેવું જોઇએ કે, " આ શબ્દો ઉચ્ચારીને તેણે પોતાના વાણીપ્રવાહને રોકી લીધો અને ત્યારપછી એક પ્રકારનું તિરસ્કારપૂર્ણ કિંવા ઘૃણાદર્શક હાસ્ય કરીને પોતાને સંભાળીને કહ્યું કે: "એવાં માન અને એવી પદવીઓ તો મારા ગૃહનાં દાસ તથા દાસી છે; પરંતુ એવાં માન તથા પદવીઓની હું લેશ માત્ર પણ પરવા રાખતો નથી; કારણ કે, મારા હૃદયમાં એવાં માન તથા પદવીઓ વિશે સ્વાભાવિક જ એક પ્રકારનો ધિક્કાર વસી રહ્યો છે !"

એ પછી અલ્પ સમયનેમાટે તે ઉભયનો વાર્તાલાપ બંધ રહ્યો અને મૌનના એ સમયમાં ફ્રૉસ્ટ તથા તે રહસ્યમયી રમણી ઉભય પોતપોતાના વિશિષ્ટ વિચારોમાં એકાગ્રતાથી નિમગ્ન થઇ ગયાં. વિચારમગ્ન અવસ્થામાં તેઓ આગળ અને આગળ ચાલ્યાં જતાં હતાં એટલામાં તે રહસ્યમયી રમણી અચાનક એક બીજા ગૃહના

પ્રકાશપ્રવાહક ગવાક્ષ પાસે જઇને ઊભી રહી અને ફૌસ્ટ્ને સંબોધીને મૃદુતા તથા મધુરતાથી કહેવા લાગી કે: "ત્યારે આપ એમ જ કહો છો ને કે આપ મારૂં કાર્ય અવશ્ય કરી આપશો ? જો એમ જ હોય, તો આનન્દ તથા સ્વચ્છન્દતાપૂર્વક મારા વદનચન્દ્રના અવલોકનથી આપનાં નેત્રોને તૃપ્ત કરી લ્યો ! મારા આ ઓષ્ઠો નિરંતર આપપર સ્મિતની વૃષ્ટિ વર્ષાવતા રહેશે અને મારાં આ નેત્રો નિરંતર આભારદર્શિની દૃષ્ટિથી આપને નિહાળતાં રહેશે; માત્ર એટલું જ નહિ, પણ જો આપ પોતાના સામર્થ્યથી ગ્રેગરી તથા વૉલ્સ્ટીનને બંધનમુક્ત કરી શકશો, તો એના કરતાં પણ અન્ય પ્રકારની એક વિશિષ્ટ કૃપા હું આપના પ્રતિ દર્શાવીશ, એમાટેનું હું આપને વચન આપું છું."

આ પ્રમાણેના શબ્દો ઉચ્ચારીને તે અબળાએ પોતાના મુખમંડળપરના અવગુંઠન ( અથવા બુર્કા ) ને દૂર હટાવી દીધું અને તે અવગુંઠનરૂપ મેઘાવરણ દૂર થતાંની સાથે જ ફૌસ્ટ્ને તેના વદનચંદ્રના દર્શનનો અલભ્ય લાભ મળ્યો; તે અબળાની અલૌકિક અને આંખોને આંજી નાખનારી સુંદરતાને જોઇને ફૌસ્ટ્ કેટલાક સમયપર્યન્ત તો સ્તંભિત જ થઈ ગયો. અત્યંત સુંદર અને ઘાટીલા વક્ષસ્થળના ઉપરિભાગમાં શોભી રહેલી હંસની ગ્રીવા સમાન ગ્રીવા તેનું ગર્વદર્શક સુંદર મસ્તક પોતાના પ્રભાવને પ્રસારતું વિલસતું હતું. તે અબળાનું વય લગભગ અઠ્ઠાવીસ વર્ષનું દેખાતું હતું અને તેનાં નેત્રોમાં વયમાં આવેલી કામાતુરા કામાનીના વિકારોની છટા પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થતી હતી.

સૌન્દર્યોપાસક તથા લાવણ્યલોલુપ ફૌસ્ટ્ તે રમણીના સૌન્દર્યનાં અવલોકનથી નવનીત સમાન મૃદુ થઇને અને પોતાના પ્રેમને વિશેષતાથી દર્શાવવામાટે 'તું' શબ્દનો પ્રયોગ કરીને તેને કહેવા લાગ્યો કે: "અનુપમ સુન્દરી, તું ભલે ગમે તે હોય, છતાં તારી કોઈ પણ યાચનાનો મારાથી અનાદર કરી શકાય તેમ નથી. હવે જો હું ફ્રિટ્ઝ તથા અત્યંત નીચ ઠગારા ગ્રેગરી વૉલ્સ્ટીન્ ઉભયને કારાગૃહમાંથી મુક્ત કરી દઉં અને તારી આજ્ઞાનું યથાર્થ પાલન કરી બતાવું; તો તારા એ કાર્યની સિદ્ધિ થઇ ગયા પછી તારા મધુર ઓષ્ઠોમાંથી 'તમોએ મને પ્રસન્ન કરવામાટે જે પ્રયત્નો કર્યા છે, તે તમારા પ્રયત્નોથી હું અત્યંત સંતુષ્ટ તથા પ્રસન્ન થઇ છું !' એટલા કૃતજ્ઞતા દર્શક શબ્દો સાંભળવાનો અવસર આ દાસને મળી શકશે ખરો કે ?"

"આપણે અવશ્ય વળી પણ મળીશું;" તે અબળાએ અવગુંઠનને પુનઃ પોતાના મુખમંડળપર ધારણ કરીને અને પુનઃ પોતાના માર્ગમાં આગળ વધવાનો આરંભ કરીને એ પ્રમાણેનું ઉત્તર આપ્યું. ફૉરસ્ટ્ પણ અદ્યાપિ તેની સાથે જ ચાલતો હતો એટલે તેને તે વિશેષ ઉત્સાહિત કરવાના ઉદ્દેશથી વળી કહેવા લાગી કે: "મારા માન્યવર શ્રીમાન્, આજની આ રાત્રિના સમયમાં જ ફ્રિટજ્ તથા ગ્રેગરી વૉલ્સ્ટીન્‌ને કારાગૃહમાંથી મુક્ત કરી નાખો, કારણ કે, આવતી કાલે જો તેઓ કારાગૃહમાં રહેશે, તો તેમનાપર અત્યાચાર કરવામાં આવશે અને નાના પ્રકારની યંત્રણાઓ અસહ્ય થવાથી તેમનામાનો એક અથવા બન્ને તેઓ ન જણાવવા જેવી કેટલીક વાર્તાઓ પણ જણાવી દેશે અને જો તેમ થશે, તો સર્વ નાશનો જ પ્રસંગ આવીને ઉભો રહેશે. આવતી કાલે સંધ્યાકાળે નગર દુર્ગના દક્ષિણ બુર્જપર હું આપને મળીશ, અને તેટલામાટે અત્યારે હવે આપણે જૂદાં પડી જઇએ તો વધારે સારૂં છે. આપણે એક બીજાના આશયને સમજી ચૂકયાં છીએ અને આપણી શર્ત્તો પણ નક્કી થઇ ગઇ છે એટલે એ વિશે વધારે કાંઈ પણ બોલવાનું રહેતું જ નથી."

"વારૂ ત્યારે પ્રણામ, અનુપમા સુન્દરી! આવતી કાલે સંધ્યા સમયે આપણે દુર્ગની દક્ષિણ દીવાલપર મળીશું." ફૉરસ્ટે એ શબ્દો સાથે તે અબળાને તેના ઇચ્છિત સ્થાનપ્રતિ જવામાટેની અનુમતિ આપી દીધી. અર્થાત્ ફૉરસ્ટ પોતે ત્યાંથી પાછો વળ્યો અને તે અબળા પોતાના માર્ગમાં આગળ ચાલી ગઇ.

પરંતુ એ જ વેળાયે અચાનક દૈવયોગથી એક એવો સંયોગ આવી પડયો કે, તેના પરિણામે ફૉરસ્ટે તે અબળાને ઉદ્દેશીને ઉચ્ચારેલા અંતિમ શબ્દો તેની ગુપ્ત પ્રેમિકા ઈડાના સાંભળવામાં આવી ગયા. નગરના દ્વારમાં થઇને જે માર્ગ ફૉરસ્ટ્‌ના મહાલય પ્રતિ જતો હતો, તે માર્ગમાં ઈડા ચાલી જતી હતી; કારણ કે, તે દિવસના અભિયોગનું ન્યાયમન્દિરમાં શું પરિણામ આવ્યું હતું, એ જાણવામાટે તેને ફૉરસ્ટના સાક્ષાત્કારની આવશ્યકતા હતી અને તેથી તે ફૉરસ્ટ્‌ને મળવામાટે જ પોતાના ગૃહમાંથી બહાર નીકળી હતી. એટલામાં માર્ગમાં અચાનક ફૉરસ્ટ્‌ના મુખમાંથી નીકળેલા ઉપર્યુકત શબ્દો તેનાં શ્રવણોમાં આવીને અથડાયા અને જેવો તેણે ફૉરસ્ટ્‌ના સ્વરને ઓળખ્યો તથા તેને એક સ્ત્રી સાથે વાર્ત્તાલાપ કરતો જોયો, એટલે તે ક્ષણે જ તે એક દ્વારના ઊંડા ખાંચામાં પેસી ગઇ અને તે અબળા સાથે ફૉરસ્ટ્‌નો જે કાંઇ પણ વાર્ત્તાલાપ ચાલે, તે સાંભળવાને

તત્પર થઇ રહી; પરંતુ તેમના વાર્તાલાપનો અંત થયેલો હોવાથી 'આવતી કાલે સંધ્યા સમયે આપણે દુર્ગની દક્ષિણ દીવાલપર મળીશું !' એટલા શબ્દોથી વધારે કાંઇ પણ તેના સાંભળવામાં આવી શક્યું નહિ. પરંતુ ફ્રૉસ્ટના એટલા શબ્દો પણ ઈડાના હલાહલમય હૃદયમાં તીવ્ર તથા વિઘાતક દ્વેષવિકારને જાગ્રત કરવામાટે સંપૂર્ણ હતા. તે એ તો સારી રીતે જાણતી હતી કે, 'ફ્રૉસ્ટ પાસેથી કોઇ પણ રીતે વૈરનો બદલો લઈ શકાય તેમ નથી; કારણ કે, જ્યાં સુધી શયતાન અથવા પિશાચ સાથે કરેલા કરાર પ્રમાણે ચોવીસ વર્ષનો કાળાવધિ ન થઈ જાય, ત્યાં સુધી તેના જાદુથી રક્ષાયલા જીવનનો તીવ્રમાં તીવ્ર વિષ કિંવા તીક્ષ્ણમાં તીક્ષ્ણ કૃપાણથી પણ કોઇ અંત લાવી શકે તેમ નથી.' પરિસ્થિતિ આવા પ્રકારની હોવાથી અંતે ઈડાએ જેને તેણે પોતાની પ્રેમ પ્રતિસ્પર્ધિની માની લીધી હતી તે અબળા પાસેથી પોતાના એ વૈરનો ભીષણ પ્રતિશોધ કરવામાટેની પોતાના હૃદયમાં દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી.

અહીં એ જાણી રાખવાની અત્યંત આવશ્યકતા છે કે, ઇડાએ માત્ર ફ્રૉસ્ટ્ તથા તે રમણીની બીજા દિવસની સંધ્યાવેળાયે જે મુલાકાત થવાની હતી, તે વિશેના શબ્દો જ સાંભળ્યા હતા; એટલે કે, ગ્રેગરી વોલ્સ્ટીન્ના ઉદ્ધારમાટેનો તે રમણીએ ફ્રૉસ્ટ્ને નિશ્ચય કરાવ્યો હતો, તેથી ઈડા સર્વથા અજ્ઞ જ હતી; અને ઇડા જે વિષય વિશે ફ્રૉસ્ટ્ સાથે અત્યારે વાર્તાલાપ કરવા ઇચ્છતી હતી, તે ગ્રેગરી વોલ્સ્ટીન્ના ઉદ્ધારનો જ વિષય હતો. એ મહત્ત્વાકાંક્ષિણી માનિનીએ પ્રથમથી જ ફ્રૉસ્ટ્ની ધર્મપત્ની એટલે કે, કાઉન્ટેસ ઑફ્ ઍારેના થવાની મહત્ત્વાકાંક્ષાની પોતાના હૃદયમાં સ્થાપના કરેલી; કારણ કે, તેના મનમાં એવી આશા રમી રહી હતી કે, 'જો ફ્રૉસ્ટની ધર્મપત્નીનું પદ મને એકવાર મળી જાય એટલે પછી હું તેને વિશેષ ઉચ્ચતર અને ઉચ્ચતમ પદવીઓ મેળવવામાટે લલચાવીશ અને તે ઉચ્ચતમ પદવીઓને ધારણ કરવાનો તેની પત્ની તરીકે મને પણ પ્રસંગ મળશે અને હું પણ સમાજમાં એક પ્રતિષ્ઠિત પ્રમદા તરીકે પ્રકાશમાં આવી શકીશ.' આ મહત્ત્વાકાંક્ષાના કારણથી જ તેણે વિષપ્રયોગથી થેરેસાના જીવન નાશનો પ્રયત્ન કર્યો હતો; કારણ કે, તેણે પોતાના મનમાં એવો નિશ્ચય કર્યો હતો કે, 'આ મર્ત્ય સંસારમાંથી થેરેસા એટલે કે, કાઉન્ટેસ ઓફ્ ઍારેના સદાને માટે પ્રયાણ કરી જશે એટલે પછી મારો પોતાનો ભાડુતી પતિ પણ મને પીડવામાટે આ સંસારમાં વધારે વાર અસ્તિત્વ ધરાવી શકશે નહિ અને

એ ઉભય કંટકો નીકળી જતાં મારો માર્ગ સર્વથા નિષ્કંટક થઇ જશે અને તેમ થતાં હું મનોગમતાં આનન્દ વિલાસની ભોક્ત્રી થઇશ !' પરંતુ એ તો આપણે જાણી ચૂક્યા છીએ કે, એક અજ્ઞાત પુરુષે ઓટો પિયાનલ્લાની મધ્યસ્થતાથી થેરેસાના શરીરમાં એક વિષવિનાશિની ઔષધિનો પ્રવેશ કરાવવાથી અને વિષવિધાયિકા દુષ્ટા વૃદ્ધાનું અચાનક મરણ થવાથી ઇડાના એ સર્વ મનોરથો કેવી રીતે નિષ્ફળ થઇ ગયા હતા અને તેથી તેના હૃદયમાં કેવો અસહ્ય આઘાત થયો હતો.

ઈડા એ પછી પોતાના નામધારી પતિને તેના પોતાના ભાગ્યના આધારપર છોડી દેવાના અને 'જો તે નીચ પ્રકૃતિનો પતિ તેના પોતાના લાભનો લોપ થતો જોઇને મારા ગુપ્ત રહસ્યનો સ્ફોટ કરી દેશે, તો મારામાટે તે એક વિઘાતક ઘટના થઈ પડશે;' એ વિશેના ભયના વિચારની ગુરુતા તથા લઘુતાને બુદ્ધિની તુલામાં તોળવા લાગી. પોતાના પતિને ત્યાગી દેવાની અને તેના પંજામાંથી છૂટી જવાની તેની સંપૂર્ણ આકાંક્ષા કિંવા ઇચ્છા હતી. છતાં પણ તે પતિના મુખથી પોતાના રહસ્ય કિંવા ભેદનો પ્રકાશ થવા વિશેનો વિચાર આવતાં જ ભયથી તે થથરી જતી હતી. અર્થાત્ એ વિશેના કોઇ પણ નિશ્ચય પર ન આવી શકવાથી ફ્રૅાસ્ટ્ સાથે એ વિષયનો ઊહાપોહ કરીને કોઇ પણ એક નિશ્ચયપર આવી જવામાટે તે અત્યંત આતુર થઇ રહી હતી અને તે ફ્રૅાસ્ટ પાસે જ જતી હતી એટલામાં ફ્રૅાસ્ટને તેણે એક અજ્ઞાત અબળા સાથે આવતી કાલે મળવામાટેને વાયદો કરતો જોયો અને તેથી તત્કાળ તે અજ્ઞાત અબળાને તેણે ફ્રૅાસ્ટની એક પ્રિયતમા તથા પોતાની પ્રતિસ્પર્ધિની માની લીધી. તે પોતાના માર્ગમાં ચાલવા લાગી અને એ વિષયનો સંપૂર્ણ વિચાર કર્યા પછી પોતાના મનમાં એવા પ્રકારના નિશ્ચયપર આવી લાગી કે: "મારા ભાડૂતી પતિના પરિણામને તેના પોતાના ભાગ્યના આધારપર છોડી દેવો, એ જ વિશેષ ઉત્તમ છે; કારણ કે, જો તે મારો નીચ પતિ મારા ભેદનો પ્રકાશ કરશે, તો તેની સાથે મારા અને ફ્રૅાસ્ટ્ના ગુપ્ત વ્યભિચારના ભેદનો પણ પ્રકાશ થવાનો જ અને એવો પ્રસગ ન આવે એટલામાટે તેના મુખને બંધ કરી નાખવામાટેનો યોગ્ય પ્રબંધ ફ્રૅાસ્ટ્ પોતે જ કરી લેશે, એટલે મારે એ વિશેની વિશેષ કશી પણ ચિન્તા રાખવાની નથી" આવા પ્રકારનો નિર્ધાર કરીને તે મનોગત કહેવા લાગી કે; "ફ્રૅાસ્ટ્ પોતાની પ્રતિષ્ઠાને જાળવવામાટે આ ભયનું નિવારણ કરી દેશે એટલે હવે મારે આ મારી

નવીન પ્રતિસ્પર્ધિનીના પ્રાણનાશનો પ્રયત્ન કેવી રીતે કરવો અને તે પ્રયત્નમાં સફળતા કેવી રીતે મેળવવી, એ જ વિષયનો અત્યારે શાંતિથી વિચાર કરવાનો છે." આ શબ્દો ઉચ્ચારીને ઈડા જેર્નિન્ મહાલય પ્રતિ જવાને ત્યાંથી પાછી વળી ગઇ; કારણ કે, અદ્યાપિ તેનો તે મહાલયમાં જ નિવાસ હતો. તે જો કે પોતાના મનમાં સારી રીતે જાણતી હતી કે: "અલ્પ સમયમાં જ તે મહાલયના સત્ય અધિકારીને તે મહાલયનો અધિકાર સોંપીને મારે કોઇ અન્ય સ્થાનમાં નિવાસ કરવો પડશે;" પરંતુ જ્યાં સુધી તે પ્રસંગ ન આવે, ત્યાં સુધી તો તેનો નિવાસ તે મહાલયમાં જ હતો અને તેથી તે પોતાના એ નિવાસસ્થાનમાં જવામાટે ત્યાંથી ચાલતી થઇ ગઇ હતી.

## પ્રકરણ ૨૩ મું

### પાંચ ઘટનાઓ

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને બીજે દિવસે પ્રભાતનાં વાયના નગરમાંના પ્રત્યેક ગૃહમાં, વીથિકામાં અને અન્ય સર્વ સ્થાનોમાં એક પ્રકારનો વિલક્ષણ કોલાહલ વ્યાપેલો જોવામાં આવતો હતો; કારણ કે, ગત એક જ રાત્રિમાં કેટલીક એવા પ્રકારની ઘટનાઓ ત્યાં બની હતી કે તેમના યોગે વાયનાના લોકોને વાદાનુવાદ તથા વાર્તાલાપ કરવા માટેનાં વિપુલ સાધનો મળી ગયાં હતાં અને એજ ઘટનાઓના યોગે ત્યાંના અધિકારીઓ ચિન્તા, ભય તથા નિરાશાના ભોગ થઈ પડયા હતા.

પ્રથમ ઘટના એ હતી કે, ક્રિટ્ઝ તથા ગ્રેગરી વૉલ્સ્ટીન્ તેમને જે કારાગૃહમાં રાખવામાં આવ્યા હતા, તે કારાગૃહમાંથી પલાયન કરીને છટકી ગયા હતા. જો કે કારાગૃહમાં તેમના હાથ તથા પગોમાં હાથકડીઓ અને બેડીઓ નાખીને એક દીવાલ સાથે બાંધી રાખવામાં આવ્યા હતા; છતાં તે હાથકડીઓ અને બેડીઓને તોડી નાખવાને તેઓ સમર્થ થયા હતા; તેમને જે કોટડીમાં પૂરી રાખવામાં આવ્યા હતા તે કોટડીના બારણાં બળપૂર્વક ઊઘાડવામાં આવ્યાં હોય, એમ જણાતું હતું અને પરસાળમાંથી તેમની કોટડીમાં જવાના માર્ગપર પડતી તેમની કોટડીની બારીમાંના લોઢાનાં સળિયાં ખેંચીને કાઢી નખાયલાં હતાં. પરંતુ નીચેના માર્ગમાં સંત્રીઓનો સખ્ત પહેરો હોવા છતાં તેઓ ત્યાંથી નીકળીને કેવી રીતે પલાયન

કરી શક્યા હતા, એ વિશે અધિકારીઓ કશી પણ નિશ્ચયાત્મક કલ્પના કરી શક્યા નહોતા; છતાં એ તો નિર્વિવાદ વાર્તા હતી કે, તે બન્ને બંદિજનો કારાગૃહમાંથી આબાદ છટકી ગયા હતા.

બીજી ઘટના એ હતી કે, જે રાજદૂતે ગત દિવસના સંધ્યાકાળે જર્મનીના સમ્રાટ્ના આજ્ઞાપત્ર તથા જુલિયન્ આલ્પ્સ્‌માંના નકશાને લઇને લેબેકૂના ગવનર્ પાસે જવા માટે વાયનામાંથી પ્રયાણ કર્યું હતું, તે રાજદૂતનો માર્ગમાં કોઇએ વધ કરી નાખ્યો હતો. તે દુર્ભાગી મનુષ્યનું મૃત શરીર રાજધાનીથી પાંચ માઇલ્સના અંતરપરના એક જંગલમાં પડેલું મળી આવ્યું હતું. તેના વક્ષસ્થળમાં એક કૃપાણ ખોસી દીધેલો હતો અને તે કૃપાણના હાથાપર રજ્જુ લપેટેલી હોવાથી ' ફેમ્ ગેરિકટ્ ન્યાય સભા'ની આજ્ઞાથી જ તે રાજદૂતની હત્યા થયેલી હોવી જોઇએ, એમ સ્પષ્ટ જણાઇ ચૂક્યું હતું. તે રજ્જુમાં એક ચિઠ્ઠી પણ બાંધેલી હતી અને તેમાં ' ફેમ ગૅરિકટ્ ન્યાયસભા'ના ' ત્રણ કૃપાણ 'ના સાધારણ ચિન્હ સહિત આ પ્રમાણેના શબ્દો લખેલા હતા:—

" જે મનુષ્યો પવિત્ર ' ફેમ ગૅરિકટ્ ન્યાયસભા 'ના સભાસદોને લેશ માત્ર પણ હાનિ પહોંચાડવાની ઇચ્છા રાખતા હોય તેમણે આ રાજદૂતની દુર્દશાને જોઇ ચેતીને ચાલવાનું છે. જે કોઇ પણ ' ફેમ ગૅરિકટ્ 'ની સત્તા વિરૂદ્ધ કાઇ પણ પ્રકારનો પ્રપંચ રચે છે, તેમનો તે પવિત્ર સભા આવી રીતે જ સંહાર કરી નાખે છે તેમજ એ પવિત્ર સભાના વિરોધીઓની આજ્ઞાનું જેઓ પાલન કરે છે, તે દુર્ભાગી જનોની પણ આવી જ દુર્દશા કરી નાંખવામાં આવે છે." +++

રાજદૂતની પાસે જે પૈસા તથા હથિયાર આદિ વસ્તુઓ હતી તે જેમની તેમજ તેના શરીરપર કાયમ હતી; પરંતુ લેબેકૂના ગવર્નર્‌ને પહોંચાડવા માટે જે આજ્ઞાપત્ર અને નકશો આદિ તેને આપવામાં આવ્યા હતાં, તે સર્વ તેનાં વસ્ત્રોમાંથી અદૃશ્ય થઇ ગયાં હતાં.

જે ત્રીજી ઘટના બની હતી તે અપરાધની ગંભીરતામાં ઉપર્યુક્ત ઘટનાઓમાંની બીજી ઘટના કરતાં કાંઇક ન્યૂન હતી, પરન્તુ વાસ્તવિકતાથી વિચાર કરી જોતાં ધૃષ્ટતાના વિષયમાં તો ઉપર્યુક્ત ઉભય ઘટનાઓને પાછળ હટાવી દે, તેવા પ્રકારની ભયાનક ઘટના હતી. તે એકે, જર્મનીનો શહનશાહ મૅક્સિમિલિયન્ પ્રભાતમાં જ્યારે નિદ્રામાંથી જાગ્યો, તે વેળાયે તેના પર્યંક પાસેના એક ટેબ્લ્‌માં એક કૃપાણ બેસાડેલો તેના જોવામાં આવ્યો. એ કૃપાણના હાથાની આ-

સપાસ પણ રજ્જુ વીંટાળેલી હતી અને તે રજ્જુમાં જે એક ચર્મ-પત્ર બાંધેલું હતું, તેમાં માત્ર અતિશય ભયંકર અર્થને દર્શાવનાર એક જ શબ્દ લખવામાં આવ્યો હતો અને તે શબ્દ એજ હતો કે: "સાવધાન!"

ચોથી ઘટના વાચનામાં ચાલી રહેલી એક વિલક્ષણ અફવાની હતી. અર્થાત્ વાચનામાં એવી એક અફવા ચાલી રહી હતી કે, આજથી પચીસ વર્ષ પૂર્વે જે એક અપરાધી મનુષ્યને સમસ્ત પ્રજા-સમક્ષ ફાંસી આપીને મારી નાખવામાં આવ્યો હતો, તે ફાંસીને લાકડે લટકી ગયેલો મનુષ્ય ગત સંધ્યાકાળે વાચનામાં ભ્રમણ કરતો અનેક મનુષ્યોના જોવામાં આવ્યો હતો. એ મનુષ્ય તે બીજો કોઇ નહિ, પણ અલ્રિક્ કિનિસ્ નામક તે જ સંત્રી કિંવા પ્રહરી હતો કે જેને દેવાલયમન્દિરમાં અર્ભકો—બાળકો—ને બદલવામાટેના રચાયલા પ્રપંચના પ્રસંગે ત્યાંના વૈદ્યરાજે રિશ્વત આપીને પોતાના પક્ષમાં કરી લીધો હતો. તે હુંગેરિયન્ સૈનિકને જે બે મનુષ્યો સારી રીતે ઓળખતા હતા, તેમણે શપથપૂર્વક જણાવ્યું હતું કે, તે મનુષ્ય એક ક્રિશ્ચિયન્ ધર્માધ્યક્ષના વેષમાં તેમના જોવામાં આવ્યો હતો. તે બેમાંના એક મનુષ્યનું કહેવું એમ હતું કે, 'ગઇ કાલે સૂર્યાસ્ત પછી ન્યાયમન્દિરની પાસે જ મને તે મળ્યો હતો;' અને બીજો એમ કહેતો હતો કે: 'ગઇ કાલે સૂર્યાસ્તથી એક કલાક જેટલા સમય પછી રાજધાનીનાં દક્ષિણદ્વારોમાંના એક દ્વારમાંથી બહાર જતો મેં તેને જોયો હતો.' એ બે મનુષ્યો એક બીજાને ઓળખતા ન હોતા, છતાં તે બન્નેનો અલ્રિક કિનિસ્ સાથે ઘણો જ સારો તથા ગાઢ સંબંધ હતો અને તેથી તે બન્નેએ પરસ્પર મળી જઇને કોઇ વિશષ્ટ હેતુથી આવી વાર્ત્તાનો બનાવટથી પ્રચાર કર્યો હોય, એમ માનવાનું કાંઇ કારણ હતું જ નહિ. તે ઉભય મનુષ્યોએ એમ પણ જણાવ્યું હતું કે: 'જો કે વીતેલા પચીસ વર્ષના કાળે તે હુંગેરિયન્ સૈનિકના આકાર તથા દેખાવમાં અતિશય પરિવર્ત્તન કરી નાખ્યું છે, છતાં પણ તેની મુખાકૃતિ અને તેના શરીરમાંનાં કેટલાંક બીજાં ચિન્હો એવાં છે કે જેમના યોગે અમો તેને સારી રીતે ઓળખી લીધો હતો.'

એ સમયથી પચીસ વર્ષ પૂર્વે અલ્રિક કિનિસ્, વૈદ્યરાજ અને તે વૈદ્યરાજની પત્ની કિંવા પરિચારિકાને રાજધાનીના દુર્ગદ્વારમાં સર્વ લોકોના દેખતાં ફાંસીને લાકડે લટકાવીને મારી નાખવામાં આવ્યાં હતાં અને તેમનાં મૃત શરીરો કારાગૃહના શસ્ત્રચિકિત્સક વૈદ્યોને

વાઢકાપમાટે સોંપી દેવાયાં હતાં, એ ઘટનાને જેમણે પોતાની દૃષ્ટિથી જોઇ હતી એવા અનેક વૃદ્ધ પુરુષો અદ્યાપિ વાયનામાં વર્ત્તમાન હતા અને તેથી સજીવન મનુષ્યોની ભૂમિમાં અલ્લિફ્ ફ્રિનિસૂના અસ્તિત્વ તથા ભ્રમણની વાર્ત્તા સાંભળીને તેમના હૃદયમાં આશ્ચર્ય પણ થતું હતું અને સંશયનો આવિર્ભાવ પણ થતો હતો. માત્ર જે શસ્ત્રચિકિત્સકો ( Surgeons ) ને તે અપરાધીઓનાં મૃત શરીરો વાઢકાપમાટે સોંપવામાં આવ્યાં હતાં, તે શસ્ત્રચિકિત્સકો એ વેળાયે અસ્તિત્વમાં નહોતા.

અર્થાત્ કારાગૃહમાંથી બે બંદિવાનોનું પલાયન, રાજદૂતની હત્યા, સમ્રાટ્‌ના શયનમન્દિરમાં ' ફ્રેમ્ ઑરિકટ્ 'નાં ચિન્હોનું દર્શન અને અલ્લિક ફ્રિનિસૂનું મૃતભૂમિમાંથી સંસારમાં પુનર્દર્શન, એ ચાર ઘટનાઓએ વાયનાના લોકોને આશ્ચર્યના ગંભીર સમુદ્રમાં ડુબાવી દીધા હતા અને તેથી લોકોની ચર્ચાનો એ આજે જો એક મુખ્ય તથા પ્રધાન વિષય થઈ પડયો હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. એવી રીતે એક રાત્રિના અલ્પ અવધિમાં બનેલી એ ચાર ઘટનાઓથી વાયનાના સભ્ય નાગરિકો વિસ્મયાપન્ન થયા હતા અને અધિકારીઓ એ ઘટનાઓવડે અત્યંત ભયભીત તથા હતપ્રભ થઇ ગયેલા દેખાતા હતા.

પરંતુ આજનો બીજો દિવસ પણ એક તેવી જ ભયાનક ઘટના સાહત સમાપ્ત થવો જોઇએ, એવો વિધાતાનો લેખ લખાયલો હોવાથી આજે પણ એક તેવી જ ભયંકર નૂતન ઘટના ઉપસ્થિત થઇ અને તે ઘટનાએ તો વળી સમસ્ત રાજધાનીમાં એક પ્રકારનો મહાવિલક્ષણ કોલાહલ ઉપજાવી દીધો.

સૂર્યના અસ્તાચલગમનમાં પંદર મિનિટ જેટલો જ અવકાશ હતો, તે વેળાએ એક અવગુંઠનવતી અબળા વાયના નગરના દુર્ગની દક્ષિણ દીવાલપર આવેલી દૃષ્ટિગોચર થઇ. તે મનોગત બબડતી બોલી કે: " મારા બંધુ સીજર પાસેથી છૂટીને અહીં આવતાં આજે કેટલોક પરિશ્રમ તો મને અવશ્ય સહન કરવો પડયો છે ! " આવી રીતે બોલીને તે અબળા તેના જે હસ્તની અંગુલીમાં આગલે દિવસે ફ્રૅાસ્ટે જે સિંહમુખી મુદ્રિકા જોઈ હતી તેજ સિંહમુખી મુદ્રિકાથી મંડિત પોતાના ગૌર તથા કોમળ હસ્તવડે પોતાના અવગુંઠનને પોતાના મુખમંડળપર વ્યવસ્થિત કરવા લાગી અને ત્યાર પછી પોતાના આપાદલંબ ઘન અવગુંઠનમાં પોતાના તે હસ્તને છુપાવીને વળી પણ તે મનોગત બોલવા લાગી કે: ' મારો ભ્રાતા સીજર એક અત્યંત સંશયશીલ પુરુષ છે; પરન્તુ કાઉન્ટ્ ઑફ્ ઑરેનાને મેં અત્યારે

અહીં આવવાનું વચન આપેલું હોવાથી મારો અહીં આવ્યા વિના છુટકો જ નહોતો. કાઉન્ટ્ ઑરેના એક કેવો સુંદર તથા મનોહર પુરુષ છે! મેં એ અભિજાત પુરુષ વિશે અનેક વાર્ત્તાઓ સાંભળી છે. પરંતુ ધનાઢ્યતા તથા ચારિત્ર્યની અસાધારણતા તેમજ અસાધારણ પદવીના યોગે સમાજમાં અપૂર્વ મહત્તાને ભોગવતો એવો કયો પુરુષ છે કે જેનો બહુધા સંપૂર્ણ વૃત્તાન્ત મારા જાણવામાં ન આવી ગયો હોય? મારૂં કુટુંબ જે સંપત્તિ, જે સત્તા, જે સંબંધો તથા કોઇના પણ ભેદને જાણી લેવામાટેનાં જે અપૂર્વ સાધનો ધરાવે છે; તે સર્વ સાધનોના યોગે એવી કઇ વસ્તુ છે કે જેને અમે ઇચ્છા થતાંની સાથે જ પ્રાપ્ત ન કરી શકીએ? અમારા શત્રુઓના અમારી વિરુદ્ધ યોજાતા ષડ્યંત્રો તત્કાળ નિષ્ફળ થઇ જાય છે, તેઓ એક પછી એક ગોરના ઊંડા ખાડામાં પડતા જાય છે અને તેમના મરણનો ભેદ અમારા વિના અન્ય કોઇના પણ જાણવામાં આવી શકતો નથી; એ અમારો કાંઇ જેવો તેવો અને સાધારણ પ્રભાવ તો નજ કહી શકાય. સમસ્ત વિશ્વમાં અમારૂં નામ મોટું અને મહાભયોત્પાદક તથા ભયંકર મનાય છે અને તેથી આ સૃષ્ટિમાં અમારી સમાનતા કિંવા સ્પર્ધા કરી શકે, એવી કોઈ પણ વ્યક્તિ અસ્તિત્વ ધરાવતી નથી! પરંતુ જેવી રીતે પ્રત્યેક નિયમનો એક અપવાદ હોય છે, તેવી જ રીતે આ ફૉરસ્ટ્ પણ મને અમારી અદ્વિતીયતાના અપવાદરૂપ જ દેખાય છે અને એથી મારા હૃદયમાં દૃઢ શંકા થાય છે કે એના જીવનમાં અવશ્ય કાંઇક પણ રહસ્ય હોવું જ જોઇએ અને અવશ્ય કોઇ પણ મહાન્ ભેદનો એના જીવન સાથે ઘનિષ્ટ સંબંધ હોવો જોઇએ; કારણ કે, જો તેમ ન હોય, તો એને આવી રીતે અચાનક તથા અનાયાસ આટલી બધી ઉન્નતિ, આટલી બધી સંપત્તિ અને આટલા બધા પ્રભાવની પ્રાપ્તિ થવાનો સંભવ ધારી શકાય ખરો કે? જેવી રીતે અલ્પ સમયમાં જ સમસ્ત વિશ્વ મારા પિતાના સંપુટમાં આવી જવાનો સંભવ છે, તેવી જ રીતે એ ફૉરસ્ટ્ તો અત્યારથી જ સમસ્ત વિશ્વને પોતાના સંપુટમાં આવી ગયેલું માને છે; એ પોતાને સમસ્ત સૃષ્ટિનો સ્વામી પ્રમાણે છે અને તેથી મોટી મોટી પદવીઓને પણ તુચ્છ વસ્તુ સમાન જાણે છે! એ જ્યારે મારૂં નામ જાણશે, તે વેળાયે ખરેખર એના આશ્ચર્યની પરિસીમાજ થઈ જશે! ફૉરસ્ટે મારી ઘણી જ સારી સેવા બજાવેલી હોવાથી અને તેનો સ્વભાવ મારા સ્વભાવ સાથે મળતો હોવાથી હું અવશ્ય તેને મારૂં નામ જણાવીશ અને મારો સંપૂર્ણ પરિચય કરાવીશ. ફૉરસ્ટ મારા બંધુ સીજરનો પણ

એક ઉત્કૃષ્ટ મિત્ર થઈ પડશે અને મારા બંધુને તેની અનેકવિધ સહાયતા મળી શકશે. જર્મન્ રાજસભામાં જો અમારો આવો પ્રતિનિધિ વર્ત્તમાન હશે, તો તેના યોગે આ વિશાળ સામ્રાજ્યમાં પણ અમારી યોજનાઓ ઉત્કૃષ્ટતાથી સિદ્ધ થઇ જશે, એ નિર્વિવાદ છે; કારણ કે, કેવળ ઇટલીમાં જ અમારી સત્તાની સીમા બંધાઈ જાય અને અન્ય રાજ્યોમાં અમારી સત્તાનો અંશ માત્ર પણ ન હોય, એ અમારા કુટુંબમાટે કોઈ પણ પ્રકારે ઇષ્ટ નથી......"

તે મહત્ત્વાકાંક્ષિણી અબળા પોતાના એ મનોરાજ્યમાં એટલી સીમા પર્યન્ત લીન તથા આત્મવિસ્મૃતા થઇ ગઇ હતી કે, જેના મસ્તકપર એક ટોપીમાંનાં પીછાં વાયુની લહરીથી ડોલતાં હતાં અને જેણે પોતાના સમસ્ત શરીરને એક પરિચ્છદવડે આચ્છાદિત કરેલું હતું એવી અશ્વારોહી સૈનિક સમાન દેખાતી એક વ્યક્તિ તેના નિકટમાં આવીને ઊભી રહી ત્યાં સુધી તે વ્યક્તિના આગમનનું તેને જ્ઞાન કે ધ્યાન હતું જ નહિ.

અચાનક તે વ્યક્તિને પોતાની પાસે ઊભેલી જોઇ તેને ફ્રૅંકરસ્ ધારીને તે અબળાએ પૂછ્યું કે: "કોણ ફ્રૅંકરસ્ ?"

"નહિ; જેને મળવામાટે તું આ એકાન્ત સ્થાનમાં આવીને ઊભી છે, તે ફ્રૅંકરસ્ હું નથી !" ઇડાએ તેના પ્રશ્નના ઉત્તરમાં એ શબ્દો ઉચ્ચાર્યા; કારણ કે, તે વ્યક્તિ અન્ય કોઈ નહિ, પણ ફ્રૅંકરસ્‌ની ગુપ્ત પ્રેમિકા ઇડા જ હતી અને તે અત્યારે એ સ્થાનમાં પુરુષના વેષમાં આવી હતી. તે પોતાનો પરિચય કરાવતી આગળ વધીને બોલી કે: "નીચ અને દુષ્ટ નારી, તું જેની પ્રતીક્ષા કરતી ઊભી છે, તે ફ્રૅંકરસ્ હું નથી; પરંતુ જેનો ફ્રૅંકરસ્‌માં અનન્ય અનુરાગ છે અને જે પોતાના પ્રેમના વ્યાપારમાં અન્ય કોઇ પણ પ્રતિસ્પર્ધિનીને સહન કરી શકે તેમ નથી; તેવી તારી જાતિની જ આ એક વ્યક્તિ છે, તેને ઓળખી લે !"

આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ ઇડા પોતાની સર્વ શક્તિઓને એકત્ર કરીને તે અવગુંઠનવતી અબળાના શરીરપર વ્યાઘ્રભાવથી લપકી અને પોતાના હસ્તમાંના દીર્ઘ કૃપાણના એક જ પ્રહારથી તે અબળાના વક્ષસ્થળને વિદારી નાખવાનો તેણે ભીષણ ઉદ્યોગ કર્યો. પરંતુ દુર્ભાગ્યના યોગે સંક્ષુબ્ધ ઇડાનો હસ્ત દીર્ઘ પરિચ્છદના એક ભાગમાં અટવાઇ ગયો તેમ જ તે અવગુંઠનવતી અબળા પણ તે કૃપાણ તેના વક્ષસ્થળપર આવી પડે તે પૂર્વે એક કે બે પગલાં પાછળ હટી ગઈ અને તેથી ઇડાના કૃપાણનો પ્રહાર નિષ્ફળ નીવડ્યો. પ્રથમ

પ્રહાર આવી રીતે નિષ્ફળ થતાં ઇડા વિશેષ સાવધાન થઇ ગઇ અને કૃપાણના બીજી વારના પ્રહારથી તે અબળાના જીવનનો અંત કરી નાખવાને ઉઘુક્ત થઇ. પરંતુ એટલા સમયમાં તે અવગુંઠનવતી અબળાએ પોતાની અંગુલીમાંની મુદ્રિકાને સ્પર્શ કરતાં તે મુદ્રિકાનું સિંહમુખ સર્પમુખના રૂપમાં ફેરવાઇ ગયું અને ત્યારપછી તેણે ઇડાનો હાથ પોતાના ડાબા હાથથી ઝાલીને તેના પ્રહારને અટકાવી તે મુદ્રિકામાંના સર્પના મુખના અગ્રભાગનો ઇડાના કપોલને સ્પર્શ કરાવી દીધો. તે મુદ્રિકામાંના સર્પના મુખનો ઇડાના કપોલને સ્પર્શ થતાં તે અવગુંઠનવતી અબળા કેટલાંક પગલાં પાછી હટી ગઇ અને ત્યાં શાન્ત ભાવથી ઉભી રહી; કારણ કે હવે તે પોતાને ભયથી સર્વથા મુક્ત થયેલી માનતી હતી અને તેથી તેના માટે ભયભીત થવાનું કાંઇ પણ કારણ હતું નહિ. આ સર્વ ઘટના એક પળ માત્રમાં જ બની ગઇ હતી. તે મુદ્રિકામાંના સર્પના મુખમાંનું વિષ મનુષ્યપ્રાણીના શરીરમાં તાત્કાળિક વિઘાતક પરિણામ નિપજાવનારૂં હોવાથી તે વિષનો શરીરમાં સંચાર થતાં ઇડાએ એક મંદ ચીત્કાર કર્યો અને નિમેષ માત્રમાં જ નિર્જીવ થઇને તે દુર્ગની દીવાલપર પડી ગઇ !

ઇડાના આ પરિણામને જોઇને તે અવગુંઠનવતી અબળાએ મનોગત કહ્યું કે: "અત્યારે હવે મારાથી કાઉન્ટ ઑરેના અથવા ફૌરસ્ટને મળવાનું અને તેની સાથે વાર્ત્તાલાપ કરવાનું સાહસ કરી શકાય તેમ નથી !" અર્થાત્ આટલા શબ્દો ઉચ્ચારતાંની સાથેજ તે અબળા અત્યંત ઉતાવળથી ત્યાંથી પાછી વળી અને જોતજોતામાં અંધકારમાં અદશ્ય થઇ ગઇ.

## દ્વિતીય ખણ્ડ સમાપ્ત

## રા. નારાયણ વિસનજી ઠક્કુરકૃત રસિક નવલકથાઓ.

**આજકાલનું હિંદુસ્તાન** અથવા પ્રાણહારક મૃગજળ ભા. ૧-૨-૩ ચાલુ સમયમાં ચાલતા નિંદ્ય સુધારા, ગાડીવાડીના વૈભવ ખાતર ગમે એવા શ્રીમંત પતિ મેળવવાની લાલસા, શ્રીમંતોના મૃત્યુ સમયે થતા વીલના કલ્પનામાં પણ ન આવે એવા બનાવોથી ભરપૂર નવલકથા. પૃષ્ઠ ૩૨૦, ચાર મનહર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો પાકું પૂઠું. છતાં ત્રણે ભાગની કિંમત રૂ. ૫-૮-૦.

**ભયંકર ભદ્ર** અથવા કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારમાટે—આ સંસારના ક્ષણભંગુર ભોગવિલાસની લાલસાથી મહત્વાકાંક્ષાના પ્રવાહમાં તણાઇને ક્ષુદ્ર માનવી પિશાચના દાસત્વને સ્વીકારીને આ જગતમાં કેવાં કમકમાટી ઉપજાવનારાં કુકૃત્યો કરે છે, એનું જો તાદશ્ય શાબ્દિક ચિત્ર જોવું હોય તો તે કેવળ આ અદ્ભુત નવલકથામાં જ દેખાશે. ફોટોગ્રાફિક સુંદર ચિત્રો કિંમત રૂ. ૨-૦-૦.

**નાદિરનો દોરદમામ** અથવા બાહુબળનું પરિણામ—સ્વર્ગવાસી અમૃત કેશવ નાયક તથા વિદ્યમાન ઠક્કુર નારાયણ વિસનજીકૃત. નાદિરશાહનું જીવનચરિત્ર આ ગ્રંથમાં એટલું અને એવું ઉત્તમતાથી વર્ણવાયું છે કે જાણે એક ઉત્કૃષ્ટ નવલકથા વાંચતા હોઇએ તેવો જ ભાસ થાય છે. કીંમત રૂ. ૧-૮-૦.

**મારી ભયંકર સંસારયાત્રા** અથવા એક નિરાધાર અબળાનો આર્ત્તનાદ ! આ સામાજિક નવલકથામાં સંસાર વ્યવહારમાં પ્રચલિત થઈ પડેલા કેટલાક વિષયોનું એવી શાસ્ત્રીયદષ્ટિથી અવલોકન કરવામાં આવ્યું છે કે જેમાંથી ઘણું શીખવાનું મળી શકે તેમ છે. પાકું પુંઠું; મૂલ્ય રૂ. ૨-૮-૦.

## રા. ચુનીલાલ વર્ધમાન શાહકૃત રસિક નવલકથાઓ.

**લતા અને લલિતા** ભાગ ૧-૨-૩-૪—લતા અને લલિતા એ બ્હેનો હોવા છતાં જૂદા જૂદા રંગઢંગમાં અને જૂદા જૂદા સ્વભાવની માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ નવલકથામાં કરી શકાય છે. દરેક ભાગમાં સુંદર ચિત્રો, પાકું પૂઠું. દરેક ભાગનાં પૃષ્ઠ ૨૦૦. કિંમત દરેક ભાગની ૧-૦-૦ મુજબ કુલ રૂ. ૪-૦-૦. ભાગ ૧ લો રૂ. ૧ાા

**નોકરીનો ઉમેદવાર**—સચિત્ર સાંસારિક નવલકથા. અંગ્રેજી ભણેલો એક ગરીબ યુવક નોકરીની શોધમાં ફાંફાં મારતાં જે અથડાણમાં પડે છે અને જુદા જુદા સ્વભાવનાં શેઠ શેઠાણીઓના સહવાસમાં આવીને અનેક લાલસા, ધર્મભ્રષ્ટતા વગેરેની વચ્ચે આવી પડવાથી અટવાયા કરે છે તેનું આ ચિત્ર અત્યંત બોધક અને રસિક છે. મૂલ્ય રૂ. ૧ાા.

મળવાનું ઠેકાણું—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણદરવાજા—અમદાવાદ.

**કાશ્મીર અને કેસરી** (બીજી આવૃત્તિ)-રણજીતસિંહને અફઘાનો સાથે ઘણી વાર ઝપાઝપી થઇ હતી અને કાશ્મીર પ્રાન્તને માટે તો ચાર વાર સવારીઓ લઇ જવી પડી હતી. આ વાર્તાનું એક પછી એક પ્રકરણ વાંચવાને વાંચકની મનોવૃત્તિ ઉશ્કેરાતી જાય તેમ છે. પૃષ્ઠ ૨૫૦ પાકું પુંઠું. કિં. રૂ. ૧—૦—૦.

**પિશાચમંદિર** ભાગ ૧—૨—આ નવલકથા એટલી તો હૃદયગ્રાહી અને ચમત્કારિક છે કે, પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતા જ વહેતી હોય એવો સહજ ભાસ થાય છે. અરણ્યમાં અત્યાચાર, કિલ્લાનો ગુપ્ત ભેદ, ભયાનક યંત્ર, કેદમાં સપડાયેલી કુમારિકા, શ્વેત આકૃતિ, ચક્રયંત્રવાળું ભોંયરું, પ્રેમમંદિર કે પિશાચમંદિર ? વગેરે પ્રકરણો વાંચતાં આહાર નિદ્રાનું સર્વથા વિસ્મરણ થઇ જાય તેમ છે **મનોહર ચિત્રો** બન્ને ભાગ જુદા બાંધેલા છે. પાકું પૂઠું, બન્ને ભાગનાં પૃષ્ઠ ૬૦૦ છતાં કિમ્મ દરેક ભાગની રૂ. ૨) મુજબ કુલ રૂ. ૪.

**રા. વજલાલ જાદવજી ઠક્કરકૃત રસિક નવલકથાઓ.**

**દગાબાજ દુનિયા**—આ નવલકથાની વસ્તુસંકલના એવી તો અદ્‌ભુત, પરતુ સંભવિત છે કે, પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે. આ નવલકથા રસિક ચમત્કારિક અને બોધક વિષયોથી ભરપૂર છે. **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો.** પાકું પૂઠું રૂ. ૨—૦—૦.

**કંગાલ કેદી** અથવા સ્નેહ-બંધન—ભાગ ૧—૨ આ નવલકથામાં સુખ-દુઃખના પડછાયા, સ્વામી સ્નેહજ્યોતિનું આદર્શ સાધુ જીવન અને દૈવી પરોપકાર, હતભાગ્ય રંગનાથની સ્થિતિનું અને જીવનનું કલ્પના પણ ન કરી શકાય એવું અસંભવનીય પરિવર્તન, આદિ અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ. **આઠ સુંદર ચિત્રો**, બન્ને ભાગનું પાકું પૂઠું, કીંમત ભાગ ૧ લો રૂ. ૧—૧૨—૦ ભાગ ૨ જો ૨—૦—૦ કુલ રૂ. ૩—૧૨—૦.

**ભાગ્યદેવીની ભયંકરતા** અથવા આદર્શ વિધવા—આ નવલકથા સમસ્ત હિન્દુસ્તાનમાં એટલી બધી લોકપ્રિય થઇ પડી છે કે, તેનું અંગ્રેજી, હિન્દુસ્તાની, વગેરે ભાષાઓમાં પણ ભાષાંતર થયું છે. **ભાગ્યદેવીની ભયંકરતાથી** એક કંગાલ દીનદરિદ્ર કુટુંબને કેટલું બધું દુઃખ વેઠવું પડે છે તેનો આ નવલકથામાં ઘણો જ કરુણાજનક ચિતાર આપવામાં આવ્યો છે. પ્રત્યેક હિન્દુ સ્ત્રીને આ નવલકથા વાંચવાની ખાસ ભલામણ છે. **ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો.** કિમ્મત રૂ. ૧—૪—૦.

**પિશાચિની કે પ્રેમદા ?**—ભૂતપ્રેતના ભયંકર ઉપદ્રવના લીધે ઉપજતું ભ્રમમૂલક દુઃખ, મહામાયાનું જળમાં ડુબી જવાથી નિપજેલું મૃત્યુ, સુંદરી લીલાવતીની બિમારી, પ્રેમની હરિફાઇ, ધડથી જુદું થઈ ગયેલું મસ્તક, સ્મશાનભૂમિમાં પિશાચિનીનાં પાપમંડળ આદિ અનેકવિધ ચમત્કારોથી પરિપૂર્ણ મૂલ્ય રૂ.૧॥

મળવાનું ઠેકાણું—**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે** ત્રણદરવાજા—**અમદાવાદ.**

**સ્વર્ગમાં શયતાન**—ઉપરથી મહાત્મા જેવા દેખાતા અને સંસારમાં સાધુ લેખાતા; પરંતુ હૃદયમાં હળાહળ ભરી રહેલા પુરૂષો પોતાના ઉપર ઉપકારો કરનારનું પણ કેવું ભયંકર અનિષ્ટ કરે છે વગેરે આકર્ષક ઘટનાઓથી ભરપૂર આ નવલકથા છે. મૂલ્ય રૂ. ૧—૪—૦

**મૃગલોચની** અથવા માયા પ્રાબલ્ય. (સંપાદક. મ. જા. ઠક્કર.) ભાગ ૧—૨—૩-૪ આ નવલકથા વાર્તાપ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. શુદ્ધ સ્નેહનું સ્વરૂપ સમજવું હોય, વફાદાર દોસ્તની દિલોજાન દોસ્તીનું દર્શન કરવું હોય, વેશધારીઓના કલ્પનામાં પણ ન આવી શકે એવા અવનવા ચમત્કારોથી પરિચિત થવું હોય, વીરપુરૂષોની વીરતા જોવી હોય તો આ નવલકથા અવશ્ય વાંચજો. પ્રેમિક પ્રેમિકાની વિયોગવ્યથાનો હૃદયવિદારક ચિતાર વાંચતાં તમે અશ્રુજળને અટકાવી શકશો નહિ. પ્રેમ, વિરહ, મિલન, ચમત્કાર, કર્તવ્યનિષ્ઠા, દેશદ્રોહ, દેશભક્તિ વગેરે સઘળું આ નવલકથામાં છે. આજે જ મંગાવો. દરેક ભાગનું મૂલ્ય રૂ. ૧—૮—૦ કુલ રૂ. ૬—૦—૦ દરેક ભાગનું પાકું રૂપેરી પૂઠું છે.

**સંસાર કે નરકાગાર ?**—આજકાલના કહેવાતા સુધારકોનું આંતર્જીવન કેવું પાપપૂર્ણ અને શોચનીય છે, જ્ઞાનશૂન્ય વિધવાઓ ધર્મશિક્ષણના અભાવે સ્વધર્મનો ત્યાગ કરી કેવી રીતે પાપિષ્ઠા થાય છે એનો આબેહુબ ચીતાર આ નવલકથામાં ચીતરવામાં આવ્યો છે. પૃષ્ઠ ૨૫૦ કિમ્મત રૂ. ૧—૪—૦.

**મનોહારિણી માયા**—આ નવલકથાની વસ્તુસંકલના એટલી બધી રસિક મનોરંજક અને કરૂણાજનક છે કે એક વખત પુસ્તક વાંચવા માટે હાથમાં લીધા પછી પડતું મૂકવાનું મન થશે નહિ. આકર્ષણીય ઘટનાઓનું દર્શન કરવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. કિમ્મત રૂ. ૧—૪—૦.

**રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશીકૃત રસિક નવલકથાઓ.**

**કમળાદેવી**—સંસારને સ્વર્ગીય તથા સુખમય બનાવવા માટે આ નવલકથા એક વખત આપના કુટુંબમાં અવશ્ય વંચાવો. સ્નુશૂરા રાજપૂતોની સ્વદેશભક્તિનું દર્શન કરવું હોય, માયાજાળમાં ફસાવાથી ભોગવવાં પડતાં દુઃખને જોવું હોય, તો આ નવલકથા આજે જ મંગાવીને વાંચો. મૂલ્ય રૂ. ૧—૮—૦.

**મુરાદેવી** અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ ભાગ ૧-૨—૩. નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન અને કૌટિલ્યવિદ્યાવિશારદ ચાણક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, ચંદ્રગુપ્તને રાજ્યાધિકાર અપાવવા માટે મલયપુરની રાજનંદિની મંદાકિનીએ કેવા કેવા યત્નો કર્યા હતા તે સર્વ વિષયોનું ઘણી જ સરળતાથી આ નવલકથામાં વિવેચન કરવામાં આવ્યું છે. ત્રણે ભાગની કીં. રૂ. ૫—૦—૦.

મળવાનું ઠેકાણું—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણદરવાજા—અમદાવાદ.